# વિચિત્ર જગત્.

## ભાગ ૧ લો.

( અદ્ભુત રસિક નવલકથા. )

લેખક
ચંદુલાલ જેઠાલાલ વ્યાસ,
વઢવાણ સીટી.

પ્રકાશક
પુંજાલાલ ભગવાન પારેખ,
વઢવાણ સીટી.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦. સંવત ૧૯૭૮.

મૂલ્ય રૂ. ૩

# પ્રસ્તાવના.

અંગ્રેજ નવલકથાકાર રેનોલ્ડ્ઝની એક રસિક નવલકથાને આધારે આ કથાનક લખવામાં આવ્યું છે. આ નવલકથામાં ભિન્ન ભિન્ન પ્રકૃતિનાં મનુષ્યો પોતપોતાના ગુણસ્વભાવનું કેવી રીતે દોહન કરે છે તેનું ચિત્ર બની શકે તેટલા ક્રમપૂર્વક આલેખવામાં આવ્યું છે.

જગતમાં બહુ મનુષ્યો પોતપોતાનું ભલું ચાહવામાં અને પોતાનો સ્વાર્થ સાધવામાં મશગુલ રહે છે. જેઓ પોતાની શક્તિથી કે યુક્તિથી પોતાના પાપ ઉપર ઢાંકપિછોડો કરી શકે છે તેઓ બીજાના કરતાં પોતાને ઉજળા માને છે અને દુનિયામાં નિર્દોષ પવિત્ર આત્મા પોતાનો જ છે, એમ દર્શાવવાનો મિથ્યા ડોળ કરે છે. પરંતુ સમય આવતાં જ્યારે તેમનાં પાપકૃત્યો પોકાર કરી રહે છે ત્યારે જગતને સત્ય ઘટનાનો અનુભવ થાય છે અને દુષ્ટ મનુષ્યોને તેમની દુષ્ટતાનું પ્રાયશ્ચિત્ત પૂર્ણ પશ્ચાત્તાપના સ્વરૂપમાં પ્રાપ્ત થાય છે. પ્રસ્તુત સિદ્ધાંતનું પ્રતિપાદન આ નવલકથામાં કરવામાં આવ્યું છે.

આ નવલકથાનો બીજો ભાગ છપાય છે. જ્યારે આ પ્રથમ ભાગ વાચકના હાથમાં આવશે, તે વખતે બીજો ભાગ પણ તૈયાર થઈ ગયો હશે.

વઢવાણ સીટી.<br>
સં. ૧૯૭૮ પોષ વદી ૧૧,<br>
તા. ૨૩-૧-૧૯૨૨ ચંદ્રવાર.

ચંદુલાલ જેઠાલાલ વ્યાસ.

# રસિક નવલકથામાળા.

---

વાચકોને વધારે સસ્તી કીંમતે સારાં પુસ્તકો પૂરાં પાડવાના હેતુથી આ નવલકથામાળાની યોજના અમે કરી છે.

## નિયમો.

૧. પ્રવેશફી રૂ. ૧—૦—૦ ભરીને આ નવલકથામાળાના ગ્રાહક થઇ શકાય છે. ફીની રકમ મનિઓર્ડરથી મોકલી આપવી અથવા તો વી. પી. ની સાથે વસુલ કરવાનું જણાવવું.

૨. ગ્રાહક તરીકે કોઇ પણ વખતે ચાલુ થઇ શકાશે, પરંતુ ઓછામાં ઓછા એક વર્ષ સુધી ચાલુ રહ્યા બાદ જો ગ્રાહક તરીકે રહેવાની ઇચ્છા નહિ હોય તો જ તેમની પ્રવેશફી તેમના ખર્ચે તેમને પાછી મળશે. એક વર્ષથી ઓછા વખતને માટે ગ્રાહક થનારને પ્રવેશફી પાછી આપવામાં આવશે નહિ.

૩. જે નવલકથામાળાના ગ્રાહક હશે તેમને માળાનાં પ્રસિદ્ધ થતાં તમામ પુસ્તકો પોણી કીંમતે મળશે.

૪. હાલમાં દરેક વી. પી. બુકપોસ્ટ રજીસ્ટર કરીને મોકલવાનો પોસ્ટ ખાતાનો કાયદો છે તથા અગાઉ કરતાં પોસ્ટેજનો ચાર્જ પણ બમણો થયો છે. છતાં અમે અમારા ગ્રાહકો પાસેથી રજીસ્ટર તથા પોસ્ટેજ ખર્ચ લેવા ઇચ્છતા નથી. ફક્ત તેમને વી. પી. મનિઓર્ડરનો ચાર્જ આપવો પડશે, એક પુસ્તક રવાના કરવામાં ખર્ચ ઘણું આવતું હોવાથી ૨—૩ પુસ્તકો સાથે વી. પી. રજીસ્ટર બુકપોસ્ટથી મોકલી આપવામાં આવશે.

૫. ગ્રાહકને પુસ્તક મોકલતાં અગાઉ આઠ દિવસ પહેલાંથી ખબર આપવામાં આવશે.

૬. દર વર્ષે વધુમાં વધુ ૭ પુસ્તકો પ્રકટ કરવામાં આવશે, અને તે નવલકથામાળાના ગ્રાહકે ખરીદવા પડશે. જો કોઇ ગ્રાહક વી. પી. બુકપોસ્ટ પાછું ફેરવશે તો તેણે ભરેલી પ્રવેશફી જમે કરી, ગ્રાહકના લીસ્ટમાંથી તેનું નામ કમી કરવામાં આવશે.

૭. જો એક વર્ષમાં ૭ કરતાં વધુ પુસ્તકો અમારા તરફથી પ્રકટ થશે, તો તે લેવાની ગ્રાહકને ફરજ પાડવામાં આવશે નહિ. તેમની ઇચ્છા હશે તો તેમને પોણી કીંમતે મળી શકશે.

૮. નવલકથામાળાનાં પુસ્તકો ઉંચા ગ્લેઝ્ડ કાગળ, સુંદર છપાઇ અને પાકાં સોનેરી પુંઠાંનાં રહેશે. કોઇ પણ પુસ્તક અપૂર્ણ બહાર પાડવામાં આવશે નહિ. જો એકથી વધારે ભાગવાળું પુસ્તક હશે તો તેના તમામ ભાગ સાથે બહાર પાડવામાં આવશે.

૯. માળાના ગ્રાહક સિવાય બીજા સજ્જનોને માળાનાં પુસ્તકો પૂરી કીંમતે આપવામાં આવશે. ફક્ત રજીસ્ટર તથા પોસ્ટેજનો ચાર્જ લેવામાં આવશે નહિ.

૧૦. આજસુધી અમે ઘટાડેલી કીંમતે પુસ્તક આપતા, વખતે તેની સાથે ભેટનું પુસ્તક પણ આપતા, પરંતુ તે નિયમ હવેથી બંધ કરવામાં આવ્યો છે.

૧૧. રસિક નવલકથામાળાનાં બહાર પડી ગયેલાં પુસ્તકો જો નવા ગ્રાહકોને લેવાં હશે તો સીલીક હશે તે પુસ્તકો ૧૨॥ ટકા કમિશનથી મોકલવામાં આવશે, રજીસ્ટર તથા પોસ્ટેજ ખર્ચ માફ.

માળાનાં પહેલાં બે પુસ્તકો "ડિટેકિટવ શેરલોક હોમ્સનાં સાહસકર્મો" તથા "ભયંકર ભેદ" છપાય છે. આવતા જુન માસમાં તૈયાર થવાનો સંભવ છે.

જો નીચેનાં પુસ્તકો લેવાની ગ્રાહકોની ઇચ્છા હશે તો તે પણ ખાસ લાભ તરીકે પોણી કીંમતે મળશે.

| | કીંમત. |
|---|---|
| | રૂ. આ. પાઈ. |
| વેર વસુલ! ભા. ૧ થી ૪ (સચિત્ર.) દરેક ભાગના | ૩—૦—૦ |
| વિચિત્ર જગત્! ભા. ૧–૨ " | ૩—૦—૦ |
| પ્રેમની ખુમારી ભાગ. ૧ (સચિત્ર) | ૨—૮—૦ |
| પ્રેમની ખુમારી ભા. ૨ (સચિત્ર) | ૨—૮—૦ |
| સૌંદર્ય—જવાળા. ભા. ૧. (બીજી આવૃત્તિ.) | ૨—૦—૦ |
| સૌંદર્ય—જ્વાળા. ભા. ૨ | ૧—૮—૦ |
| લીલા અથવા યાતિતંત્ર. | ૧–૧૨—૦ |
| સંસારી કે સંન્યાસી? | ૧—૮—૦ |

ઉપરનાં પુસ્તકોનું રજીસ્ટર તથા પોસ્ટેજ ખર્ચ લેવામાં આવશે નહિ. પુસ્તકો સીલીક હશે ત્યાંસુધી જ મળશે. માટે તાકીદે લખો.

સારાં અને સસ્તાં પુસ્તકો વેચનાર:—

**પુંજાલાલ ભગવાન પારેખ—વઢવાણ સીટી.**

# અનુક્રમણિકા.





# વિચિત્ર જગત્!

## ભાગ ૧ લો.

## પ્રકરણ ૧ લું.

### વસંત-વિહાર.

આમ્રવૃક્ષને ઉત્કૃષ્ટ મહોર બેસી ચૂકી હતી. તેની સુવાસથી દશે દિશા વ્યાપ્ત થઈ ગઈ હતી. કોકીલ પક્ષી ઉન્મત્ત બનીને પંચમ સ્વરથી ગાન કરી રહ્યું હતું. ભ્રમરવૃન્દ અનેક પ્રકારનાં સુગંધિત પુષ્પોમાંથી મધના સંચય કરવામાં ગુંથાયું હતું. એવા પ્રકારની વસંત ઋતુ પ્રકટ થઈ હતી. આગલી સાલમાં મેઘરાજની કૃપા થયેલી હોવાથી સર્વ લોક આનંદિત બન્યા હતા; અને તેઓ વસંત ઋતુના તહેવારના દિવસોને સુખોપભોગમાં ગાળવાના કાર્યમાં ગર્ક બની ગયા હતા. ગરીબ લોકો પોતાનાં મકાનનાં આંગણાંમાં જ બેસીને સુગંધિત વાયુનો ઉપભોગ કરતાં હતાં, જ્યારે શ્રીમંત મનુષ્યો પોતાનાં મંદિરોની આસપાસ વિલસી રહેલી લતાકુંજોમાં અનેક પ્રકારની ક્રીડા કરવામાં નિમગ્ન બન્યા હતા. રાજકુલમાં જન્મ પામેલા ભાગ્યવંતોને વસંત ઋતુ જેટલી આનંદપ્રદ લાગે છે,

તેટલી બહાર તેમને બીજી કોઈ પણ ઋતુમાં આવતી નથી. નૂતન પલ્લવથી સુસ્વરૂપી જણાતાં રમ્ય વૃક્ષો, ફલપુષ્પથી સુશોભિત દેખાતી લતા અને અનેક પ્રકારની સુવાસયુક્ત વાયુથી વ્યાપ્ત થયેલા અરણ્યમાં મૃગયા કરવાને માટે રાજકુલનો પુરુષવર્ગ ઉતરી પડતો હતો; જ્યારે રાજકુલોત્પન્ન સ્ત્રીવર્ગના ભાગ્યમાં વનભોજન, જલક્રીડા, ઉપવન-વિહાર, ઇત્યાદિ સુખોત્પાદક સાધનોથી વસંત ઋતુના મનોહર દિવસો આનંદમાં વિતાડવાનું લખાયેલું હતું. એથી કોઈ પણ રમ્ય ઉદ્યાનમાં જઈને ચાર ઘટિકા ગાળવાના ઉદ્દેશથી વિલાસપુરની રાણી ઇન્દિરાવતી પોતાના સરદારો અને હજુરીઆની સાથે ઘોડાપર સ્વાર થઈને રાજમહેલમાંથી બહાર પડી હતી.

રાણી ઇન્દિરાવતીની સ્વારીમાં જેઓ જોડાયા હતા તેમાં કેટલાક સરદારો, હજુરીઆ વગેરે મોટા માણસોની સાથે કેટલાક સેવકો અને રાજકૃપાને પાત્ર થયેલા ગૃહસ્થો હતા. સર્વેએ બહુમૂલ્ય વસ્ત્રાલંકારો ધારણ કર્યાં હતાં. તમામના અગ્રભાગે રાણી ઇન્દિરાવતી હતી અને તેની બન્ને બાજુએ બે સંરક્ષક હતા. તે નખથી શિખાપર્યંત આયુધથી સજ્જ બનીને મોટા વિનયપૂર્વક પોતાના અશ્વો ચલાવતા હતા. તેની પાછળ સરદારો, હજુરીઆ, કૃપાપાત્ર ગૃહસ્થો તથા મશ્કરા હતા. આ સ્વારીનું દૃશ્ય એકંદર રીતે ચિત્તાકર્ષક હતું. સર્વ જનો ધીમે ધીમે પોતાના અશ્વોને ચલાવતા હતા.

ઇન્દિરાવતી રાણી લગભગ પંચાવન વર્ષની હશે. તે જ્યારે તરુણાવસ્થામાં હતી ત્યારે કદાચ સુંદર દેખાતી હોય તો ભલે, પણ અત્યારે તો તેનામાં સ્ત્રીસૌંદર્યનો કોઈ પણ પ્રકારનો અંશ દૃગ્ગોચર થતો નહતો. તે વિધવા હોવાથી તેના અંગ ઉપર અલંકારો પણ વિશેષ ન હતા. એથી સૌંદર્યને ખીલવનારૂં એ સાધન પણ પાંગળું

બન્યું હતું. તેના દરબારીઓ તેના સૌંદર્યનું અતિશયોક્તિભર્યું વર્ણન કરતા અને તેના નાકને ચંપાકળીની ઉપમા આપતા હતા, તદપિ તે જોઈએ તે કરતાં જરીક લાંબું હતું. તેનો કપોલપ્રદેશ બેસી ગયેલો હોવાથી તે ભાગ ઉંચો દેખાતો હતો. તેનાં નેત્રો ઊંડાં ઉતરી ગયાં હતાં, તથાપિ નેત્રોની ચમક કાયમ હતી. તેનો ભાલપ્રદેશ બિલકુલ સંકુચિત અને ભ્રમરો જાડી હતી. તેનો ચ્હેરો એકંદર રીતે સ્હેજ લાંબો હતો અને તેમાં પણ હડપચીનો ભાગ વિશેષ લાંબો હોવાથી ચ્હેરાનો નીચેનો ભાગ વિદ્રૂપ દેખાતો હતો. તેના આગલા દાંત પડી ગયેલા હોવાથી એ સ્થિતિ લોકોની દૃષ્ટિએ ન પડવા દેવાની ખાતર તે પોતાના ઓષ્ટ બિડેલા રાખતી હતી. તેનું સ્વરૂપ જો કે આ પ્રકારનું હતું તો પણ તેની મુદ્રા ઉપર રાજતેજ કાંઈ કમી ન હતું. તે જોવામાં હુશિયાર દેખાતી હતી; અને તેની સામે દૃષ્ટિ કરતાં જ પ્રેક્ષકના મન ઉપર તેના રાજતેજનું પરિણામ થતું અને તેના મનમાં રાણીના વિષયમાં માનબુદ્ધિ ઉત્પન્ન થતી હતી. જો તેની મુદ્રાપર રાજતેજ ન હોત તો તેને જોઈને કોઈને પણ વિશેષ આનંદ થાત નહિ. તેણે આ વખતે જો કે શ્વેત વસ્ત્રો જ ધારણ કર્યા હતાં તો પણ તે બહુમૂલ્ય હતાં. ઉત્તમ રીતે શૃંગારેલા ઉમદા અશ્વ ઉપર તે બિલકુલ નિર્ભયપણે બેઠી હતી; અને એ અશ્વનું પગલું પોતાની ઈચ્છા કરતાં મંદ પડતાં તે હાથમાં પકડેલા ચાબૂકથી ઘોડાને ફટકારી કાઢવામાં જરી પણ સંકોચ દર્શાવતી નહિ. એટલું તો શું પણ જો તેની સાથેના એકાદા સરદાર, હજુરી કે મશ્કરાએ તેની ઈચ્છા વિરૂદ્ધ વર્તન કર્યું હોત તો પણ તેણે બિલકુલ નહિ સંકોચાતાં તે સરદાર કે મશ્કરાની પીઠને પણ પોતાના ચાબૂકનો સ્વાદ બેશક ચખાડ્યો હોત.

સ્વારીની સાથે દશ-બાર મનુષ્યો હતા એમ ઉપર જણાવ્યું

છે. એ મનુષ્યોમાં એક ન્હાનો આઠ વર્ષનો બાળક હતો. તેની મુદ્રા ભવ્ય હતી અને તે એક ઉત્તમ ટટ્ટુ ઉપર બેઠેલો હતો. તે પોતાના વાહનને સહજગત્યા પોતાના કાબુમાં રાખી શકતો હતો. તેનો પોશાક પણ સારો હતો. તેના મસ્તક પરના કોમળ કેશ ફેંટાની બહાર પવનની લહરીની સાથે ફરકી રહ્યા હતા. તેનું નાક સરલ અને નેત્રો પાણીદાર હતાં. તેની અંગકાંતિ તેજ:પુંજ હતી. રાણીની સ્વારી જોવાને માટે આસપાસનાં ખેતરોમાંથી જે ખેડુતો આગળ આવતા હતા તેમની નજર બીજા કોઈના પર વિશેષ સ્થિર ન રહેતાં પેલા ન્હાના બાળક ઉપર ઘણો સમય સ્તબ્ધ બની રહેતી હતી, અને તે સ્વારી આગળ ચાલી ગયા પછી તેઓ પોતપોતાનામાં આ ન્હાના સ્વારનું કૌતુકપૂર્વક વર્ણન કરતા હતા.

રાણી સાહેબની સ્વારી રસ્તાની બાજુએ આવેલા એક ભવ્ય દેવાલયની પાસે આવીને ઊભી રહી. એ મંદિર અતિ પ્રાચીન કાળમાં બાંધવામાં આવ્યું હતું. પણ કાલચક્રની ગતીમાં અટવાવાથી તે અત્યારે ઘણું જીર્ણ બની ગયું હતું. આ દેવાલયનો જીર્ણોદ્ધાર કરવાનો વિચાર કેટલાક કૃષિકારોના મનમાં આવ્યો હતો, અને તેમણે અંદર અંદર ખરડો કરીને મોટી રકમ એકઠી કરી હતી. આ દેવાલય રાજધાનીથી અતિ દૂર નહિ હોવાથી તેના જીર્ણોદ્ધાર માટે રાજ્ય તરફથી પણ કાંઇ રકમ મળવી જોઇએ, એવી કેટલાક સદ્‌ગૃહસ્થોએ રાણીને વિનતિ કરી હતી. એથી રાણીએ પણ મોટી રકમ આપવાનું અભિવચન આપ્યું હતું. એ દેવાલય પાસે રાણી ઘોડાપરથી નીચે ઉતરી અને અંદર જઈને તેણે દેવનાં દર્શન કર્યાં. દેવાલયના પૂજારીએ આ સર્વનો મોટા આદરપૂર્વક સત્કાર કર્યો અને એમાં કાંઇ વિશેષ આશ્ચર્ય પણ ન હતું.

દેવદર્શન કર્યા પછી સર્વ જનો પુનઃ પોતપોતાના ઘોડાપર સ્વાર થઇને માર્ગ ક્રમણ કરવા લાગ્યા. કેટલોક સમય ગયા પછી રાણીએ પોતાની નજીકના એક સરદારને પ્રશ્ન કર્યો: "કેમ, આ દેવાલયને કેટલાં વર્ષ થયાં હશે ?"

"એ કાંઈ મને બરોબર માલુમ નથી." પેલા સરદારે જવાબ આપ્યો.

બીજો સરદાર બોલ્યો: "આ દેવાલયના બાંધકામ ઉપરથી તે બહુધા પાંચશો વર્ષ પર બાંધવામાં આવેલું હોય એવું અનુમાન કરી શકાય છે."

"આ દેવાલય આજથી બરોબર ૩૧૯ વર્ષ પૂર્વે બાંધવામાં આવેલું છે." પેલા ન્હાના સ્વારે એકદમ ઉત્તર આપ્યો અને તે બોલ્યો: "દેવી ! એ દેવાલયના સિંહદ્વાર ઉપર એક શિલાલેખ છે અને તેનાપર બાંધનારનું નામ તથા બાંધવામાં આવ્યાની સાલ કોતરવામાં આવી છે. મેં હમણાં જ તે લેખ વાંચ્યો હતો તે પરથી એ દેવાલય ક્યારે બંધાયું અને કોણે બાંધ્યું તે ચોક્કસપણે મારા જાણવામાં આવ્યું હતું."

તે બાળકનું આ ધીટતાપૂર્ણ ભાષણ સાંભળીને રાણીને અત્યંત આનંદ થયો. "શાહબાસ, કામસેન ! શાહબાસ ! તેં આ વખતે બરોબર જવાબ આપ્યો. તારી આ શોધકબુદ્ધિ જોઇને મને ઘણો જ આનંદ થાય છે. મારી સાથે આ બીજાઓ પણ છે. પરંતુ તેમનું લક્ષ એ લેખ તરફ ગયું નહિ. તારૂં આ ચોક્કસપણું જો આવું ને આવું કાયમ રહેશે તો તું મોટો થઈશ ત્યારે જરૂર નામ કાઢીશ એવી મારી ખાત્રી છે. આ સરદારો દરબારીઓ વગેરે મારી સાથે છે, પરંતુ તેમનામાં એક ન્હાના બાળક જેટલી પણ શોધકબુદ્ધિ

નથી એ મોટી શરમની વાત છે. કામસેન ! જ્યારે મને પુનઃ તારા કાકાનો મુલાકાત થશે ત્યારે હું તેની પાસે તારા આ ચોક્કસપણાની પ્રશંસા કર્યા સિવાય રહીશ નહિ."

રાણીએ પ્રેમળ વાણીથી ઉચ્ચારેલા એ શબ્દો સાંભળીને એ કોમળ દેખાવના કુમારે તેને નમ્રતાપૂર્વક પ્રણામ કર્યા. રાણીના પ્રશ્નનો ઉત્તર આપવાને માટે તેણે પોતાનો ઘોડો ખાસ આગળ કર્યો હતો, પરંતુ હવે તેની સાથે ચાલતું ભાષણ પૂરૂં થયું છે એમ જોઇને તે પુનઃ પોતાના અશ્વનો વેગ મંદ કરીને સર્વની પાછળ રહ્યો.

ત્યારપછી થોડી વારે રાણીએ પુનઃ પ્રશ્ન કર્યો: "આ દેવાલયના જીર્ણોદ્ધાર માટે જેટલું ખર્ચ થાય તેનો અર્ધો ભાગ આપવાને એક સદ્‌ગૃહસ્થ તૈયાર છે એવું મારા સાંભળવામાં આવ્યું છે. જો કોઇના જાણવામાં હોય તો એ ગૃહસ્થનું નામ, ગામ વગેરે મને જણાવો."

રાણીએ પૂર્વે કરેલા પ્રશ્નનો સમર્પક ઉત્તર પોતાથી આપી નહિ શકાવાને લીધે જે સરદાર સ્હેજ લજ્જિત થયો હતો, તે આ પ્રશ્નનો સરલ ઉત્તર પોતે આપી શકે તેમ છે એમ લાગવાથી સ્વતઃ ધન્યવાદ કરવા લાગ્યો અને બીજા કોઇને બોલવાનો સમય ન આપતાં તાત્કાલિક બોલી ઉઠ્યો: "દેવી ! આપના રાજ્યમાં કોઇ પણ એવો નહિ હોય કે તેને એ સુપ્રસિદ્ધ સદ્‌ગૃહસ્થના નામની માહિતી ન હોય. પ્રસિદ્ધ વ્યાપારી લક્ષ્મીધનનું નામ આબાલવૃદ્ધ સર્વના જાણવામાં છે. વિલાસપુરમાં તેનું એક મોટું મકાન છે. તદુપરાંત અહીંથી બે કોશ ઉપર આમ્રવનમાં 'વસંત-મંદિર' નામનો એક ભવ્ય પ્રાસાદ છે. જ્યારે વ્યાપારની ધામધૂમ વિશેષ હોય છે ત્યારે તે વિલાસપુરના પોતાના મકાનમાં રહે છે અને બાકીનો સમય તેના

આ વડીલોપાર્જિત 'વસંત-મંદિર' માં ગાળે છે."

"તે કોઈ શ્રાવક છે કે શું?" રાણીએ પ્રશ્ન કર્યો.

"નહિ તે વૈદિક સંપ્રદાયનો કટ્ટો પુરસ્કર્તા છે." સરદારે જવાબ આપ્યો.

રાણીએ કહ્યું: "જો એવું હોય તો એક વાર આપણે તેની મુલાકાત લેવી જોઇએ. મારી સાથે એ ગૃહસ્થની મુલાકાતે આવવામાં તમને કોઇને સંકોચ તો નથી થતોને!" સરદાર વર્ગ વ્યાપારીઓ કરતાં પોતાને ચડતા દરજ્જાનો માનતો હોવાથી રાણીએ આ પ્રશ્ન કર્યો હતો.

એ સાંભળીને સર્વ સરદારો લગભગ એકસમયાવચ્છેદે બોલી ઉઠયા: "છિ:! છિ:! સંકોચ શાનો? મહારાણીશ્રીની સાથે એક ગરીબ ખેડુતને ત્યાં જતાં પણ અમને અભિમાન જ થવાનું. અમે બધા મોટા આનંદપૂર્વક તેમને ઘેર જવાને તૈયાર છીએ!"

એ વખતે ઘોડા બિલકુલ મંદ મંદ ગતિએ ચાલતા હતા. રાણી સર્વની આગળ હતી. તેના મનમા 'વસંત-મંદિર' જવાનો વિચાર કાયમ જ હતો. તેણે પોતાના ઘોડાને એક ચાબૂક ફટકાર્યો. રાણીનો ઘોડો જલ્દી ચાલવા લાગતાં બીજાઓએ પણ પોતાના ઘોડાને એડી લગાવી. કામસેન સર્વની પાછળ હતો. રાણીએ વસંત-મંદિર તરફ જવાનો નિશ્ચય કરેલો જોઇને તેની મુદ્રા આનંદથી ઉલ્લસિત બની; અને વસંત-મંદિરનો માર્ગ દર્શાવવાના હેતુથી તેણે પોતાના અશ્વને જલ્દીથી ચલાવીને સર્વની આગળ કર્યો.

એવી રીતે આશરે એક કોશભર ગયા પછી રસ્તાની બન્ને બાજુની વૃક્ષઘટા અને હરિયાળો દેખાવ અદૃશ્ય થઇને જંગલી ઝાડો દેખાવા લાગ્યાં. રસ્તાનું પ્રથમનું રમણીય સ્વરૂપ નહિવત્ બનીને હવે

અરણ્યનો દેખાવ અધિકાધિક ભયાનક દેખાવા લાગ્યો. તે એટલો કે મોટા ધૈર્યવાન્ પુરુષને પણ આ પ્રદેશમાં પ્રવાસ કરતાં પોતાનાં શસ્ત્રો સજ્જ કરવાની ઈચ્છા થયા સિવાય રહે નહિ. એ પ્રદેશમાં થોડો સમય પ્રવાસ કર્યા પછી આમ્રવન દેખાવા લાગ્યું. એ જ આમ્રવનમાં 'વસંત-મંદિર' નામનો ભવ્ય પ્રાસાદ હતો. આમ્રવન જેમ જેમ નજીક આવ્યું તેમ તેમ રસ્તાપરનાં ઉંચાં ઉંચાં વૃક્ષોની ઘટ્ટ ડાળીઓ એક બીજાની સાથે મળી જઇને રસ્તાપર તેનો મંડપ બની રહ્યો હતો. આમ્રવનની સમીપ આવતાં ત્યાંથી વસંત-મંદિરનો ઘણોખરો ભાગ દૃષ્ટિએ પડતો હતો. એ આમ્રવનની જમણી બાજુએ એક ન્હાનું તળાવ હતું અને તેમાં અત્યારે ઉન્હાળાના દિવસમાં પણ પુષ્કળ પાણી ભરેલું હતું.

---

## પ્રકરણ ૨ જું.

---

### ઇન્દિરાવતી.

વસંત-મંદિરે પુષ્કળ જગ્યા વ્યાપેલી હતી. આ મકાનનો દેખાવ ખાસ વિશિષ્ટ પ્રકારનો હતો એવું કાંઈ ન હતું. જુદા જુદા પુરુષોએ ભિન્ન ભિન્ન સમયે પોતપોતાની જરૂર પ્રમાણે એ મંદિરના જુદા જુદા ભાગને બનાવરાવ્યો હતો. તેથી એક શ્રીમાન્ અને સુખવસ્તુ ગૃહસ્થના મોટા કુટુંબને આવશ્યક દરેક પ્રકારની સગવડ એ મંદિરમાં હતી. આ મંદિરમાં કેટલાક મોટા વિશાળ

ખંડ હતા તો કેટલીક ન્હાની ન્હાની ઓરડીઓ પણ હતી. મંદિરના એક ભાગમાંથી બીજા ભાગમાં જવાને માટે સાંકડી ચાલીઓ હતી. કેટલાક ભાગમાં સૂર્યનો ઘણો જ પ્રકાશ આવતો હતો તો કેટલાક ભાગમાં ઘટ્ટ અંધકાર હતો. આ મંદિરના સંબંધમાં લોકકથન એવું હતું કે તેમાં ભોંયરા, ગુપ્ત કોટડીઓ અને અન્ય ગુપ્ત સ્થાનો કેટલાં છે તથા ક્યાં છે તેનો કોઇને પણ પત્તો લાગે તેમ ન હતું. મકાનની કેટલીક દિવાલો તો દશ-દશ હાથ જેટલી પહોળી હતી. એથી તેવી દિવાલોમાં ગુપ્ત ઓરડીઓ હોવાનો પૂર્ણ સંભવ હતો.

વસંત-મંદિરની ચારે બાજુએ વિસ્તૃત પટાંગણ હતું. તે પટાંગણની પેલી બાજુએ મોટો બાગ હતો. એ બાગમાં મોટા મોટા હોજ બાંધેલા હતા અને તે હોજમાં પુષ્કળ પાણી ભરેલું રહેતું હતું. એ હોજમાં જાતજાતનાં રંગબેરંગી મત્સ્યો ક્રીડા કરી રહેલાં નજરે પડતાં હતાં. પૂર્વે આમ્રવનની જમણી બાજુએ એક તળાવ અમે જણાવી ગયા, તે તળાવમાં નળ નાખીને તેમાંથી આ હોજમાં પાણી લાવવામાં આવ્યું હતું. બાગનાં વૃક્ષોને આ હોજમાંથી વિપુલ પાણી મળવાને લીધે તે સર્વદા લીલાં કંચન દેખાતાં હતાં. બાગમાં તમામ પ્રકારનાં ફુલઝાડો હતાં. કેટલેક સ્થળે લીલી લતાઓની કુંજ પણ બનાવવામાં આવી હતી. તેમ જ કેટલાંક વૃક્ષો બારીક પાનવાળાં અને લીલાં હતાં. તે વૃક્ષોની ડાળીઓ અને પાનને કુશળતાપૂર્વક કાપીને તે વૃક્ષોના યુથને જુદા જુદા પ્રકારનો આકાર આપ્યો હતો. એવી રીતે એક વૃક્ષને કાતરીને તેને આબેહૂબ હાથીનો આકાર આપ્યો હતો, બીજા એક વૃક્ષને વિશાલ મારૂતીની આકૃતી આપી હતી; અને ત્રીજે સ્થળે તો માળીએ પોતાના કૌશલ્યની પરિસીમા આણી હતી. તે સ્થળે એક વૃક્ષની આબેહૂબ રાણી કન્દિરાવતીના

જેવી પ્રતિમા બનાવેલી હતી ! તેના એક હસ્તમાં રાજદંડ હતો જ્યારે મસ્તક ઉપર મુકુટ પણ હતો. મુકુટનું કામ કરવામાં તો માળીએ હદ કરી દીધી હતી. જેનાં પાન હમેશાં પીળાં, લાલ અને સફેદ રહેતાં હતાં એવી વનસ્પતિઓનાં કુંડાં લાવીને તે કુંડાં તેણે ઝાડ ઉપર એવી રીતે ટાંગ્યાં હતાં કે મુકુટમાં લીલા, પીળા, લાલ અને સફેદ રંગના જડાવનું કામ કરીને જાણે તે મુકુટ ચાંદી, સુવર્ણ, માણેક અને નિલમનો રત્નજડિત બનાવ્યો હોય એમ લાગતું હતું. અન્ય ઋતુમાં ઉત્પન્ન થતાં ફળ અને પુષ્પોની વસંત ઋતુમાં પણ બહાર દેખાતી હતી. કેમકે તે બાગના માળીને કલમો બાંધવી, જુદાં જુદાં વૃક્ષો પર કઋતુએ ફળફુલ લાવવાં વગેરે* 'ઉપવન કર્મ'ની ઉત્તમ માહિતી હતી. માત્ર આ બાગ ઉપરથી પણ તેના માલિક લક્ષ્મીધનના સ્વભાવની સારી રીતે કલ્પના થઈ શકતી હતી. પોતાની વાટિકા શોભાયમાન દેખાય, એ હેતુથી તેણે ખૂલ્લા હાથે ખર્ચ કર્યું હતું. તે વ્યાપારી હોવાથી દ્રવ્ય મેળવવામાં કરવા પડતા શ્રમની તેને પૂરેપૂરી કલ્પના હતી. તથાપિ તે કૃપણ ન હતો. પોતાનાં કુટુંબનાં માણસો તથા પોતાના ઈષ્ટમિત્રોને સુખ અને સંતોષ આપવાને માટે દ્રવ્ય ખર્ચ કરવામાં તે કદી પણ પાછું વાળીને જોતો નહિ.

અત્યારે તદ્દન અકલ્પિત રીતે રાણીનું આગમન થયેલું જોઇને આખા વસંત-મંદિરમાં એક સરખી ધાંધલ મચી રહી. તેના આગમની વાર્તા એ મંદિરમાં તુરત જ પ્રસરી ગઇ. "રાણી સાહેબ પ-

* 'ઉપવન કર્મ' એ ચોસઠ કલા માંહેની એક કલા છે. એ કલાનું બીજું નામ 'પુષ્પવાટિકા નિર્મિત' છે. પ્રાચીન કાલમાં એ કલા આપણા દેશમાં પરિપક્વ દશામાં આવેલી હતી. એ કલા સંબંધી કેટલાક ગ્રંથો અત્યારે પણ ઉપલબ્ધ છે.

ધાર્યા" એ શબ્દો સાંભળતાં જ મસ્તક ઉપર પાઘડી ધારણ કરીને લક્ષ્મીધન ઉતાવળો ઉતાવળો આગળ આવ્યો અને રાણીનું દર્શન થતાં જ તેણે મોટા આનંદ અને આદરપૂર્વક જમીન ઉપર પડીને તે સમયની પદ્ધતિ પ્રમાણે સાષ્ટાંગ નમસ્કાર કર્યા. લક્ષ્મીધનની ઉમર લગભગ પચાશથી અધિક વર્ષની હતી. તેના મસ્તકના ઘણાખરા કેશ શ્વેત બની ગયા હતા. તેનો ચહેરો આનંદિત અને ઉદાર દેખાતો હતો. તેનો પોષાક જોકે ભપકાદાર નહતો તોપણ પોષાકમાં દોષ કાઢવા જેવું બિલકુલ નહતું.

તે જમીન પર પડ્યો ન પડ્યો કે તુરત રાણીએ તેને કહ્યું: "અહો, શ્રેષ્ઠી ! ઉઠો, હું એકાએક તમારે ત્યાં આવી ચડી એથી તમારે ગભરાઈ જવાનું કશું પણ કારણ નથી.'' એમ કહીને રાણી ઘોડા પરથી નીચે ઉતરી. એ જોતાં તેની સાથેના પરિચારકો પણ ઘોડા પરથી નીચે ઉતર્યા.

ત્યારપછી લક્ષ્મીધને પોતાના સેવકને હાકલ મારી અને કહ્યું: "આ સર્વ ઘોડાને તબેલામાં લઇ જઇને બાંધો. તેમને તમારા જીવ કરતાં પણ વધારે જાળવજો. જો આ ઘોડાની ચાકરીમાં તમારી કસુર માલૂમ પડશે તો એ મારાથી બિલકુલ સહન થઈ શકશે નહિ." પછી તે રાણી તરફ ફરીને બોલ્યો: "દેવી ! આપ આપના આ નમ્ર સેવક ઉપર અનુગ્રહ કરીને આ ઝુંપડીમાં પધારો."

રાણી બોલી: "આને ઝુંપડી કહો છો ? ઝુંપડી કેવી રીતે ? એ તો બીજો રાજમહેલ જ છે. !" એમ કહેતી તે લક્ષ્મીધનની સાથે વસંત-મંદિરમાં ગઇ. એ મંદિરમાં સર્વત્ર વ્યવસ્થા અને ટાપટીપ જ રાણીની દૃષ્ટિએ પડી. ત્યાં જે જે પદાર્થો હતા તે સર્વ મૂલ્યવાન હતા. પ્રવેશ કરતાં મુખ્ય દિવાનખાનામાં હસ્તીદાંતનો મંચક માંડેલો

હતો. જમીન ઉપર ઉત્તમ ગાલિચો બિછાવેલો હતો. તે સિવાય મખમલનાં અસ્તરવાળાં આસનો પણ ત્યાં મૂકેલાં દષ્ટિગોચર થતાં હતાં. આ સર્વ દેખાવ જોઇને રાણી બોલી: " અમારા રાજમહેલમાં પણ આવા પ્રકારની વ્યવસ્થા નથી. આ ચિત્રો, આ પુતળાં, આ પડદા ! હું ખરેખર કહું છું કે હું જ્યારે ન્હાની હતી ત્યારે મારા વડીલને ત્યાં પણ આવા પ્રકારના પદાર્થો મારી દૃષ્ટિએ પડ્યા ન હતા ! " ઇન્દિરાવતીનો પિતા વિલાસપુર કરતાં પણ મોટા રાજ્યનો માલિક હતો.

રાણી મંચક ઉપર બેઠી. મંચક ઉપર પીંછાંની સુંવાળી ગાદી બિછાવેલી છે, એવું તેના અનુભવવામાં આવ્યું. તેણે એક વખત સૂક્ષ્મ દષ્ટિથી એ પ્રશસ્ત દિવાનખાનાનું નિરીક્ષણ કર્યું, અને તે પોતાના સરદાર તરફ વળીને બોલી: " કેમ, આ વસંત-મંદિર જોવા લાયક છે કે નહિ ? મારા પ્રજાજનમાંના આવા ધનિકો પોતાની સંપત્તિનો આવી રીતે ઉપભોગ કરે છે એ જોઇને મને અત્યંત અભિમાન થાય છે. મને તો આ મંદિર જોઇને અત્યંત આનંદ થાય છે. " ત્યારપછી હાથ જોડીને નમ્રતાથી બાજુએ ઊભા રહેલા લક્ષ્મીધન તરફ વળીને તે બોલી: " અહો શ્રેષ્ઠી ! આપના કુટુંબમાં કોણ કોણ માણસ છે ? આપને દીકરા દીકરી હશે. તેમને અહીં બોલાવો. તેમને તેમની રાણીનું દર્શન થવા દો. આપની પત્નીને માત્ર અહીં આવવાનું કારણ નથી. "

લક્ષ્મીધન બોલ્યો: " દેવી ! મારી પત્ની ! હાય હાય ! એ તો ઇહલોક છોડી ગયાને ચાર વર્ષ થઇ ગયાં ! "

રાણી બોલી: " અરેરે ! આ વાત જો મને પ્રથમથી માલૂમ હોત તો સારૂં થાત. આપની ધર્મપત્નીનું સ્મરણ કરાવીને આપને

દુઃખ દેવા માટે મને ખેદ થાય છે. અસ્તુ, ઈશ્વરની જેવી મરજી! વારૂ, પણ આપને સંતાન કેટલાં છે?"

"દેવી! મારે સંતાનમાં માત્ર એક દીકરી જ છે. તેના સિવાય બીજું સંતાન મને પ્રાપ્ત થયું જ નથી." લક્ષ્મીધને ઉત્તર આપ્યો.

રાણીએ જણાવ્યું: "અસ્તુ, આપની આ અફાટ સંપત્તિનો ઉપભોગ કરનારી એક કન્યા તો આપને છે જ." દીર્ઘ નિઃશ્વાસ નાખતી તે આગળ બોલી: "મારે કશું પણ સંતાન નથી! શ્રેષ્ઠી! તમારી એ કન્યાને અહીં બોલાવો. તેને જોવાની મારા મનમાં ઉત્કંઠા થઇ છે."

લક્ષ્મીધને સ્મિતપૂર્ણ વદને જવાબ આપ્યો: "દેવી! તે કેવળ બાળક—માત્ર પાંચ વર્ષની જ છે!"

રાણી બોલી: "ત્યારે તો તમને તમારા પત્નીના પરલોકવાસથી અધિક દુઃખ થતું હશે! મનુષ્ય કેટલોયે ઐશ્વર્યસંપન્ન હોય તો પણ વ્યર્થ. તમામ સુખ કાંઇ માત્ર દ્રવ્યથી જ સાધ્ય કરી શકાતું નથી. મારી સ્થિતિ પણ તમારા જેવી જ છે. આપણે ઉભય સમદુઃખી જ છીએ." એમ બોલીને રાણીએ પુનઃ દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો અને તે કેટલોક સમય મૌન રહી. પછી તેણે લક્ષ્મીધનને કહ્યું: "એ તમારી ન્હાની કન્યાને અહીં બોલાવો. તેને એક વખત મને જોવા દો."

રાણીના મુખમાંથી એ શબ્દો નિકળતાં જ લક્ષ્મીધને એક ચાકરને બૂમ મારી અને મંદ સ્વરે તેને કાંઇક સૂચના કરી. એ સાંભળીને ચાકર ત્યાંથી ચાલ્યો ગયો અને થોડી વારે એક આશરે પંચાવન વર્ષના વિધવા બાઇ એક ન્હાનીશી સુંદર કન્યાનો હસ્ત પકડીને દિવાનખાનામાં આવી. એ વિધવા બાઇનું વય જો કે પંચાવન

વર્ષનું હતું; તદપિ તે કાંઈ જરાગ્રસ્ત અનેલી દેખાતી ન હતી. તેની મુદ્રા ઉપર સૌજન્યની છાયા પૂર્ણપણે દેખાઇ આવતી હતી. તેણે માત્ર એક શુભ્ર વસ્ત્ર પરિધાન કર્યું હતું. તેના અંગ ઉપર અલંકાર બિલકુલ નહતા. તેણે જે ન્હાની બાલિકાનો હસ્ત પકડ્યો હતો તે જ લક્ષ્મીધનની કન્યા. તે પાંચ વર્ષની હતી, તથાપિ તેનું સૌંદર્ય અપ્રતિમ અને આકર્ષક હતું. તેના અંગ ઉપર કેટલાક અલંકાર ધારણ કરાવવામાં આવ્યા હતા. તેનું વર્ણન નહિ કરતાં એકદમ એટલું જ કહી નાખવાથી બસ થશે કે તેના શરીરના કોઈ પણ અવયવ ઉપર અલંકારનો અભાવ ન હતો. તથાપિ એ અલંકારથી તેના શરીરને પીડા થવા ન પામે એ બાબતની યોગ્ય કાળજી લેવામાં આવી હતી. તેના શરીરને અલંકારથી શોભા આવી હતી કે તે અલંકારને તેનાં નાજુક અવયવોએ શોભા આપી હતી, તેનું સ્ફોટન કરવાનું કાર્ય અતિ કઠિન હતું. તેનું શરીર અત્યંત નાજુક હોવા છતાંયે સુદૃઢ હતું, અંગવર્ણ ગૌર હતો, કેશ કાળાભાર હતા, અને સર્વ અવયવો સપ્રમાણ હોવાથી તે વિશેષ સુરેખ દેખાતી હતી.

રાણીએ આ બાલિકાનું પૂર્ણપણે નિરીક્ષણ કર્યા પછી લક્ષ્મીધન બોલ્યો: “દેવી! આ મારી બ્હેન મારી દીકરીને લઇને આપના ચરણ પાસે આવી છે. મારી ભગિનીનું નામ રેણુકા છે. મારા ગૃહમાં તો તમામ મનુષ્યો તેને મોટી બ્હેન કહીને જ બોલાવે છે. મારી પત્નીના અવસાન પછી તેણે મારી કન્યાનું માતૃવત્ પાલનપોષણ કર્યું છે.”

એવી રીતે રેણુકાબ્હેનનો લક્ષ્મીધને પરિચય કરાવ્યા પછી રાણીએ રેણુકાનું અને રેણુકાએ રાણીનું અવલોકન કર્યું. રાણી પોતાની તરફ જોઇ રહી છે એ લક્ષમાં આવતાં પણ રેણુકા ભય પામી

નહિ કિંવા ગભરાઇ પણ નહિ. તેણે સ્વસ્થપણે અને નમ્રતાપૂર્વક રાણીના મુખનું અવલોકન કર્યું અને પોતાની સાથેની કન્યકાને આગળ કરીને તે સ્હેજ બાજુએ ખસી. લક્ષ્મીધનની સૂચનાથી એ કન્યાએ પોતાના ન્હાનકડા હસ્ત આગળ કરીને રાણીને પ્રણામ કર્યા; અને તે લજ્જાથી મસ્તક નીચું કરીને ઊભી રહી. થોડા સમય પછી તે કન્યાયે પુનઃ એક વખત રાણીના મુખ સામે જોયું, પરંતુ અદ્યાપિ રાણી પોતાની તરફ જોઇ રહ્યા છે એ ધ્યાનમાં આવતાં જ લજ્જાવતી કન્યકાએ પુનઃ પોતાની દૃષ્ટિ ભૂમિ તરફ ફેરવી. રાણીની તેને ભીતિ લાગી અને એ ભીતિની અસર તેના વદનપર થઈ. જો લક્ષ્મીધને તેની એ સ્થિતિ જાણી લઇને તેને હિમ્મત આપી ન હોત તો તે ખાત્રીથી એ સમયે રડી પડી હોત.

બાલિકાનું અવલોકન કર્યા પછી રાણી બોલી: "અહો, શ્રેષ્ઠી! આપને આવી સુંદર કન્યા ઈશ્વરે આપી છે એ તેનો આપના ઉપર મોટો ઉપકાર જ સમજવો. પણ રહો, આપણે જરી થોડો વિનોદ કરીએ. કુમાર કામસેન! અહીં આવ તો!"

રાણીની આજ્ઞા શ્રવણ કરતાં ગંભીર મુદ્રા ધારણ કરીને કામસેન આગળ આવ્યો. તેણે એક મોટા સરદારના માફક રાણીને નમન કર્યું, અને તેના મુખમાંથી નિકળતા શબ્દો શ્રવણ કરવાને તે મોટી ઉત્સુકતા અને ધીટતાપૂર્વક રાણીના મુખ તરફ દૃષ્ટિ કરીને જોતો ઊભો રહ્યો. કામસેનના અંગના આત્મવિશ્વાસ, ધૈર્ય અને ગાંભિર્ય, આદિ નૈસર્ગિક ગુણ પેલી ન્હાની કન્યાની અંગભૂત બનેલી લજ્જાશીલતા પ્રમાણે જ તેને ભૂષણાવહ હતા.

"કામસેન!" રાણી બોલી: "આ તારે રમવાને માટે સહચારિણી. એ તને ગમે છે ને? હું આ વસંત-મંદિરમાં બે-ચાર

ઘટિકાપર્યંત આદરાતિથ્ય સ્વીકારવાની છું. ત્યાંસુધી તમે બન્ને આ-ટલામાં કોઈ સ્થળે જઇને ખેલો. દીકરી ! તારૂં નામ શું છે ? કહે જોઇ ! "

લજ્જાપૂર્ણ નેત્રોથી રાણીના મુખ તરફ જોતી બાલિકા બોલી: " ઇન્દિરાવતી. "

" ઇન્દિરાવતી ! " રાણીએ આશ્ચર્યોદ્ગાર કાઢ્યો.

લક્ષ્મીધન એકદમ આગળ આવીને બોલ્યો: " હા, દેવી ! મેં મારી કન્યાનું નામ ઇન્દિરાવતી રાખ્યું છે. કેમકે અમને પ્રજાજનને એ નામ અત્યંત પ્રિય છે. "

રાણી આનંદિત બનીને બોલી: " મારી પ્રજાને મારૂં નામ આટલું બધું પ્રિય થયું છે એ જોઇને મને અત્યંત અભિમાન થાય છે.: તેજ પ્રમાણે તમે રાજનિષ્ટ છો એ જાણીને પણ મને સંતોષ થાય છે. દીકરી ! અહીં આવ જોઈ, મને એક ચુંબન કરવા દે. "

પોતાને ચુંબન કરવા દેવું કે નહિ એ બાબતનો આ ન્હાની બાલિકાને થોડા સમય વિચાર થઈ પડ્યો. તેણે એક વખત પોતાના પિતા સામે જોયું અને ત્યાંથી પોતાની દૃષ્ટિ મોટીબ્હેન તરફ ફેરવી. એ બન્ને આનંદથી હસે છે એ જોઇને તેના મનમાં થોડી ધીરજ આવી અને તે બ્હીતી બ્હીતી એક બે પગલાં આગળ વધી. રાણીએ કિંચિત્ આગળ નમીને તેને મંચક ઉપર લીધી, અને તેનું ચુંબન કર્યા પછી તેને કામસેન પાસે ઉભી રાખી. તે બોલી: " દીકરી ! આ કામસેન તને ગમે છે ને ? આ તારો ભાઈબંધ છે. જાઓ, તમે બન્ને જણાં બાગમાં જઇને રમો. "

રાણીના મુખમાંથી એ શબ્દો બહાર પડતાંજ કામસેને તુરત જ આગળ થઈને બાલિકાનો હાથ પકડ્યો. બાલિકાએ પણ ન્હાન્હા

નહિ કરતાં તેને પોતાનો હાથ પકડવા દીધો. એ ઉપરથી તેમની દોસ્તી જામી ગઈ હતી એમ કહેવામાં હરકત નથી. એ બન્ને જણાં આનંદપૂર્ણ રીતે દિવાનખાનામાંથી બહાર પડયાં અને તેમણે સામેના બગીચાનો માર્ગ લીધો. તે બન્ને બહાર ચાલ્યાં ગયાં ત્યાર પછી રેણુકા આગળ આવી અને રાણીને નમ્રતાપૂર્વક પ્રણામ કરીને તે પણ દિવાનખાનાની બહાર ચાલી ગઈ. રાણીને ઉપાહારનો આગ્રહ કરવાનું બ્હેનભાઈએ ઠરાવ્યું હતું. એટલે તે એ વિષયના ઉદ્યોગમાં લાગી. રેણુકાને અલ્પ અવકાશમાં જ રાણીને પ્રસન્ન કરવાને ઘણી વ્યવસ્થા કરવાની હતી. દિવાનખાનામાંથી બહાર પડતાં મોટી બ્હેને નોકરને બોલાવી તેમને જુદી જુદી કામગીરી સોંપી દીધી.

---

## પ્રકરણ ૩ જું.

---

### બાલક્રીડા.

કેટલાક સમય પ્રાસ્તાવિક વાતો ચાલ્યા બાદ રાણી મંચક ઉપરથી ઉઠી અને લક્ષ્મીધનને ઉદ્દેશીને બોલી: "અહો, શ્રેષ્ઠી! આપના વસંત-મંદિરની આસપાસનો બાગ અત્યંત મનોવેધક છે. એ બાગમાં ફરીને તેની શોભા નિહાળવાની મારી ઇચ્છા છે."

લક્ષ્મીધને કહ્યું: "જે કાંઈ મારૂં ગણાય તે સર્વ આપની સેવામાં હાજર છે. માત્ર વિનતિ એટલી જ છે કે બાગમાં ફરીને આ-

વીએ કે તુરત જ વિલાસપુર જવાનો વિચાર ન કરશો. ત્યાંસુધીમાં ઉપાહાર તૈયાર થઇ જશે. ઉપાહાર કર્યા પછી હું આપને એક પળ પણ નિરર્થક અત્ર રોકવા ઇચ્છતો નથી."

"ઠીક છે, આજે હું મારૂં વર્તન તમારી ઇચ્છાને અનુરૂપ જ રાખીશ." રાણીએ કહ્યું.

ત્યારપછી રાણી સાહેબ પોતાના અનુચરો સહ બાગમાં ફરવાને પધાર્યા. લક્ષ્મીધન અને રાણી એ બે જણાં સર્વની આગળ હતાં. બીજાઓ પણ પોતપોતાના મરતબા પ્રમાણે સ્હેજ અંતરપર રહીને બાગનું સૌંદર્ય અવલોકતા હતા.

રાણી અને લક્ષ્મીધન બાગમાં ચાલતાં હતાં તે દરમિયાન તેમનો વચ્ચે નીચે મુજબ સંભાષણ થયું:—

રાણી બોલી: "આપની પુત્રીની સંભાળ રાખવાને માટે પ્રત્યક્ષ તેની માતા હયાત નથી તોપણ આપનાં બ્હેન છે. તથાપિ મ્હોટાં બ્હેનની અત્યારે વૃદ્ધાવસ્થા થઇ ગણાય. વળી મને લાગે છે કે—માણસો વૃદ્ધ થાય છે એટલે તેમને સ્હેજ ભ્રમ થાય છે. મારા આ શબ્દો આપને કદાચ રૂચશે નહિ. પરંતુ હું ખરૂં જ કહું છું કે આવા વૃદ્ધ મનુષ્યો ઉપર ન્હાનાં બાળકોનું લાલનપાલન કરવાની જવાબદારી રાખવી તે ઠીક નથી એવું મારૂં માનવું છે. તે અધિક માયાળુ હોય એ વાત ખરી છે, તથાપિ વૈધવ્યને લીધે મનમાં સ્થિર થઇ બેઠેલા ઔદાસિન્યના કારણથી તે સામાન્ય બાબતને લીધે પણ ન્હાના બાળક ઉપર ગુસ્સે થઇ જવાનો સંભવ વિશેષ છે."

"રાણી સાહેબ! આપનું કથન ખોટું છે એમ કહેવાનું સાહસ હું કરી શકતો નથી." લક્ષ્મીધને કહ્યું: "પણ, દેવી! મ્હારી પુત્રીને માત્ર મારી બ્હેનના જ સહવાસમાં રહેવું પડે છે અને બીજા

કોઇના પરિચયમાં તેને રાખવામાં નથી આવતી, એવું કાંઇ નથી. અમારે ત્યાં એક બીજી લગભગ સાત-આઠ વર્ષની ન્હાની બાલિકા છે. એ બન્ને બાલાઓ એક બીજીની સાથે રમતગમતમાં આનંદપૂર્વક પોતાનો સમય વિતાડે છે."

રાણી બોલીઃ "જો એમ હોય તો સારૂં. પણ તમે એ બાલિકાને મારી પાસે કેમ ન લાવ્યા? હવે આપણે પુનઃ મંદિરમાં જઇએ એટલે તેને પણ મારી પાસ લાવજો. હું ખરૂં જ કહું છું. તમારી આ ન્હાની કન્યા ઉપર મારા મનમાં નૈસર્ગિક પ્રેમ ઉત્પન્ન થયો છે. હવેથી હું તેની હમેશાં તપાસ રાખતી રહીશ. મારી ખાત્રી છે કે તમે તેને કોઇ પણ રાતે ઓછું આવવા દ્યો તેવા નથી. તો પણ હું તમારી રાણી તરીકે તમને હુકમ કરૂં છું કે તમે આ બાલિકાને કોઈ પણ પ્રકારની તાણ પડવા દેશો નહિ. તેને ઉત્તમ પ્રકારનું સુશિક્ષણ મળવું જોઇએ. તેનો સંસાર ભવિષ્યમાં અત્યંત ઉત્તમ પ્રકારનો ચાલવો જોઇએ."

લક્ષ્મીધન અત્યંત નમ્રતાપૂર્વક બોલ્યોઃ "દેવી! આપની આજ્ઞા શિરસામાન્ય છે. હું આપને જણાવું છું કે જ્યાંસુધી મારા ખોળીઆમાં જીવ છે ત્યાંસુધી મારી દીકરીને કોઈ કશું પણ કહી શકે તેમ નથી. મારી આ સંપત્તિની માલિક તે જ છે. એટલે એ સંપત્તિનો યથોચિત રીતે ઉપભોગ કરવાની યોગ્યતા તેનામાં લાવવાને તેને આપની સૂચના પ્રમાણેનું સુશિક્ષણ આપવાની વ્યવસ્થા કરવી એ મારૂં કર્ત્તવ્ય જ છે. અર્થાત્ હવે જ્યારે આપની આજ્ઞા થઇ છે ત્યારે મારૂં એ કર્ત્તવ્ય બજાવવાને માટે હું બમણો પરિશ્રમ લઇશ."

જેટલું અભિમાન દર્શાવી શકાય તેટલું પ્રદર્શિત કરતી રાણી બોલીઃ "જ્યારે તમે તમારી દીકરીને મારૂં નામ આપેલું છે તો

પછી મારા નામને શોભે એ પ્રકારે જ તેનું લાલનપાલન થવું જોઇએ. હું મારી પ્રજાની રાણી છું એટલું જ માત્ર નહિ, પણ હું મારી પ્રજાની માતા છું! મારી પ્રજા મને પોતાની માતાની જગ્યાએ માને અને મારી પાછળ પણ 'માયાળુ રાણી' તરીકે મારી કીર્તિ અખંડ રહે એવી મારી ઇચ્છા છે!" તેનું આ છેલ્લું વાક્ય કૃત્રિમ હતું કે નૈસર્ગિક તે અમે કહી શકતા નથી.

પુનઃ એક વાર અત્યંત નમ્રતાથી નમન કરતો લક્ષ્મીધન બોલ્યો: "દેવી! પ્રજા ઉપર આપનો આવો અકૃત્રિમ પ્રેમ છે એ અમારૂં–પ્રજાજનોનું મહદ્‌ભાગ્ય જ સમજવું. આપે મારી બાલકન્યા માટે જે મમતાનો ઉદ્‌ગાર કાઢ્યો છે એથી હું મને પોતાને ધન્ય સમજું છું."

રાણી બોલી: "હું હમણાં જે બોલી તે તમારા ધ્યાનમાં રહ્યુંને? વારૂ, મારે બીજી બાલિકાને પણ જોવી છે. યોગ્ય સમયે તેને મારી સન્મુખ હાજર કરજો."

લક્ષ્મીધન કિંચિત્ વિચાર કરીને બોલ્યો: "દેવી! ઉપાહાર પછી હું તેને આપની સેવામાં હાજર કરીશ."

લક્ષ્મીધન કિંચિત્ વિચારમાં પડી ગયો, એ વાત રાણીના લક્ષમાં આવી હતી. એ બાલિકાનો પ્રસંગ નિકળતાં તે ઘોંટાળામાં પડી ગયો હતો, પરંતુ એથી તેને ગુપ્ત રાખવાની લક્ષ્મીધનની ઇચ્છા છે એવું કાંઇ રાણીને લાગ્યું નહિ. તે બોલી: "કેમ, શ્રેષ્ઠી! તમે એ બાલિકાને અગાઉ મારી પાસે કેમ ન લાવ્યા? તમારા કુટુંબનાં તમામ માણસોને મારૂં દર્શન કરાવવાની મેં તમને આજ્ઞા કરી હતી. તમારી રાણીના મુખમાંથી જે આજ્ઞા નિકળે તેનું તમારે અક્ષરશઃ પાલન કરવું જ જોઇએ–એ મારી સર્વ રૈયતનું કર્તવ્ય છે. તેમ છતાં પણ

તમે તમારા કર્ત્તવ્યમાં શા માટે એટલી ખામી આવવા દીધી ?"

આનો શો ઉત્તર આપવો તે તાત્કાલિક લક્ષમાં નહિ આવવાથી લક્ષ્મીધન સ્હેજ વિચારમાં પડી ગયો. પરંતુ તુરત જ પ્રસંગાવધાન રાખીને તે બોલ્યો: "મહાદેવી ! તેને આપની સન્મુખ નહિ લાવવામાં મારો કાંઈ ખાસ વિશેષ હેતુ ન હતો. ખરૂં કહું તો તેની સાથે મારે કશો પણ સગપણનો સંબંધ નથી. વળી તે અત્યંત શરમાળ અને બ્હીકણું હોવાથી—"

રાણી વચ્ચે બોલી ઉઠી: "અં: ! એમાં બ્હીવાનું અને શરમાવાનું શું કારણ છે? પણ આ શું જોઉં છું ? ખરેખર, શ્રેષ્ઠી ! આપની રાજનિષ્ઠા માટે ઉત્તરોત્તર મારી અધિકાધિક ખાત્રી થતી જાય છે." આ શબ્દો રાણીએ આનંદાશ્ચર્યપૂર્વક ઉચ્ચાર્યા હતા. કારણ કે વાતો કરતાં કરતાં તે બંને અત્યારે બાગમાં વૃક્ષના બનાવેલા ઇન્દિરાવતી રાણીના પુતળા પાસે આવી પહોંચ્યાં હતાં. પોતાની આબેહૂબ પ્રતિમા જોઇને રાણીને અવર્ણનીય આનંદ અને સંતોષ ઉપજ્યો હતો.

લક્ષ્મીધન બોલ્યો: "દેવી ! આ બાગની દેખરેખ રાખનાર માળીએ રાજનિષ્ઠાથી પ્રેરિત હૃદયે, આપનું હમેશાં દર્શન થઈ શકે એવી ઇચ્છાથી, આપની વનસ્પતિમય મૂર્ત્તિ બનાવી છે. એમાં જો અમારી કશી ભૂલ થઈ હોય તો આપ ક્ષમા કરશો."

રાણી ઇન્દિરાવતી અત્યારે અત્યંત આનંદિત બની ગઈ હતી. તે આનંદના આવેશમાં બોલી: "શ્રેષ્ઠી ! આપે રાજભક્તિ પ્રદર્શિત કરવાને માટે જે કાંઈ કરેલું છે તે સર્વ મને પૂર્ણપણે પસંદ છે. તેમાં ક્ષમાનું કાંઈ કારણ જ નથી. વારૂ, એ વાત જવા દો. અહીંથી બે કોશ ઉપર ચંદ્રમૌલેશ્વર મંદિર છે. તેનો જીર્ણોદ્ધાર કરવાને માટે

તે મંદિરની આસપાસના કૃષિકારોએ સારી રકમ એકઠી કરીને, તેમાં રાજ્ય તરફથી પણ કંઈ મદદ મળવાને અરજ કરી છે. તે અરજ-પત્રમાં અર્ધું ખર્ચ તમે આપનાર છો એમ લખવામાં આવ્યું છે. અર્થાત્ જ્યારે તે શિવાલયના જીર્ણોદ્ધારનું અર્ધું ખર્ચ ભોગવવાને અમારી પ્રજાની માત્ર એક જ વ્યક્તિ તૈયાર થઈ છે ત્યારે અમારે પણ અમારા રાજ્ય અને નામને યોગ્ય રકમ એ ફાળામાં ભરવી તેમાં જ અમારી શોભા છે. એ પુણ્ય કૃત્યને લગતી વ્યવસ્થા પ્રધાનમંડળને ન સોંપતા મારા પોતાના જ શિરપર લેવી એવો નિશ્ચય કરીને આજે હું પોતે તે દેવાલય જોવાને માટે નિકળી હતી. તમારૂં વસંત–મંદિર એ દેવાલયથી વિશેષ દૂર નથી એવું જાણવામાં આવતાં તમારી મહેમાનગતિ સ્વીકારવાને હું આ તરફ આવી છું. મારા મનમાં વસંત–મંદિર જોવાની ઇચ્છા ઉદ્ભવી એ ઘણુંજ ઉત્તમ થયું. તમારા સમાગમથી મને ઘણો જ આનંદ થયો છે!"

લક્ષ્મીધન બોલ્યો: "આપના આ આજ્ઞાંકિત દાસના ઘરમાં આપની ચરણરજ પડવાથી તે પવિત્ર બન્યું છે. ખરેખર હું મને મહા ભાગ્યવાન્ સમજું છું. મહાદેવીએ આ ગરીબ સેવકને જીવનપર્યંતનો ઋણી બનાવ્યો છે."

રાણી બોલી: "ચંદ્રમૌલેશ્વર દેવાલયનો જીર્ણોદ્ધાર કરવાનું કાર્ય હું તમનેજ સોંપું છું. એ કામ માટે હવે લોકો પાસે વધારે રકમ માગવાની જરૂર નથી. જેટલી રકમ એકઠી થઇ છે તેટલી તમે તમારા કબજામાં લેજો અને તમારી ઇચ્છા પ્રમાણે જીર્ણોદ્ધારનું કામ શરૂ કરજો. તેમાં જેટલી રકમ ઓછી પડશે તેટલી રાજ્યના કોષાગારમાંથી તમને મળશે. પણ સાંભળો! આ ગૌડ અને મંજુલ સ્વર કોનો સંભળાય છે?"

જે દિશા તરફથી એ સ્વર આવતો હશે તે તરફ દૃષ્ટિ કરતો

લક્ષ્મીધન બોલ્યો: "દેવી! આપની સાથેના કુમાર કામસેન અને મારી કન્યા પેલા વૃક્ષની પાસે રમે છે તેમનો એ સ્વર છે."

ઇન્દિરાવતી રાણી ત્વરિતપણે બોલી: "ક્યાં-ક્યાં છે એ બન્ને જણાં? મને તો ક્યાંય પણ દેખતાં નથી."

લક્ષ્મીધન બોલ્યો: "તેઓ પેલી વૃક્ષઘટાની પાછળ હોવાથી અહીંથી આપણી દૃષ્ટિએ પડતાં નથી."

રાણીએ કહ્યું: "ચાલો ત્યારે, આપણે જરી આગળ જઇને તેઓ શું રમે છે તે જોઇએ તો ખરાં. જેને ન્હાનાં બાળકોની લીલા જોઇને કૌતુક ન થાય તે મનુષ્ય પાષાણહૃદયી જ ગણાય!"

તેઓ બન્ને આશરે દશ-પંદર પગલાં આગળ ગયાં હશે કે બન્ને બાળકો તેમને સ્પષ્ટપણે દેખાવા લાગ્યાં. ત્યાંથી આગળ ન વધતાં તે જ જગ્યા પર ઊભી રહીને રાણી બાલક્રીડા નિહાળવા લાગી. બન્ને બાલકો રમતમાં ગરકાવ બની ગયાં હતાં. બાલિકા ઇન્દિરાવતીનું પ્રથમનું શરમાળપણું અત્યારે બિલકુલ અદૃશ્ય થઈ ગયું હતું. તેને શા માટે શરમાવું જોઇએ! તેનો ભાઈબંધ લગભગ તેના જેટલી જ ઉમરનો હતો, અને તે બાલકના સ્વરૂપમાં તથા સ્વભાવમાં પણ મોહકતા હતી. આવો સહચર મળતાં સરળ હૃદયની બાલિકા તેની સાથે આનંદક્રીડા કરવા લાગે તેમાં આશ્ચર્ય શાનું? તેના હાથમાં એક તાજું ગુલાબનું ફુલ હતું. તેની પાંખડીઓ સાથે ગેલ કરતાં તે પોતાના સહચરનું ભાષણ લક્ષપૂર્વક સાંભળતી હતી.

કામસેન બોલ્યો: "મહાદેવીએ મને એક મજાનો ઘોડો આપ્યો છે. હું તને એ પછી બતાવીશ હો કે! અહા કેવો ફક્કડ ઘોડો છે! હું એ ઘોડાપર સ્વાર થઇને મહાદેવી સાથે ફરવા નિકળું છું ત્યારે મને ઘણો જ આનંદ થાય છે. હું અહીંથી જઇશ તે પહેલાં જ તને

દેખાડીશ: તું મારો ઘોડો જોવાને આવીશને ? પણ, ઇન્દિરાવતી! ખરૂં કહું તો અહીં તારી સાથે જ આખો દિવસ રમ્યા કરવાનું હોય તો કેવું સારૂં, એમ મને થાય છે. પણ મહાદેવીની સાથે મારે જવું જ જોઇએ, એટલે મારો ઉપાય નથી. જો હું જીવતો હોઇશ તો તને થોડા સમયમાં જ પુનઃ મળવાને માટે આવીશ."

ઇન્દિરાવતી બોલી: "કામસેન! ચોક્કસ આવજે હોં! મને તો તું બહુ ગમે છે. અને વળી તું મારી પાસે રાણીબાના રાજમહેલની વાતો કરે છે ત્યારે તો મને ઘણી જ ગમત પડે છે."

"ચોક્કસ આવીશ." કામસેને જવાબ આપ્યો: "ઇન્દિરા! તું પણ મને બહુ ગમે છે. મને અહીંથી જવું જ ગમતું નથી, અને જઇશ તો પણ મને તારૂં એક સરખું સ્મરણ રહ્યા કરશે. હું મોટો થઇશ તો પણ તને ભૂલનાર નથી. હું મોટો થઇશ એટલે મોટી મોટી લડાઇઓમાં જઇશ, શત્રુઓનો પરાભાવ કરીશ, યુદ્ધમાં નામ કાઢીશ અને મોટી કીર્તિ સંપાદન કરીને પાછો આવીશ; તે વખતે તું પુષ્પમાળા અને આરતી લઇને મારૂં સ્વાગત કરવાને આવીશને?"

લડાઇની વાત સાંભળીને ઇન્દિરાવતીને થોડી બ્હીક લાગ્યા સરખું દેખાયું. તે બોલી: "કામસેન! તું લડાઈ કરવાને જઇશ? તને લડાઇની બ્હીક નથી લાગતી? એમ કહે છે કે લડાઇમાં તો મોટા મોટા જખમ થાય છે, હાથપગ કપાઈ જાય છે અને ઘણી વાર–"

"શૂરા સૈનિકો લડાઇમાં પ્રાણ પણ આપે છે." ઇન્દિરાવતી આગળ શું કહેવા માગે છે તે સમજી જઇને કામસેને વાકય પૂર્ણ કર્યું: "પણ હું તને કહું છું કે મને લડાઇની બિલકુલ ભીતિ લાગતી નથી. લડાઈ જીતીને આવનારા પુરુષોને મોટું માન મળે છે. એવું માન મેળવવાની મારી ઉત્કટ ઇચ્છા છે!"

આ વખતે ન્હાની ચન્દ્રાવતીએ આસપાસના ભાગમાં સહજ-ગમાં દૃષ્ટિ કરી. પોતાના પિતા અને રાણી ત્યાંથી અમુક અંતરપર ઊભેલાં તેની દૃષ્ટિએ પડયાં. એ જોઇને તે બોલી: "કામસેન! પણે જો, મારા બાપુ રાણીબાની સાથે આ તરફ આવે છે. તેમણે આપણું આ ભાષણ સાંભળ્યું હોય એમ લાગે છે. આપણી વાતચીત સાંભળીને કોણ જાણે તેઓ શું કહેશે!"

કામસેન ધીમેથી બોલ્યો: "હશે, જાણે આપણે તેમને જોયાં જ નથી એવો દેખાવ કરીએ એટલે તેઓ શું બોલે છે તે આપણે સાંભળી શકીશું."

---

## પ્રકરણ ૪ થું.

---

### ચમત્કારિક પદક.

તે બાળકોનાં પ્રસ્તુત ભાષણમાંનાં છેવટનાં બે વાકયો સિવાય બીજું તમામ ભાષણ રાણી અને લક્ષ્મીધનને કર્ણગોચર થયું હતું. લક્ષ્મીધન ધીમેથી રાણીને કહેવા લાગ્યો: "સાંભળ્યું કે મહાદેવી! જૂઓ, આપનો કામસેન મોટા વીર પુરૂષની માફક બોલી રહ્યો છે તે!"

એ સાંભળીને રાણી બોલી: "રહો, તેઓ આગળ શું બોલે છે તે આપણે છેવટપર્યંત સાંભળીએ." પછી તે બન્ને જણાં એ ન્હાનાં બાળકોનું સંભાષણ છેવટપર્યંત સાંભળતાં ઊભાં રહ્યાં.

લક્ષ્મીધન બોલ્યો: "આ તો દુધીયા દાંતવાળાં બાળકોનું ભાષણ!"

રાણી બોલી: "શું કહો છો? એમનું આ ભાષણ તમને અર્થહીન લાગે છે?" તે કિંચિત્ ચેષ્ટાપૂર્ણ સ્વરે બોલી: "કદાચિત્ તેઓ પોતાના ભાવિ ચરિત્રનું વર્ણન તો નહિ કરતાં હોય?"

લક્ષ્મીધન આશ્ચર્યચકિત મુદ્રાથી રાણી સામે જોતો બોલ્યો: "દેવી! આ આપ વિનોદ કરો છો!—"

રાણીએ કહ્યું: "હું એવું વિનોદ પૂર્વક બોલી હતી ખરી. પણ અત્યારે મનઃપૂર્વક કહું છું કે કેટલીક વાર આવી ઘટના બની પણ આવે છે. પુષ્કળ વાતો ભાવિ આયુષ્યક્રમની સૂચક હોય છે, એવી મારા મનની ખાત્રી છે. આ પ્રસંગે આ બાળકો કેટલા ગાંભિર્યપણે એક બીજા પ્રત્યે વર્ત્તી રહ્યાં છે? જુઓ, જાણે કેમ તેઓ વિવાહ-પાશથી બદ્ધ થયેલાં પતિપત્ની હોયની! આ પ્રસંગ ભાવિ આયુષ્ય-ક્રમનો દ્યોતક નથી એમ કહેવાને આપણી પાસે આધાર શો છે! અને આ વિષયમાં મને વિશેષ ચમત્કાર તો એ લાગે છે કે અગાઉ આ બે જણાં કદી પણ મળેલાં ન હોવા છતાં આજની માત્ર એક ઘટિકાના સહવાસથી તેમનો અપૂર્વ પ્રેમ પરસ્પર જડાઈ ચૂક્યો છે, અને તેઓ એક બીજાને અત્યંત પ્રિય થઇ પડયાં છે!"

લક્ષ્મીધન આશ્ચર્યપૂર્વક બોલ્યો: "શું? પ્રેમ! દેવી! આપ આ શું કહો છો?"

રાણીએ જવાબ આપ્યો: "હા, પ્રેમ! હું કહું છું કે એ પ્રેમજ છે. જો કે તેઓ બાલ્યાવસ્થાને કારણે પ્રેમ એ શી ચીજ છે તે સમજી શક્તાં નથી. તથાપિ તેમના કોમળ અંતઃકરણમાં પ્રીતિનો ઉદ્દ્ભવ થઈ ચૂક્યો છે એ ચોક્કસ છે! આ બન્ને બાળકો એક બીજાને માટે જ ઉત્પન્ન થયેલાં છે એમાં મને જરી પણ શંકા લાગતી

નથી. મારો તો એ વાતપર વિશ્વાસ જ છે. તમારી કન્યાને તમે મારૂં નામ આપેલું હોવાથી મારા અંતઃકરણમાં તેના કલ્યાણની ભાવના ઉત્પન્ન થઈ છે ! તે જ પ્રમાણે આ બાલક કામસેનનું હિત કરવું એ પણ મારૂં કર્ત્તવ્ય છે." થોડી વાર સ્તબ્ધ રહ્યા પછી રાણી આઢ્યતા પૂર્વક બોલી: "કામસેનને એક કાકો છે. પણ તેનો સ્વભાવ મને બિલકુલ પસંદ નથી. તે મારી વિરૂદ્ધ કાંઈ કારસ્થાન કરતો હોય, એવી મારી કલ્પના છે. એવા ભયંકર મનુષ્યના સહવાસથી કામસેનને દૂર રાખવાનો મેં ચોક્કસ નિશ્ચય કરેલો છે. આ બન્નેના ભવિષ્યનું આજે મેં કથન કર્યું છે, અને તેને સત્ય ઠરાવવાને હું મારાથી બની શકશે તેટલો પ્રયત્ન કર્યા સિવાય રહેનાર નથી. હું પુનઃ કહું છું કે આ બે જણાં એકએકને અર્થે નિર્માણ થયેલાં છે. જ્યારે ને ત્યારે પણ એ બન્નેનાં લગ્ન થશે અને તેઓ પતિપત્ની થશે એ ચોક્કસ છે !"

વાસ્તવિક રીતે જોઈએ તો રાણીએ જ્યારે આ વિષયની શરૂઆત કરી ત્યારે તો તેણે કેવળ મશ્કરીના સ્વરૂપમાં જ કરી હતી. પણ બોલતાં બોલતાં તેના શબ્દોમાંથી મશ્કરીનો અંશ ઓછો થતો ચાલ્યો અને તેના કથનને ગંભીર વિચારપૂર્વક કરેલા સત્ય ભાષણનું સ્વરૂપ પ્રાપ્ત થયું. એ બન્ને બાળકોનું જે ભાષણ તેણે સાંભળ્યું હતું તે ઉપરથી પ્રથમ તેના મનમાં માત્ર મશ્કરી કરવાનો વિચાર આવ્યો હતો. પરંતુ જ્યારે તેના ભાષણપર લક્ષ્મીધને ટીકાત્મક પ્રશ્ન કર્યો, ત્યારે મનુષ્યસ્વભાવને અનુસરીને પોતાના શબ્દોને ખરા કરવાને તેણે મશ્કરીનું સ્વરૂપ બદલ્યું હતું. રાણી જેવી સત્તાધારિણી અને સર્વદા હુકમ કરવાને ટેવાઈ ગયેલી સ્ત્રી હાસ્ય કરવા યોગ્ય ક્ષુલ્લક વિષયને પણ આવી રીતે મહત્ત્વ આપે તેમાં વિશેષ આશ્ચર્ય કહ્યું પણ

નથી. પોતાના સામર્થ્યના સંબંધમાં પૂર્ણ અભિમાન અને અસહિષ્ણુતા એ તેના સ્વભાવનું મુખ્ય અંગ હોવાથી આ પ્રકાર સાહજિક રીતે જ બની આવ્યો હતો.

પોતાની કન્યાના સંબંધમાં આ દુરાગ્રહી અને દૃઢ નિશ્ચયી રાણીનો આવો વિચાર શ્રવણ કરતાં લક્ષ્મીધનને અત્યંત ક્ષોભ થયો. કેટલોક સમય સુધી તેના મુખમાંથી શબ્દ જ નિકળ્યો નહિ. છેવટે તે અચકાતો અચકાતો બોલ્યો: "મારી કન્યા હજુ તદ્દન ન્હાની છે."

રાણી જોરપૂર્વક બોલી: "ન્હાની છે તેથી શું થયું? અમે કાંઇ આજે જ તેનું લગ્ન કરવાનાં નથી. એ વાતને તો હજી ઓછામાં ઓછાં દશ–બાર વર્ષનો અવકાશ છે. પણ એટલું માત્ર સ્મરણમાં રાખજો કે આજે અત્યારે આ ઉભયના વિવાહનો 'વાઙ્નિશ્ચય' થઇ ચૂક્યો છે! વારૂ, ચાલો, આપણે હવે મંદિરમાં જઇએ. એ બે જણાંએ આપણી વાત સાંભળી નહિ હોય. તેઓ તો પોતાની બાલક્રીડામાં નિમગ્ન બની રહ્યાં હશે."

લક્ષ્મીધન બોલ્યો: "આપ આજના વિનોદને 'વાઙ્નિશ્ચય' નું સ્વરૂપ આપો છો ત્યારે આપને કામસેનના કુલશીલની માહિતી હશે જ?"

"એ સંબંધમાં તમારે કશી પણ શંકા લેવાનું કારણ નથી." રાણી બોલી: "અમારા દરબારમાં સીસોદીયા કુળનું કેટલું માન છે એ તમે જાણતા જ હશો. એ કુળ સાથે તમારો શરીરસંબંધ થવામાં તમારે પણ મગરૂર થવા જેવું છે."

"એમ છે?" લક્ષ્મીધન બોલ્યો: "ત્યારે મને લાગે છે કે આ કામસેન ઘણું કરીને–"

"હા, તમારી કલ્પના સત્ય છે." રાણી વચ્ચે બોલી: "તેના

વૃદ્ધ કાકાના મરણ પછી કામસેન જ તેની જાગીરનો વારસ છે. તમારી પુત્રી ઉપર મારી મમતા જડેલી છે, એટલે તેના કલ્યાણને માટે હું દરેક પ્રકારનો પ્રયત્ન કરીશ. તેને તમે આપેલી મૈત્રિણી કેવી છે તે મારે જોવું જોઇએ. ચાલો, આપણે એક વખત મંદિરમાં જઇએ."

હવે આપણે પેલાં બે બાળકો તરફ લક્ષ આપીએ. કામસેનની સૂચના પ્રમાણે તેમણે રાણી કે લક્ષ્મીધન તરફ બિલકુલ લક્ષ આપ્યું નહતું. તથાપિ ઇન્દિરાની પ્રથમની સરલતા અત્યારે રહેજ કમી થઈ હતી. તેના હાથમાંનું ગુલાબપુષ્પ અત્યારે કામસેને પોતાના હાથમાં લીધું હતું. તે જાણે એ પુષ્પની પાંખડીઓ સાથે રમવામાં ગુંથાઈ ગયો હતો. તોપણ તેનું લક્ષ પૂર્ણપણે રાણી અને લક્ષ્મીધનના ભાષણ તરફ હતું. ઇન્દિરાવતી બાલક હોવાથી તેમને એ બન્નેનું સંભાષણ બરોબર રીતે સાંભળવામાં આવ્યું નહિ કિંવા તેનો તાત્પર્યાર્થ પણ તે સમજી શકી નહિ. પરંતુ ચતુર કામસેન તે ભાષણનો અર્થ પૂર્ણપણે સમજ્યો હતો. રાણી અને લક્ષ્મીધન મંદિર તરફ પાછાં ફર્યાં બાદ તેઓ દષ્ટિમર્યાદાની બહાર ગયાં ત્યાં સુધી કામસેન તેમની પાછળ જોઈ રહ્યો. તેમને દૂર ગયેલાં જોઇને તેણે ઇન્દિરાવતીના હસ્તને પોતાના હાથમાં લીધો અને તે મોટા પ્રેમપૂર્વક બોલ્યો: "ઇન્દિરાવતી! રાણી સાહેબ અત્યારે જે બોલ્યાં એ તેં સાંભળ્યું ને? મારી કલ્પના પ્રમાણે જ બધી વાત બની આવી છે. જ્યારે હું લડાઇમાંથી પાછો ફરૂં ત્યારે તું પુષ્પમાળા અને આરતી લઇને મારૂં સ્વાગત કરીશને, એવું હું બોલ્યો હતો, ત્યારે મારા મનમાં લગ્નનો વિચાર સ્પષ્ટપણે આવ્યો ન હતો. પરંતુ અત્યારે એ કલ્પના મારા મનમાં પૂર્ણપણે દૃઢ થઇ ગઈ છે. તો બોલ, તું મારી વહૂ થઈશ ને?"

એ સાંભળીને ઇન્દિરાવતી શરમાઈ ગઈ અને નીચું જોઈ રહી. તેને કામસેને પુનઃ પ્રશ્ન કર્યો: "જ્યારે આજે આપણો વિવાહ નક્કી થયો છે તો પછી આપણને આપણી વીંટીઓ અદલબદલ કરવામાં શી હરકત છે ?"

ઇન્દિરાવતી આશ્ચર્યપૂર્વક બોલી: "શું ! વીંટીની અદલાબદલી ?"

"હા," કામસેન બોલ્યો: "આ મારી વીંટી હું તારી આંગળીમાં નાખું છું, અને તું તારી વીંટી મારી આંગળીમાં નાખ. એવી રીતે એક બીજાની વીંટીઓ એક બીજાની પાસે હોવાથી આપણને પરસ્પરનું સ્મરણ કાયમને માટે રહેશે."

એ સાંભળીને ઇન્દિરાવતી બિલકુલ ગભરાઈ ગઈ. કામસેન કહે છે એ વાત ખરી છે એમ તેને લાગ્યું, પરંતુ તે વાતને અમલમાં મૂકવાની તેનામાં હિમ્મત ન હતી. કામસેન તેનું મન જાણી ગયો અને તેણે પોતાની આંગળીમાંથી સુવર્ણમુદ્રિકા કાઢીને તે ઇન્દિરાવતીની આંગળીમાં નાખી તથા ઇન્દિરાવતીની મુદ્રિકા કાઢીને પોતાની મેળે જ પોતાની આંગળીમાં પહેરી લીધી.

આ પ્રકાર બનતો હતો તે વખતે ઇન્દિરાવતી સ્તબ્ધ જ હતી. તે મૃદુ સ્વરે બોલી: "કામસેન ! આ તેં શું કર્યું ? જો આ વાત ફોઈબાના જાણવામાં આવશે તો તે મારા ઉપર ગુસ્સે થશે: અને માલતી બ્હેન પણ મારી મશ્કરી કરીને મને પાણી પાણી કરી મેલશે !"

"તારા ઉપર કોઇ પણ ગુસ્સો કરશે નહિ કે મશ્કરી કરશે નહિ. અને જો મશ્કરી કરે તો તારે ચિડાવું નહિ એટલે થયું. આ મારી વીંટી તું બરોબર સાચવી રાખજે. જો એ કોઇ બીજાના હાથમાં આવશે તો તે તને પાછી આપશે નહિ એટલે હું જો લડા-

ઈમાં જઈશ તો તને મારૂં સ્મરણ રહેવાનું સાધન દૂર થશે. હું તારી આ વીંટીનું મારા પ્રાણ કરતાં પણ અધિક જતન કરીશ. તે જ પ્રમાણે તું પણ મારી વીંટીને જાળવીશ એવી મારી ખાત્રી છે."

ઇન્દિરાવતીએ ઉત્સુકતાથી પૂછ્યું: "શું, કામસેન! તું ખરેખર લડાઈમાં જઈશ? હા કહે છે? ત્યારે હું પણ આ વીંટીની વાત કોઈને પણ કહીશ નહિ. તું લડાઈમાં જઈશ એટલે હું તારી ગેરહાજરીમાં તારી આ વીંટી સામે જોઈને મારા મનનું સમાધાન કરીશ."

"ઇન્દિરાવતી!" કામસેન બોલ્યો: "તારૂં આ કથન શ્રવણ કરતાં મને ઘણો જ સંતોષ થાય છે. પણ જો તારો મારા ઉપરનો પ્રેમ લોપ થઈ જાય–એવું કદી બનનાર તો નથી જ–પરંતુ કોણ જાણે!–જો તારો મારા ઉપરનો પ્રેમ લોપ થઈ જાય તો તું આ વીંટી કોઈ પણ સ્થળે ફેંકી દેજે. જ્યાં સુધી આપણી એક બીજા પર પ્રીતિ છે ત્યાં સુધી જ આ વીંટીનું મહત્વ–"

ઇન્દિરાવતીએ કહ્યું: "કામસેન! તું એવું શું બોલે છે? સ્ત્રીનો પોતાના પતિ ઉપરનો પ્રેમ કદી પણ દૂર થાય ખરો? પતિ એટલે પોતાનો ઇશ્વર, એમ જ સ્ત્રીઓ સમજે છે કે નહિ? મારાં ફઈબા મને હમેશાં એવું એવું જ કહે છે!"

એ પ્રમાણે આ બાલકોનો તે બગીચામાં પ્રસ્તુત પ્રકારનો–તેમના વયની દૃષ્ટિએ જોતાં જરા વિલક્ષણ–વિનોદ ચાલતો હતો. તે વખતે રાણી વસંત-મંદિરમાં જઈને દાખલ થઈ. તેણે આ વખતે જે દિવાનખાનામાં પ્રવેશ કર્યો ત્યાં બીજું કોઇ ન હતું. તેના સરદારો વગેરે તેની પાછળ આવતા હતા, પણ તેમને તેણે થોડા સમય કોઈ અન્ય સ્થળે ગાળવાની આજ્ઞા કરી. માત્ર એકલો લક્ષ્મીધન તેની પાસે રહ્યો.

રાણી એક સુંદર મંચક ઉપર આરૂઢ થઈ હતી. લક્ષ્મીધન તેના સામે હાથ જોડીને ઊભો રહ્યો હતો. તે નમ્રપણે બોલ્યોઃ "દેવી! હવે હમણાં જ માલતી આપના દર્શને આવશે. પણ મારી આપના ચરણમાં માત્ર એક વિનતિ છે કે આપ તે બિચારી ઉપર કોપ કરશો નહિ."

"શું કહો છો?" રાણીએ આશ્ચર્યસહ પ્રશ્ન કર્યો: "હું એ બાલિકા ઉપર કોપ કરીશ? એવું તમારા મનમાં આવ્યું જ કેવી રીતે?"

લક્ષ્મીધન વિશેષ નમ્રતા દાખવતો બોલ્યોઃ "દેવી! તેનું કારણ એટલું જ છે કે રાજદર્શન ખાલી હાથે ન કરવું એવી શાસ્ત્રની આજ્ઞા છે. મારી પાસે ઉત્તમ કિંમત મૌક્તિકથી ભરેલી એક ન્હાની પેટી છે. તેમાં જે મૌક્તિકો છે તેનાં જેવાં માક્તિક મોટા મોટા રાજાઓના ભંડારમાં પણ મળવાના નહિ, એવી મારી કલ્પના છે. તે પેટી આપને સમર્પણ કરવાને માટે માલતી પોતાની સાથે લઈને આવશે. એટલે હું કહું છું કે તેના એ સાહસને માટે આપ તેના ઉપર કોપ ન કરશો."

વાસ્તવિક રીતે જોઈએ તો એમાં રાણીને ક્રોધ ચડવાનું કારણ જ નહતું. તેનો ધનલોભ જગજાહેર હતો. મૌક્તિકોનું વર્ણન સાંભળીને તેના મ્હોંમાં પાણી છૂટયું હતું. પણ તે બોલીઃ "આપ જ્યારે એવી વિનતિ કરો છો ત્યારે હું તેના ઉપર કોપ નહિ કરૂં. પણ એવી રીતે આજે મને નજરાણો આપવાનું કશું પ્રયોજન ન હતું. આજે હું મારી પોતાની ઇચ્છાથી જ તમારે ત્યાં આવી છું. એટલે મારો નજરાણો લેવાનો હક નથી. તમે દિલગીર શા માટે થાઓ છો? દીલગીર થવાની કશી પણ જરૂર નથી. નહિ,.. નહિ, સાષ્ટાંગ

નમસ્કાર કરવાની પણ જરૂર નથી. વારૂ, હું નજરાણાનો સ્વીકાર કરીશ. પણ ચાલો, ઉતાવળ કરો એ બાલિકાને અહીં બોલાવો."

રાણીની આજ્ઞા થતાં લક્ષ્મીધન દિવાનખાનામાંથી બહાર પડ્યો, અને થોડી વારમાં જ ઉત્તમ વસ્ત્રાલંકારથી ભૂષિત બનેલી કુમારિકા માલતી મૌક્તિકોની પેટી હાથમાં લઈને લક્ષ્મીધનની સાથે ત્યાં આવી. અંદર આવતાં જ માલતીએ મોટી નમ્રતાપૂર્વક રાણીને પ્રણામ કર્યાં. અને તેણે ચંદનના કાષ્ટની બનાવેલી નકશીદાર પેટી તેના ચરણ પાસે મૂકી. તે સ્હેજ દૂર નીચું મસ્તક રાખીને ઊભી રહી.

તેના સુંદર મુખ તરફ જોતી રાણી બોલી: " અહીં આગળ આવ અને આ પેટી મારા હાથમાં આપ એ તને કોણે આપી ? લક્ષ્મીધન શેઠે ! વારૂ–" એવું ગમે તે બોલતાં બોલતાં તેણે એ પેટી માલતીના હાથમાંથી લઈને ઉઘાડી. આ વેળાએ માલતીની સાથે ભાષણ કરવા કરતાં પેલી પેટી ખોલીને તેમાંનાં મૌક્તિકો જોવાને માટે તે વિશેષ ઉત્સુક બની હતી. પેટી ઉઘાડીને મોતીની એક સર તેણે હાથમાં લીધી અને તે એ મોતીનું પાણી જોવા લાગી. માલતીના સૌંદર્ય કરતાં પણ એ રત્નોના તેજે તેનું વિશેષ આકર્ષણ કર્યું હતું. તેણે મોટી ઉત્કંઠાપૂર્વક એક પછી એક મોતીની સર ઉપાડીને જોવા માંડી. એવામાં તે પેટીમાં મોતીની સરો સિવાય બીજો એક દાગીનો છે એમ તેના જોવામાં આવ્યું. તેણે એ દાગીનો હાથમાં લીધો. તેના મધ્યભાગે એક ન્હાનું જડાવનું પદક હતું. તેના પરનું કોતરકામ એવું વિલક્ષણ હતું કે એ પદક જો કોઇએ એક વાર જોયું હોય તો પુનઃ તેના જીવનપર્યંત તેનું તેને વિસ્મરણ થાય નહિ. પરંતુ એ પદક જોતાં જ રાણી એકાએક ચમકી ! તેના મુખપરની સુરખી પળ માત્રમાં અદશ્ય થઈ ગઈ અને ચ્હેરા પર ફીકાશ વળી પડી. તેણે

આ સમયે પ્રસંગાવધાન રાખીને જોરપૂર્વક પોતાના ઓષ્ટ ભીડી રાખ્યા તે સારૂં કર્યું; નહિ તો તેના મુખમાંથી એક મોટો ચિત્કાર બહાર પડ્યો હોત !

આમ એકાએક રાણીની આવી સ્થિતિ થયેલી જોઈને માલતી ચકિત બનીને લક્ષ્મીધનની સામે જોવા લાગી. લક્ષ્મીધનને પણ આ ઘટનાથી મોટો અચંબો થયો હતો. પણ તેને લાંબો વખત વિચારગ્રસ્તતામાં રહેવું પડ્યું નહિ. રાણી આત્મસંયમ કરી શકતી હતી. તેણે નિર્વિલંબે પોતાના મનને શાંત કર્યું. તે ઉપરથી લક્ષ્મીધનને એમ લાગ્યું કે રાણી ચમકી, એમ પોતે માનતો હતો એ પોતાને માત્ર ભ્રમ થયો હતો.

રાણી લક્ષ્મીધનની સામે જોઈને બોલી: "અહો, શ્રેષ્ઠી ! હું જરી આડે પડખે થાઉં છું. તમે બહાર જાઓ. મને અત્યારે કિંચિત્ ચક્કર આવતા હોય એવું થાય છે. પણ બ્હીશો નહિ. પિત્તવિકારને કારણે કોઈ કોઈ વાર આવાં ચક્કર મને આવે છે. કાંઈ ધમાધમ કરવાનું કિંવા ઔષધની તજવીજ કરવાનું કારણ નથી. હું જરા આરામ લઈશ એટલે મટી જશે. આ માલતીને મારી પાસે રહેવા દો. મને જો કાંઈ વિશેષ જણાશે તો હું બિલકુલ વિલંબ નહિ કરતાં તેને તમારી પાસે મોકલીશ."

રાણીએ આ ભાષણ એટલા સંયમપૂર્વક કર્યું હતું કે લક્ષ્મીધનને તે બિલકુલ ખરૂં લાગ્યું. આજ્ઞાનુસાર તે એ દિવાનખાનામાંથી બહાર પડ્યો. માત્ર માલતી અને રાણી એ બે જણાં જ એ દિવાનખાનામાં એકલાં રહ્યાં.

---

# પ્રકરણ ૫ મું.

---

## માલતી.

લક્ષ્મીધન તે દિવાનખાનામાંથી બહાર નિકળ્યાને ત્રણ-ચાર પળ થઈ હશે કે તુરત જ રાણી બેઠી થઇ ગઇ, અને આશ્ચર્ય તથા ભીતિથી વ્યાકુળ બનેલી માલતીને પોતાની પાસે બોલાવીને તેનો હાથ તેણે પોતાના હસ્તમાં લીધો. તદુપરાંત વિલક્ષણતાપૂર્વક તે બાલિકાના વદન તરફ તિક્ષ્ણ દૃષ્ટિ રાખીને તે કેટલોક સમય તેની સામે એક સરખા રીતે જોઇ રહી. ત્યારપછી તેણે માલતીને એકાએક પ્રશ્ન કર્યો: "તને કેટલાં વર્ષ થયાં, છોકરી?"

"દેવી! હમણાં જ મને બારમું વર્ષ પૂરૂં થઇને તેરમું વર્ષ બેઠું." માલતીએ ઉતર આપ્યો.

એ શ્રવણ કરતાં જ રાણીની ચર્યા પ્રથમ કરતાં પણ વિશેષ વિલક્ષણ બની રહી. તથાપિ તેણે તુરત જ શાંતપણાને ધારણ કર્યું; અને પોતાથી બની શકી તેટલી પોતાની મુદ્રાને સૌમ્ય કરીને તેણે માલતીને પૂછ્યું: "વારૂ, તું આ વસંત–મંદિરમાં રહેવા આવી તેને કેટલાં વર્ષ થયાં? એટલે માત્ર વસંત–મંદિરમાં જ નહિ, પણ હું એમ પૂછું છું કે તું આ લક્ષ્મીધન શેઠ પાસે ક્યારથી રહે છે?"

માલતીએ નમ્રતાપૂર્વક જવાબ આપ્યો: "લગભગ ત્રણ વર્ષ થયાં હશે."

એટલું ભાષણ થયા પછી રાણીએ પેલું પદક પોતાના હાથમાં લીધું, અને તેનું કોતરકામ બરોબર નિરીક્ષણપૂર્વક જોવાનો દેખાવ કરીને તે પોતાના સ્થાન પાસેથી ઉઠીને નજીકની બારી પાસે ગઇ.

તેણે પુનઃ પ્રશ્ન કર્યો: "આ પદક મોતીની પેટીમાં કેવી રીતે આવ્યું? મને લાગે છે કે આ દાગીનો તારા ગળાનો હોવો જોઇએ. આવું સાધારણ કીંમતનું પદક આ મૂલ્યવાન્ મૌક્તિકની સાથે મને ભેટ કરવાની લક્ષ્મીધન શેઠની ઇચ્છા હોવી ન જ જોઇએ!"

"આ પદક તો મારૂં જ છે." માલતીએ ઉત્તર આપ્યો: "પણ તે આ મોતીની પેટીમાં કેવી રીતે પેસી ગયું એ મારાથી સમજી શકાતું નથી. મેં કાંઇ મારા હાથે તેને આ પેટીમાં નાખ્યું નથી."

રાણીએ પૂછ્યું: "વારૂ, પણ મને આપવાને માટે આ પેટી તને કોણે આપી?"

"લક્ષ્મીધન શેઠજીના કહેવાથી મોટી બ્હેને એ મારા હાથમાં આપી હતી." માલતીએ કહ્યું. કિંચિત્ થોભીને તે પુનઃ બોલી: "હવે મને યાદ—"

"તને શું યાદ આવ્યું?" રાણી તુરત બોલી ઉઠી. એ પ્રશ્ન કરતાં રાણી ઇન્દિરાવતી તે પદકને નિરખીને જોતી હતી. જાણે એ પદક ઉપર કોતરકામ કરનાર કારિગરના કૌશલ્ય તરફ તેનું લક્ષ ખેંચાયું હોય એમ તેની મુદ્રા સૂચવતી હતી.

"એ પદક આ પેટીમાં કેવી રીતે આવ્યું હશે, તેનો મને ખ્યાલ આવી શકે છે." માલતીએ પ્રત્યુત્તર કર્યો.

એ પદક તરફ જાણે પોતાનું લક્ષ નથી, એમ દર્શાવતાં રાણીએ પૂછ્યું: "કહે જોઇ, એ પદક આ પેટીમાં કેવી રીતે આવ્યું?"

માલતી કહેવા લાગી: "હું મારા ખંડમાં બેઠી હતી, તે વખતે મોટી બ્હેન મારી પાસે આવ્યાં અને તેમણે મારે આપનાં દર્શન કરવાનાં છે એવું મને જણાવ્યું. એ સાંભળતાં હું પ્રથમ તો ગભરાઇ ગઇ. તે વખતે મેં મારી હમેશ પહેરવાની સાડી ઓઢી હતી.

મારા અંગ ઉપર વિશેષ અલંકાર પણ ન હતા. એટલે મોટી બ્હેને અને મારૂં અમર તથા મારી દાગીનાની પેટી લાવવાનું જણાવ્યું. તે બન્ને હું લઇ આવી. મોટીબ્હેન જ્યારે મારા ખંડમાં આવ્યાં ત્યારે તેમના હાથમાં આ મોતીની પેટી હતી. એ મોતી મેં કદી જોયેલાં નહિ હોવાથી મેં ઉત્સુકતાપૂર્વક પેટી ખોલી. આ બાજુએ મોટી બ્હેને મારી પેટીમાંના તમામ દાગીના બહાર કાઢયા અને આ પ્રસંગે તેમાંથી જે જે દાગીના મારે ધારણ કરવાનાં હતાં તે જુદા પાડયા. બન્ને પેટીઓ એ વખતે ઉઘાડી જ હતી. શરીર પર ધારણ કર્યા પછી બાકી રહેલા દાગીના મોટી બ્હેને ભૂલથી મોતીની પેટીમાં મૂકયા. પરંતુ એ ભૂલ તરત જ તેમના ધ્યાનમાં આવી. એટલે તેમણે મારા તમામ દાગીના એ પેટીમાંથી બહાર કાઢયા. એ વખતે થયેલી ઉતાવળથી કદાચ આ પદકવાળો દાગીનો મોતીની પેટીમાં રહી ગયેલો હોવો જોઇએ."

રાણી હાસ્ય કરતી બોલી: "બરોબર! હવે સમજાયું પણ, માલતી! આ પદક ઉપર તારો અતિશય ભાવ હોવો જોઇએ, ખરૂં કે નહિ!"

"હાજી," માલતીએ જવાબ આપ્યો: "એ મને મારા બીજા તમામ દાગીના કરતાં વિશેષ મૂલ્યવાન્ લાગે છે. કેમકે મારી માતાનું માત્ર એટલું જ સ્મરણચિહ્ન મારી પાસે છે."

તેના એ શબ્દો સાંભળતાં રાણી પુનઃ પદકનું નિરીક્ષણ કરવાના બ્હાને બારી પાસે ગઇ અને માલતી તરફ પીઠ રાખીને જ તે બોલી: "છોકરી! તારી માતાને ગુજરી ગયાને કેટલાં વર્ષ થયાં?"

"ઘણાં વર્ષ થયાં." માલતી બોલી: "ઘણું કરીને તે વખતે હું માત્ર ચાર વર્ષની હતી."

"ત્યારે મને લાગે છે કે તારા પિતા—" રાણી બોલી.

"મારી માતુશ્રી સ્વર્ગવાસ પામ્યા પછી મારા પિતા મને લઇને પ્રદ્યોતપુર ગયા. ત્યાં ગયા પછી એક દિવસે મારા પિતાનું પણ અવસાન થઇ ગયું. મારા પિતાનું મૃત્યુ એવું આકસ્મિક રીતે થયું કે તે મૃત્યુ સમયે કોઇને કશું પણ કહી શકયા નહિ. તે વખતે જેઓ તેમની આસપાસ બેઠા હતા તેઓ કહેતા હતા કે તે મારા સંબંધમાં કશુંક કહેવા ઇચ્છતા હતા. પણ વાતપ્રકોપથી તેમના દાંત જડાઇ ગયા હતા. એટલે તેમનો કશો પણ ઉપાય નહતો. પરંતુ એટલું માત્ર ખરૂં કે મૃત્યુસમયે તેમણે મારા તરફ મોટા પ્રેમપૂર્વક જોયું હતું. એટલે તેમનો પ્રેમ મારા ઉપર અતિશય હોવો જોઇએ." એ શબ્દો ઉચ્ચારતાં ઉચ્ચારતાં માલતીની છાતી ભરાઇ ગઇ, તેનો અવાજ ગળગળો બની ગયો અને તેનાં નેત્રોમાંથી મોટાં અશ્રુબિન્દુ ગાલ ઉપર પડીને ચમકવા લાગ્યાં. તથાપિ રાણીની સામે આ પ્રમાણે રડવું તે ઠીક નહિ એમ ધારીને તેણે આંસુ લુછી નાખ્યાં અને મનને સ્વસ્થ કરવાનો પ્રયત્ન કર્યો.

માલતીની એ સ્થિતિ જોઇને રાણીનું દિલ પણ દુઃખિત બન્યું. તે બોલી: "છોકરી, રડીશ નહિ. જે વસ્તુ બની ગઇ તે બાબત પશ્ચાત્તાપ કરવાથી શો લાભ? તારી માતા મરણ પામવાથી તારે દુઃખી થવાનું કારણ નથી. હું છું. મારી સર્વ પ્રજાની હું માતા છું. હું જ તારી માતાને ઠેકાણે છું. નાં, હું પ્રત્યક્ષ તારી માતા છું, એમ જ સમજ!" એટલું કહીને રાણીએ માલતીને પોતાની પાસે બોલાવી અને મોટી મમતાપૂર્વક તેના મસ્તક અને પીઠપર હાથ ફેરવ્યો. પછી તે માલતીને કહેવા લાગી: "છોકરી, લે આ તારૂં પદક. અગાઉ મારી પાસે પણ એક પદક હતું તે આવું જ હતું. એટલે મેં અત્યાર-

સુધી આ પદક તરફ નિરખી નિરખીને જોયું હતું. પણ તે આ નહિ. અસ્તુ, તું હમણાં તારા વડીલની હકીકત કહેતી હતી, નહિ ?"

રાણીના આ ભાવપણથી માલતીને પણ કંઇક ધીરજ આવી અને તે બોલી:" દેવી ! મારા પિતાના અવસાન પછી મારી આયા મને પોતાની સાથે લઇને વિલાસપુર આવી. માર્ગમાં એ આયા અને મોટી બ્હેનનો મેળાપ થયો હતો. ત્યારપછી ત્રણેક વર્ષ હું વિલાસપુરમાં રહી. હું અનાથિની છું એમ જાણીને મોટી બ્હેને મને પોતાને ત્યાં રાખી, અને ત્યારથી હું અહીં વસંત-મંદિરમાં રહું છું."

માલતીએ કહેલી હકીકત સાંભળ્યા પછી રાણીએ તેને પુનઃ એક વખત પંપાળી અને કહ્યું: "તું આ શ્રીમંત ગૃહસ્થકુટુંબમાં આવ્યા પછી તારા દિવસો આનંદમાં જતા હશે એવી મારી કલ્પના છે. તું કદી પણ વિલાસપુરમાં આવે છે કે નહિ ?"

માલતીએ જવાબ આપ્યો: "હું પોતે તો કદી પણ વિલાસપુરમાં જવાની ઇચ્છા પ્રકટ કરતી નથી. કેમકે શહેરના કલાહોલ કરતાં મને તો આ સ્થળે જ રહેવાનું વિશેષ પસંદ પડે છે. તોપણ જ્યારે મોટી બ્હેન ત્યાં જાય છે ત્યારે તેઓ મને તેમની સાથે લઇ જાય છે."

રાણીએ કહ્યું: " પણ આ ન્હાના ગામડામાં તારો વખત કેવી રીતે પસાર થાય છે? તારા જેવી બાલિકાને તો શહેરમાં જ આનંદ પડે."

"એવું કાંઇ નથી." માલતી બોલી: " શેઠજીની બાલકન્યા ઇન્દિરાવતીની સાથે રમતગમતમાં અને તેની સંભાળ રાખવામાં મારો સમય આનંદમાં જ પસાર થઇ જાય છે."

" છોકરી ! તારે બીજા ભાઇભાંડુ છે કે કેમ, એ બાબતની તને માહિતી છે?" રાણીએ પૂછ્યું.

. . . .

"મારે બે-ત્રણ ઓરમાન ભાઇ છે એવું મેં સાંભળ્યું છે." માલતીએ જવાબ આપ્યો: "પણ તેઓ ક્યાં છે એ બાબતની મને માહિતી નથી."

રાણી થોડો વખત સ્તબ્ધ રહી. પછી તે બોલી: "તારા સંબંધમાં કેટલુંક ગુપ્ત રહસ્ય—ના ના, તારા જન્મથી માંડીને અત્યાર-સુધીની હકીકત જેટલી મોટી બ્હેનના જાણવામાં છે તેટલી લક્ષ્મીધ-નને માલૂમ છે ખરી?"

"એ તો કોણ જાણે! મને ખબર નથી." માલતીએ કહ્યું.

"પણ આ તમામ હકીકતની તેને માહિતી હોવી જોઇએ એવો મારો તર્ક છે." રાણી બોલી: "કારણ કે તે એકદમ તને મારી પાસે લાવ્યો નહતો. એટલું જ નહિ પણ જ્યારે મેં ચાહીને તને મારી પાસે લાવવાનું તેને કહ્યું તે વખતે પણ તે સ્હેજ ગભરાયેલા સરખો દેખાતો હતો. વારૂ, માલતી! તું હવે જા, અને ઉપાહારની તૈયારી થતાં મને વરધી આપવાને માટે મ્હોટી બ્હેનને મારી પાસે આવવાનું કહેજે. તેને કહેજે કે તે પોતે જ આવે. બીજા કોઇને મોકલે નહિ. જા, હવે થોડો સમય હું અહીં જ વિશ્રાંતિ લેવા ધારૂં છું." એમ કહીને રાણીએ તે બાલિકાને એક વખત પુનઃ પોતાની પાસે બોલાવી પ્રેમપૂર્વક તેની પીઠપર હાથ ફેરવ્યો અને તેને જવાની આજ્ઞા કરી.

માલતી ત્યાંથી બહાર પડી. બીજી બાજુના ખંડમાં ઊભેલો લક્ષ્મીધન તેની વાટ જોતો હતો. તેણે માલતીને જોતાં અત્યાર-સુધી તેનું રાણી સાથે શું સંભાષણ ચાલતું હતું, એ વિષે પ્રશ્ન કર્યો. માલતીએ કેવળ સરલ અંતઃકરણપૂર્વક તમામ હકીકત તેને જણાવી. રાણીએ પેલા પત્રના સંબંધમાં બારિક તપાસ કરેલી જાણીને લક્ષ્મી-ધનને અત્યંત આશ્ચર્ય થયું.

ત્યારપછી મોટી બ્હેન અને માલતીની મુલાકાત થઇ. મોટી બ્હેનને જોતાં જ માલતી બોલી: "મોટી બ્હેન ! આ જૂઓ મારૂં પદક ! એ પેલી મોતીની પેટીમાંથી રાણીના હાથમાં ગયું હતું."

"હા, હમણાં જ લક્ષ્મીબ્હેને એ વાત મને જણાવી હતી." મોટી બ્હેને કહ્યું.

"પણ એમ કેમ ! એ પદક મોતીની પેટીમાં કેવી રીતે પેસી ગયું હશે ?" માલતીએ પૂછ્યું.

"પેટીમાં કેવી રીતે પેસી ગયું એ હું કેમ કહી શકું ?" મોટી બ્હેને કહ્યું.

"મને લાગે છે કે જ્યારે તમે મારી પેટીમાંના દાગીના ઉતાવળાં ઉતાવળાં મોતીની પેટીમાં ભરી દીધાં હતાં, તે વખતે એ પદકવાળો દાગીનો મોતીના સરની નીચે જતો રહેવાથી તે તમારા જોવામાં આવ્યો નહિ હોય, અને તે પેટીમાં જ રહી ગયો હશે." માલતીએ પોતાની કલ્પના રજુ કરી.

મોટી બ્હેન બોલી: "હારે હા ! એમ જ થયેલું હોવું જોઇએ ! પણ રાણી સાહેબ શું કહેતાં હતાં ?"

ઇન્દિરાવતી રાણી સાથે થયેલી તમામ વાતચીત માલતીએ રેણુકાને પણ જણાવી. તે સાભળી લીધાં પછી રેણુકાએ કહ્યું: "ત્યારે તો રાણી સાહેબ સાથે તારે ઘણી વાત થઈ ! એ પણ એક રીતે સારૂં થયું. સાંપ્રત સમય ઘણો જ વિલક્ષણ છે. રાણીની મહેરબાનીનો ઉપયોગ ક્યારે થશે, તે કહી શકાય નહિ. વારૂ, તું આ તારૂં પદક બરોબર સાચવીને તારી પેટીમાં રાખી મૂક; નહિ તો બેભાનપણામાં જ્યાં ત્યાં ફેંકી દઇશ અને જ્યારે તેની જરૂર પડશે ત્યારે તે હાથ નહિ લાગે !"

માલતી તેના ખંડમાં ગઈ. ત્યારબાદ રેણુકા પાકગૃહમાં ગઈ. ઉપાહાર તૈયાર થયો છે કે નહિ એ બાબતની તેણે તપાસ કરી. તૈયાર થયાનું જાણવામાં આવતાં તે વરધી આપવાને માટે ઈન્દિરાવતી રાણી બેઠી હતી એ દિવાનખાનામાં ગઈ. રાણી અદ્યાપિ પણ ત્યાં એકલી જ બેઠેલી હતી. અંદર દાખલ થઈને રેણુકાએ દ્વાર બંધ કરી દીધું અને મોટી નમ્રતાપૂર્વક તે રાણીના મંચકની બાજુએ ઊભી રહી. રાણીએ પોતાના તરફ દૃષ્ટિ કરી એટલે રેણુકા બોલી: "મહાદેવી! ઉપાહારની તૈયારી થઈ છે. આપની જ રાહ જોવાય છે."

"વારૂ, હું તૈયાર છું." રાણીએ કહ્યું: "પણ રેણુકાબાઈ! માલતી અને મારી વચ્ચે થયેલું સંભાષણ તેણે તમને જણાવ્યું જ હશે!"

"હા, દેવી!" રેણુકાએ જવાબ આપ્યો.

રાણી તેના તરફ વેધક દૃષ્ટિએ જોતી તથા વિચારગ્રસ્ત મુદ્રાપૂર્વક બોલી: "રેણુકાબાઈ! પેલું પદક-પેલું પદક-"

"હાજી, એ પદકના સંબંધ આપને માલતી સાથે થયેલું ભાષણ પણ મારા જાણવામાં આવ્યું છે." એ શબ્દો ઉચ્ચારતી વખતે પણ રેણુકાના ચ્હેરા ઉપર કશોયે ફેરફાર દેખાતો નહતો.

રાણીએ તિક્ષ્ણ દૃષ્ટિપૂર્વક તેની સામે જોતાં તેને પૂછ્યું: "રેણુકાબાઇ! તમે કોઈ વિશિષ્ટ હેતુને મનમાં ધારણ કરીને એ પદક મોતીની પેટીમાં ખાસ કરીને મુકયું હતું કે શું?"

બિલકુલ ચલવિચલ ન થવા દેતાં નિશ્ચલ મનપૂર્વક અને શાંતપણે રેણુકાએ જવાબ આપ્યો: "શું દેવી! મેં તે ઇરાદાપૂર્વક મૂક્યું હતું?"

રાણીએ પુનઃ કહ્યું: "હા, એ પદક તમે ઇરાદાપૂર્વક મોતીની

પેટીમાં મૂક્યું હતું કે નહિ એમ હું પૂછું છું. મને ખાત્રીપૂર્વક એમ લાગે છે કે એ પદક મારી દષ્ટિએ પડે એવો તમારો વિચાર હોવો જોઇએ! મારૂં કથન ખરૂં છે કે નહિ તે જણાવો જોઇ."

એકાદી વિલક્ષણ હકીકત સાંભળતાં જેવું આશ્ચર્ય થાય છે તેવા આશ્ચર્યપૂર્વક રેણુકા બોલી: "આપના આ પ્રશ્નનો મારે શો જ-વાબ આપવો?"

સ્હેજ કાલાવાલાભર્યા પણ વિશેષે કરીને સત્તાદર્શક સ્વરે રાણી બોલી: "મને એમ ફસાવો નહિ. તમને ઘણી ગુપ્ત વાર્તા–નહિ તમામ ગુપ્ત વાર્તાની માહિતી હોવી જોઇએ એવી મારી કલ્પના છે!,'

અતિશય નમ્રતાપૂર્વક રેણુકા બોલી: "દેવી! હું એક ભોળી-ભટાક સ્ત્રી છું. મને જગતના વ્યવહારનો કશો પણ અનુભવ નથી. મારૂં જ્ઞાન કેટલું? માત્ર ઘરના કામકાજની સંભાળ રાખી શકું તેટલુ જ!"

રાણીએ અતિશય આનંદ અને સંતોષપૂર્વક "ઠીક છે," એવો ઉદ્‌ગાર કાઢ્યો. તથાપિ તે તિક્ષ્ણ દષ્ટિપૂર્વક રેણુકા સામે જોતી બોલી: "ગમે તેમ હોય પણ તમને જે કાંઇ ગુપ્ત વાર્તાની માહિતી છે તે તમારી પાસે બિલકુલ સુરક્ષિત છે. તે તમારા મુખમાંથી ત્રિકાલમાં પણ નિકળનાર નથી, એમ હું સમજી શકું છું!"

"મારે વળી ગુપ્ત વાર્તા શી! લોકોની કુથલી કરવાનો કે જે બાબત સાથે મારે સંબંધ ન હોય તેમાં માથું મારવાનો મારો સ્વ-ભાવ જ નથી."

એટલાથી રાણીના મનનું સમાધાન થયું નહિ. રેણુકાની મુદ્રા તરફ અત્યંત બારિકપણે જોતી તે સ્વગત બોલી: "આ રેણુકા ખ-રેખર ભોળી ભટાક છે કે મહા ઉસ્તાદ છે તે કશું પણ કળી શ-

કાતું નથી. તેની મુદ્રાપર દેખાતી ગંભીરતા નૈસર્ગિક છે કે કૃત્રિમ છે? ગમે તેમ હો, પણ તેના મુખમાંથી ગુપ્ત વાર્ત્તા બહાર પ્રકટ થશે એવું મને લાગતું નથી."

રેણુકાએ પુનઃ નમ્રતાથી સૂચના કરીઃ "દેવી! ઉપાહાર તૈયાર છે."

પરંતુ તેની એ સૂચના તરફ લક્ષ ન આપતાં રાણી બોલીઃ "રેણુકાબાઇ! તમે આજપર્યંત આ માલતીના સંબંધમાં ખરેખર ડહાપણપૂર્વક વર્ત્યા છો, તેવી જ રીતે ભવિષ્યમાં પણ દક્ષતાપૂર્વક વર્તન રાખજો. હું તમારી રાણી તરીકે તમને એવી આજ્ઞા કરૂં છું કે હવે પછી જો કદી પણ માલતી પોતાના માતાપિતાના સંબંધમાં તમારી પાસે પૂછગાછ કરે તો તમારે તેને એ વિષયમાં વિશેષ માહિતી આપવી નહિ. તેના જન્મને લગતી ગુપ્ત વાર્ત્તા કદી પણ તેના જાણવામાં આવવી જોઇએ નહિ. તમે પોતે ઘણાં જ સુજ્ઞ છો એવી મારી ખાત્રી છે."

રાણી જે કહે છે તે જાણે પોતે બિલકુલ સમજતી ન હોય, એમ દર્શાવતી રેણુકા બોલીઃ "મહારાણી! આવી આજ્ઞા મને કરવાની જરૂર જ નથી. કેમકે આપે આજ્ઞા ન કરી હોત તો પણ હું માલતીને કશું જણાવી શકું તેમ નહતી."

એટલું ભાષણ થયા પછી રાણી ઉઠી. તેણે પોતાની સાથેના સરદાર, હજુરી, આ મસ્કરા, વગેરેને બોલાવ્યા. લક્ષ્મીધન પણ રાણી પાસે આવ્યો. તે તમામ ભોજનગૃહ તરફ જવા લાગ્યાં. કામસેન પણ મોટા આનંદ અને ઉત્સાહપૂર્વક શરમાળ કન્યકા ઇન્દિરાવતીનો હાથ પકડીને ભોજનગૃહ તરફ આવ્યો. રાણીની આજ્ઞાથી એ બન્ને બાળકોનાં પાત્રો રાણીના પાત્રની પાસે જ માંડવામાં આવ્યાં હતાં. ઉપાહાર

સમયે રાણીએ પોતે અગાઉ કરેલા ભવિષ્યકથનનો ઉલ્લેખ કર્યો નહિ, પરંતુ કામસેન પોતાની બાલસખી તરફ જે આનંદ અને ઉત્સાહથી જોતો હતો તે રાણીએ નેત્રસંકેત વડે લક્ષ્મીધરને દર્શાવ્યું.

ઉપાહારના ઉત્કૃષ્ટ પદાર્થોનું સેવન કર્યા પછી રાણી વિલાસપુર જવાને માટે સિદ્ધ થઈ. જતાં પહેલાં રાણીએ લક્ષ્મીધર ઉપર પ્રસન્ન થઇને તેને 'નગરશેઠ'ની પદવી આપી અને રેણુકાબાઇને એક સુવર્ણ-મુદ્રિકાની બક્ષિસ કરી. આ મુદ્રિકા વિશેષ મૂલ્યવાન્ હતી એવું કાંઇ ન હતું. કેમકે મૂલ્યવાન્ વસ્તુ બક્ષિસ કરવાની રાણીને ટેવ જ ન હતી. પોતાના કોષાગારને જરી પણ ખાલી થવા ન દેતાં બીજાની પાસેથી મળે તેટલું પોતાના કોષાગારમાં હજમ કરી દેવું, એવો તેનો સ્વભાવ હતો. એથી આજે પ્રાપ્ત થયેલાં બહુમૂલ્ય મૌક્તિકોથી તેને અત્યંત આનંદ અને સંતોષ થયો હતો. જ્યારે બધાં જવાની તૈયારી કરવા લાગ્યાં તે વખતે કામસેને ન્હાની ઇન્દિરાવતીની પાસે જઇને તેને ધીમેથી ચુમ્બન કર્યું અને " હું તને થોડા સમયમાં જ મળવાને માટે આવીશ " એવું તેના કાનમાં કહ્યું.

એ પ્રમાણે વસંત-મંદિર ઉપર પોતાના દર્શનનો અનુગ્રહ કરીને રાણી પુનઃ પોતાની રાજધાનીના માર્ગે લાગી. રાણીનું આ વસંત-મંદિરમાં થયેલું આગમન અનેક બાબતોને લીધે વિશેષ મહત્ત્વનું બન્યું હતું. કેવી રીતે, એ ઉત્તરોત્તર સમજાશે!

— —

# પ્રકરણ ૬ ઠું.

---

## કામસેનનો કાકો.

પાછલાં પ્રકરણોમાં વર્ણવેલી ઘટના બની ગયા પછી કેટલાક દિવસો બાદ, એક દિવસે એક પ્રહર રાત્રી વીતિ ગઈ હતી, તે સમયે લક્ષ્મીધન વિલાસપુરથી નિકળીને વસંત-મંદિર તરફ જવાને માટે નિકળ્યો. તે દિવસે કાંઇ મહત્વની બાબતનો વિચાર કરવાને વ્યાપારીઓની સભા મળી હતી. એ સભાનું કાર્ય પૂર્ણ થતાં પુષ્કળ વખત લાગી જવાથી તેને ઘર તરફ ફરતાં રાત્રી પડી ગઈ હતી. આટલી મોટી રાત્રીએ તે વસંત-મંદિર તરફ જવાને નિકળ્યો ન હોત. પણ તેણે પોતે સાયંકાળે પાછો આવશે એવું મોટી બ્હેનને જણાવેલું હોવાથી તેને અત્યારે નિકળવું પડયું હતું. તે જો ઘેર ન જાય તો મોટી બ્હેન ચિંતા કરે અને આખી રાત્રી જાગીને મંદિરમાં ગડબડ મચાવી મૂકે એવી તેને ભ્રાંતિ હતી. કેમકે પોતાના ભાઇને કાંઇ થયું તો નહિ હોય એવી શંકા એકસરખી રીતે રેણુકાના મનમાં આવ્યા કરે એ સ્વાભાવિક હતું.

લગભગ દશ ઘટિકા રાત્રી પસાર થઇ ગઇ હતી. લક્ષ્મીધન એક મૂલ્યવાન્ અશ્વપર સ્વાર થઇને વસંત-મંદિર તરફ આવતો હતો. જે રસ્તે રાણીની સ્વારી વસંત-મંદિર તરફ આવી હતી, તે જ રસ્તાપર લક્ષ્મીધન પણ પ્રવાસ કરતો હતો. આ રસ્તો મોટો ભયાનક હતો અને ચોર કિંવા લૂટારાઓ પ્રવાસીને લૂટી લે કિંવા ઠાર કરે તો પણ કોઇ 'હા' કરે તેમ નહતું. જો કદાચ માર્ગમાં ચોરની

મુલાકાત થાય તો પોતાનું રક્ષણ કરવાને લક્ષ્મીધને પોતાના અનુયાયીઓને શસ્ત્રથી સજ્જ બનાવેલા હતા. તેઓ ચોતરફ દૃષ્ટિ કરતા સાવધાનપણે પ્રવાસ કરતા હતા. એ કાળે અગ્ન્યાસ્ત્રનો પ્રસાર વિશેષ થયો ન હતો. એટલે જેમની પાસે બંધુકો કિંવા તમંચા હોય તેમના માર્ગમાં જવાનું સાહસ બનતાં સુધી ચોર લોકો કરતા નહિ. ચંદ્રમૌલેશ્વરનું દેવળ પાછળ મૂક્યા બાદ થોડા આગળ ગયા ન ગયા એટલામાં કેટલાક સ્વારો પોતાની આગળ ચાલ્યા જાય છે એવું લક્ષ્મીધનના લક્ષમાં આવ્યું. રાત્રી સ્વચ્છ હતી. ચાંદની ખીલી રહી હતી. એથી રસ્તાની બાજુએ આવેલી ગીચ ઝાડીમાં પણ પુષ્કળ પ્રકાશ પડતો હતો. આગળ ચાલતા સ્વારો હવે ધીમે ધીમે પોતાના અશ્વોને ચલાવવા લાગ્યા. એ ઉપરથી તેઓ પોતાના સોબતીની રાહ જોતા હશે એવો લક્ષ્મીધને તર્ક કર્યો અને તેણે પોતાના ઘોડાનો વેગ વધાર્યો. અલ્પ સમયમાં જ તેઓ આગલી ટોળીની લગોલગ થઈ ગયા. પાછળના સ્વારોને માર્ગ આપવાને માટે આગલા સ્વારો બન્ને બાજુએ અર્ધાઅર્ધ થઈ ગયા. તેમણે એવી રીતે પોતાને માટે રસ્તો ખુલ્લો કરી આપવાથી લક્ષ્મીધને તેમનું અભિનંદન કર્યું.

પણ આંખની પાપણ મીંચીને ઉઘાડીએ તેટલા સમયમાં એ બન્ને તરફ રહેલા સ્વારોએ પોતાના ઘોડાને એડી મારી અને તેમણે લક્ષ્મીધન તથા તેના ત્રણ સેવકો ઉપર હલ્લો કર્યો—તેમણે એ ચારે જણને ચોતરફથી ઘેરી લીધા. અર્થાત્ પોતાની યુક્તિને સિદ્ધ કરવાને માટે શું કરવું એ તેમણે અગાઉથી જ નક્કી કરી રાખ્યું હોય એમ સમજી શકાતું હતું. તથાપિ લક્ષ્મીધને ચાલાકીપૂર્વક તમંચો હાથમાં લીધો અને જે લુટારો પોતાની તદ્દન નજીકમાં હતો અને પોતાના

અંગ ઉપર હાથ નાખવાની તૈયારી કરતો હતો તેની સામે એ તમંચો ફોડ્યો. લક્ષ્મીધનના સેવકોએ પણ પોતપોતાનું શૌર્ય પ્રકટ કરીને પોતાના માલિકનું અનુકરણ કર્યું અને થોડા સમયમાં જ લુટારા માંહેના બે જુવાન જખમી થઇને ઘોડા ઉપરથી નીચે પડી ગયા. તથાપિ એક લુટારાએ પોતાની લાંબી ડાંગનો લક્ષ્મીધનના મસ્તક ઉપર પ્રહાર કર્યો. એથી ચક્કર આવવાને લીધે લક્ષ્મીધન ઘોડાપરથી નીચે પડી ગયો. તે જ પ્રમાણે લુટારાઓએ હલ્લો કરીને તેના ત્રણ સેવકોને પણ હતવીર્ય બનાવી દીધા.

લક્ષ્મીધને મોટા અવાજે ઉચ્ચાર કર્યો: " હરામખોરો ! અત્યારે તમે વિજય મળવાથી ફુલાઇ ગયા હશો. પરંતુ યાદ રાખજો, તમને તમામને પકડાવીને વિલાસપુરના કિલ્લાપર ફાંસીએ લટકાવ્યા સિવાય—હું કદી પણ રહેનાર નથી ! "

જે ચોરે લક્ષ્મીધનને પ્રહાર કર્યો હતો તે ચોર જમીનપર પડેલા લક્ષ્મીધનની છાતી ઉપર ગોઠણ મૂકીને બોલ્યો: " શેઠજી ! ભવિષ્યમાં જે થવાનું હોય તે ભલે થાય, પણ અત્યારે તો તમારો જીવ અમારા હાથમાં છે ! ચાલો, તમારી પાસે જેટલી સોનૈયા હોય તેટલી કાઢી નાખો. વાહ. કોથળી તો વજનદાર જણાય છે. અને રણકારો પણ મધુર લાગે છે. હં ! આ કંઠી અને તમારા કાનમાંની સાચાં મોતીની વાળી પણ અમારા હાથમાં આપી દો ! આહા નગરશેઠ ! આજ સંધ્યાકાળથી અમે તમારો પીછો પકડ્યો હતો. આજે ભોજન કરતી વખતે આપના ગળામાં કંઠી હતી એ અમને માલુમ છે. "

" ચૂપ રહે ! " ચોર દબડાવતા સ્વરે બોલ્યો: " બુઢ્ઢા ! ચૂપ રહે ! જો બૂમ પાડી છે તો તારૂં તાલકું જ ફોડી નાખીશ ! " એમ

કદીને તેણે પોતાના હાથમાંની ડાંગ ઉંચી કરી અને પોતાના સોબતીને પ્રશ્ન કર્યો: "કેમ માલીયા! કેટલા માણસો છે?"

"ફક્ત બે જ." માલીયાએ જવાબ આપ્યો. એ અનુભવી લૂટારો ઘોડાના ડાબલાના અવાજપરથી આવનારા સ્વારની સંખ્યાની અટકળ કરી શકતો હતો.

બે ગૃહસ્થો પોતાની મદદે આવે છે એમ સમજતાં લક્ષ્મીધનને હિમ્મત આવી. તેની પાસે ઉભેલા ચોરનું લક્ષ આવનારા સ્વારો તરફ હતું એટલે તેણે સમયસૂચકતાપૂર્વક ચોરનો પગ ખેંચીને તેને જમીન ઉપર પાડી દીધો. એવી રીતે પોતે મુક્ત થયો એટલે તેણે પોતાના અનુચરોને પણ પોતાનું અનુકરણ કરવાની સૂચના કરી. તેમણે પણ માલિકની સૂચના અમલમાં મૂકી. પુનઃ ઝપાઝપી શરૂ થઈ. પ્રતિપક્ષીએ લક્ષ્મીધનને તથા લક્ષ્મીધને પ્રતિપક્ષીને ત્રણ—ચાર વખત જમીન ઉપર પછાડ્યા. એવો જ પ્રકાર પેલા ત્રણ અનુચરોના સંબંધમાં પણ બન્યો હતો. એટલામાં મદદ પણ આવી પહોંચી. એક પુખ્ત ઉમરનો માણસ ઉંચા ઘોડા ઉપર બેઠો હતો, અને એક છોકરો ટટ્ટુ ઉપર સ્વાર થયો હતો. એ બન્ને જણા આ સ્થળે આવી પહોંચ્યા. છોકરાએ ટટ્ટુપરથી ચિત્તાની માફક કૂદીને લક્ષ્મીધનના પ્રતિપક્ષીની ગરદન પકડી. એટલામાં તે લૂટારાના હાથમાં છરો કિંવા ખંજર અથવા તેવું જ એકાદું શસ્ત્ર ચમકવા લાગ્યું. આનું પરિણામ શું આવશે તે પેલો છોકરો તત્કાળ કળી ગયો અને લૂટારાએ લક્ષ્મીધનના શરીરમાં તે હથિયાર ખોસવાને માટે ઉંચા કરેલા હાથને તેણે પોતાના બે હાથ વડે જોરથી પકડી રાખ્યો. બીજી જ પળે લક્ષ્મીધને લૂટારાના હાથમાંથી તે હથિયાર ઝુંટવી લીધું. આ બાજુએ લક્ષ્મીધનના સેવકોએ નવીન ગૃહસ્થની સહાયથી બાકીના લૂટારાઓનો

પરાજય કર્યો. એ પ્રકાર બની રહ્યો હતો તે વેળાએ બીજા ચાર સ્વારો ત્યાં આવી પહોંચ્યા. એ નવીન સ્વારો પૂર્વે આવેલા બે સ્વારોના–લક્ષ્મીધનને સહાય કરનારાઓના–સેવકો હતા. હવે તેમની સામે લૂટારાઓનું જોર ચાલે તેમ નહતું, તેમ જ લૂટારાઓ તેમના કબજામાંથી ન્હાસી જાય તેમ પણ નહતું. તેમણે લૂટારાઓને તેમના જ ફેંટાથી મુશ્કેટાટ બનાવ્યા.

લક્ષ્મીધને પોતાનું રક્ષણ કરનાર બાલ-વીરને ઓળખી લીધો. તે બોલ્યો: " કુમાર કામસેન! તેં જ આજે મારા પ્રાણનું રક્ષણ કર્યું છે. તું જો આવી પહોંચ્યો ન હોત તો એ ચોરોએ ક્યારનોયે અમારો નિકાલ લાવી નાખ્યો હોત. આજે તારો મારા ઉપર અનંત ઉપકાર થયો છે! "

સાહસી કામસેન બોલ્યો: " શેઠજી! તમારો અવાજ કર્ણગોચર થતાં જ મેં તમને પિછાન્યા હતા. એમાં ઉપકાર શાનો? મેં તો મારૂં કર્તવ્ય જ કર્યું છે. આ મારા કાકા સાહેબ! "

લક્ષ્મીધને નમ્રતાપૂર્વક એ પુખ્ત ઉમરના ગૃહસ્થને વંદન કર્યું અને કહ્યું: " મહારાજ! પૂર્વે મને આપના દર્શનનો લાભ મળ્યો હોય એમ લાગે છે ખરૂં. "

નવીન ગૃહસ્થ દમામપૂર્વક બોલ્યા: " હા, અગાઉ આપણી મુલાકાત થઇ હતી અને આજે આવા વિલક્ષણ પ્રસંગે આપણી મુલાકતનો યોગ આવ્યો. પણ શેઠજી! મારે આપની સાથે એકાંતમાં કેટલીક વાત કરવાની છે? "

આ નવીન ગૃહસ્થના ભાષણમાં પુષ્કળ અભિમાન અને ઉદ્ધતપણું ભરેલું છે એમ લક્ષ્મીધનને દેખાઇ આવ્યું. તથાપિ પોતાના

મન ઉપર તેની કશી પણ અનિષ્ટ અસર થઈ છે એવું નહિ દર્શાવતાં તે બોલ્યો: "હું આપનું ભાષણ અવશ્ય મોટા આનંદપૂર્વક શ્રવણ કરીશ. કહો તો આપણે અહીં રસ્તાની બાજુએ જઇએ અથવા તો આપ કૃપા કરીને મારા વસંત–મંદિરમાં પધારો. ત્યાં આપનો તેમ જ આપના ભત્રીજાનો યોગ્ય આદરસત્કાર થશે."

"હું દિલગીર છું કે અત્યારે મારાથી તમારે ત્યાં આવી શકાય તેમ નથી." નવીન ગૃહસ્થે જણાવ્યું: "મારા એક સ્નેહીનું મકાન અહીંથી નજીકમાં જ છે, ત્યાં આપણે જઇએ. આપણે વાતચીત કરીશું તે દરમિયાન આપણા સેવકો આ હરામખોરોને સરકારમાં સોંપવામાં આવે ત્યાંસુધી કોઈ સુરક્ષિત સ્થળે રાખવાનો બંદોબસ્ત કરશે."

"ભલે," લક્ષ્મીધન બોલ્યો: "હું આપની ઇચ્છાનુરૂપ વર્તવાને તૈયાર છું. નવીન ગૃહસ્થ બોલ્યો: "કામસેન! તું અમારી સાથે ચાલ. આમને મારે જે વાત કરવાની છે તે તારે લગતી જ છે."

કાકાની આજ્ઞા થતાં કામસેન પોતાના ચંચળ ટટ્ટુ ઉપર સ્વાર થઈ ગયો. પોતાના કાકાના ભાષણપરથી તેમાં કાંઇ ઊંડું રહસ્ય સમાયેલું હશે એવું તેને લાગ્યું નહિ.

લૂટારાની શી વ્યવસ્થા કરવી તે સંબંધમાં આજ્ઞા કરીને કામસેનનો કાકો, લક્ષ્મીધન અને કામસેન–એ ત્રણે જણા રસ્તાની બાજુએ કેટલાક અંતરપર આવેલા એક મકાન તરફ ગયા. એ મકાનમાં રહેતા મનુષ્યોની સ્થિતિ સાધારણ હતી. ઘરધણીએ આ પ્હેરોણાઓનું યોગ્ય આદરાતિથ્ય કર્યું, અને તેમને એક ખંડ દર્શાવ્યો. એ ખંડ પ્રશસ્ત હોવાથી આ લોકોનું ગુપ્ત ભાષણ ખંડની બહાર કોઈ

સાંભળી શકે તેમ ન હતું.

એ ખંડમાં જઈને બેઠા પછી પ્રથમતઃ કામસેનના કાકાએ ભાષણની શરૂઆત કરી: "લક્ષ્મીધન ! આજે આપણો મેળાપ થયો તે બહુ જ સારૂં થયું. થોડા જ દિવસો પહેલાં ઇન્દિરાવતી રાણી તમારે ત્યાં આવી હતી; અને તેણે તમારી દીકરી તથા આ કામસેનના સંબંધમાં કાંઈક ભવિષ્યકથન કર્યું હતું. એ વાત મારા કાને આવી છે. એ વાત મારા સમજવામાં કેવી રીતે આવી તે તમને જણાવવવાની જરૂર નથી. મારે જે કાંઈ કહેવાનું છે તે એટલું જ કે રાણીએ આ બાલકોના લગ્નસંબંધમાં કરેલો 'નિશ્ચય' મારે સાફ નાકબૂલ છે ! આવી રીતે પારકાનાં છોકરાંએના વિવાહમાં હાથ નાખવાનો રાજકુટુંબને બિલકુલ અધિકાર નથી. અર્થાત્ રાણીએ ભરેલું આ પગલું બિલકુલ ગેરવાજબી છે એમ હું માનું છું. આજે જો આ વાત માન્ય રાખી તો કાલે વળી રાણીના મનમાં—"

લક્ષ્મીધન વચ્ચે જ બોલી ઉઠયો: "મહારાજ ! હું સમજ્યો. હવે મને વિશેષ કહેવાની જરૂર નથી. રાજકર્તાનો શો અભિપ્રાય છે, એ પ્રશ્ન સ્વતંત્ર છે. તેની સાથે આપણે અત્યારે કશું પણ કર્તવ્ય નથી. અત્યારે તો આપણે આપણા પૂરતો જ વિચાર કરવો જોઇએ. આ કુમારના લગ્નસંબંધમાં પૂછતા હો તો મારૂં મત પણ આપના મતની પ્રમાણે જ છે. રાણીએ જે કાંઈ કર્યું છે તે મને પણ પસંદ નથી. આપની માફક મને પણ એમ લાગે છે કે મારી દીકરીને કયાં આપવી તેનો વિચાર હું પોતે જ કરી લઈશ. તેમાં રાણી સાહેબની સલાહની હું અપેક્ષા કરતો નથી."

લક્ષ્મીધનના આ શબ્દો સાંભળતાં કામસેનનું વદન નિસ્તેજ બની ગયું. એ જોઇને તેનો કાકો બોલ્યો: "કામસેન ! એવું રુસાણું

ન્હોં કેમ કર્યું ? તને તારા ઉચ્ચ કુલનું અભિમાન નથી થતું ? તારા જેવા અસલ ક્ષત્રિય કુમારનો સંબંધ—"

"સરદાર સાહેબ !" લક્ષ્મીધન બોલ્યો: "જરા વિચાર કરીને બોલો, આવા પ્રકારનો મિથ્યા પ્રલાપ કરવાથી લાભ શો ?"

કામસેનના કાકાએ કહ્યું: "તમે લક્ષાધીશ કિંવા કોટ્યાધીશ પણ હો પરંતુ તમારી સંપત્તિની હું બિલકુલ પરવા કરતો નથી. તમે શ્રીમંત હશો પણ હું અસલ ક્ષત્રિય છું. મારા આ કામસેનનો શરીરસંબંધ એક યઃકશ્ચિત્ મનુષ્યની સાથે જોડવાનું સાહસ રાણીએ કરેલું જોઇને મને અત્યંત આશ્ચર્ય થાય છે !"

અત્યારસુધી કામસેન શાંતપણે ભાષણ શ્રવણ કરતો હતો. તે હવે વચ્ચે બોલી ઉઠયો: "કાકા સાહેબ ! બીજું ગમે તે બોલો, પરંતુ દેવી ઇન્દિરાવતીના સંબંધમાં કશું પણ ભળતુંસળતું બોલવું ન જોઇએ. તેમનું તો આપણે સદૈવ સન્માન જ કરવું જોઇએ !"

કામસેનનું એ ધીટતાપૂર્ણ ભાષણ સાંભળીને તેના કાકાને અતિશય ક્રોધ ચઢ્યો અને તેની પીઠ ઉપર ચાબૂક ફટકારી કાઢવાના હેતુથી પોતાના હાથમાંનો ચાબૂક ઉગામતો તે બોલ્યો: "ચૂપ રહે, ચબાવલા ! નહિતર ચામડું ફાડી નાખીશ !"

કામસેન જો કે ઉમરે નાનો હતો તો પણ તેના મનમાં સ્વાભિમાન જાગૃત હતું. તેને પોતાના કાકાની આ કૃતિથી તેના પ્રત્યે તિરસ્કાર છૂટયો. લક્ષ્મીધનની સન્મુખ પોતાના કાકાએ કરેલું અપમાન તેને અત્યંત દુઃસહ્ય લાગ્યું. તે ક્રોધપૂર્વક બોલ્યો: "કાકા ! ચાબૂક મારી તો જૂઓ. બીજી જ પળે તમારા આંતરડાં પેટમાંથી બહાર નિકળે છે કે નહિ ! યાદ રાખજો, કાકા ! હું તમારાં તમામ કારસ્થાન ખૂલ્લાં કરી દઇશ. તમારા કાવતરામાં હું ભાગ લેતો નથી

તે માટે થોડા દિવસ પહેલાં તમે મને નિર્દયપણે માર માર્યો હતો. એ વખતે મેં તમારૂં માન રાખ્યું હતું, પરંતુ હવે હું એવો પ્રહાર કદી પણ સહન કરનાર નથી."

એ ભાષણથી તપી જઇને તેનો કાકો બોલ્યોઃ "છોકરા! તું વધારે ને વધારે ચઢતો જાય છે. મારી ખાત્રી છે કે જ્યારે ત્યારે તું જ મારૂં ગળું કપાવીશ–મારા ઉપર કોઇ જાતનું સંકટ આણીને મારી જાગીરની ધૂળધાણી કરી નાખીશ ત્યારે જ તું રહીશ!"

કામસેન કિંચિત્ શાંત થઇને બોલ્યોઃ "આ નગરશેઠ સાથે તમે આ પ્રમાણે બોલો છો એ કાંઇ યોગ્ય ગણાય નહિ. હું ખરૂં જ કહું છું કે આ સદ્‌ગૃહસ્થનું જો તમે ભવિષ્યમાં અપમાન કરશો તો હું તમારાં તમામ કારસ્થાન દેવી ઇન્દિરાવતીના કાનપર લાવવામાં બિલકુલ વાર લગાડીશ નહિ. દરબારની હકીકત તમારા જાણવામાં આવે તે હેતુથી તમે મને દેવીની પાસે રાખ્યો છે, પરંતુ સ્મરણમાં રાખજો કે હું ત્યાંની ગુપ્ત વાર્તા કદી પણ પ્રકટ કરીશ નહિ, જ્યારે તમારૂં કાવતરૂં તેની પાસે જાહેર કરી દઇશ!"

કામસેનનો કાકો આ જોરદાર ભાષણથી સ્તબ્ધ બની ગયો, સ્હેજ ગભરાયો પણ ખરો. હવે જો હું કશું વધારે બોલું કહીશ તો મારી તમામ ગુપ્ત હકીકત આ છોકરો પ્રકટ કરી દેશે એવી ભીતિ તેને લાગી હતી. એથી તે બોલ્યોઃ "અહો, લક્ષ્મીધન! આ મૂ-ર્ખાનો બકવાદ ધ્યાનમાં ન લેશો. હું વચ્ચે સ્હેજ ગુસ્સે થયેલો હો-વાથી મારા મ્હોંમાંથી કદાચ અનુચિત શબ્દો નિકળી ગયા હોય તો–"

કામસેને પ્રથમ તેના કાકા પ્રત્યે ચલાવેલું ઉદ્ધત વર્તન જોઇને લક્ષ્મીધનને આશ્ચર્ય થયું હતું. પણ તેણે જરીક દબાવ્યા પછી તેના કાકાને નરમ પડેલો જોઇને તથા પોતાની ક્ષમા માગવાને પણ તૈયાર

થયેલો જોઇને લક્ષ્મીધનનું આશ્ચર્ય લુપ્ત થઈ ગયું. એટલું જ નહિ પણ જો કામસેને આવી રીતે દમ દીધો ન હોત તો તેનો અભિમાની કાકો પોતાનું અત્યંત અપમાન કરત, એવું મનમાં આવતાં લક્ષ્મીધન કામસેનની ચાલાકી અને ચાતુર્યની મનમાં ને મનમાં પ્રશંસા કરવા લાગ્યો. લક્ષ્મીધન કામસેનના કાકાને ઉદ્દેશીને બોલ્યો: "જે શબ્દો આપે ન ઉચ્ચારવા જોઇએ તે ઉચ્ચાર્યા હોવા છતાંએ તે હું વિસરી જાઉં છું. માત્ર આપને એટલું જણાવું છું કે દેવી ઇન્દિરાવતીએ આ કુમારના સંબંધમાં કરેલો નિશ્ચય મને માન્ય નથી. અર્થાત્ મારે જે કાંઇ કરવું હશે તે હું મારા પોતાના વિચારથી કરીશ. બીજું એ કે કામસેને ક્રોધાવેશમાં જે કાંઈ આરોપ તમારા ઉપર મારા સાંભળતાં કર્યો છે, એ વિષે હું મનમાં કશું પણ રાખીશ નહિ. આવા પ્રસંગનો લાભ લઇને કોઇને નુકસાન કરવાનો મારો સ્વભાવ નથી. અસ્તુ; તાત્પર્ય એટલું કે હું મારી ઇન્દિરાવતીને મારી ઇચ્છા વિરુદ્ધ કુમાર કામસેનને આપીશ નહિ."

"પણ, શેઠજી !" કામસેન બોલ્યો: "મને આપના વસંત–મંદિરમાં આવવાની તો કશી હરકત નથી ને !"

લક્ષ્મીધન દીર્ઘ નિઃશ્વાસ નાખતો બોલ્યો: "કામસેન ! તારા મનને દુઃખ થાય એવું એકાદું કૃત્ય કરતાં મને પોતાને પણ ઘણું ખરાબ લાગે છે. પણ આજના આ પ્રસંગે મારે દ્રઢ નિશ્ચયપૂર્વક અને સ્પષ્ટપણે બોલવું જોઈએ. હવેથી તું વસંત–મંદિરમાં આવે તે કામનું નહિ, કારણ કે મારી ઇન્દિરાવતી હજી બાળક છે. તેના મનમાં તું એકાદી વાર્ત્તા દાખલ કરી દે, તો પછી તે એ વાર્ત્તાને જ ચીવટાઇથી વળગી રહે ! કારણ કે તારા ભાષણથી મારા જેવા વૃદ્ધનું મન પણ ડગમગી જાય છે તો એ બાલિકાની શી વિસાત ? તથાપિ કા-

મસેન ! હું તને એટલું જણાવું છું કે જ્યારે તારે કોઈ મિત્રની જરૂર હોય ત્યારે તું વિના સંકોચે મારી પાસે આવજે. તારા કલ્યાણને માટે મારાથી બનશે તેટલો પ્રયત્ન કરવામાં હું પાછી પાની કરનાર નથી. જ્યારે તને કોઈની સહાયની જરૂર પડે ત્યારે તું પ્રથમ મારી પાસે આવજે અને હું તને કેટલો ઉપયોગી થઈ પડું છું તેનો અનુભવ લેજે ! વિશેષ શું કહું ? વારૂ, મહારાજ ! હવે આપણે એક બીજાની રજા લઈએ તે જ યોગ્ય !"

એ ત્રણે જણા ખંડમાંથી બહાર નિકળ્યા. એ વખતે કામસેનનાં નેત્રોમાંથી અશ્રુધારા વહેતી હતી. પણ તે સર્વની પાછળ હોવાથી તે કોઈના જોવામાં આવી શક્યું નહિ.

થોડા સમયમાં જ લક્ષ્મીધન વસંત-મંદિરમાં પહોંચી ગયો. તેણે પોતાના ઉપર લુટારાઓએ કરેલા હલ્લાની સર્વ હકીકત પોતાની ભગિનીને જણાવી. પણ કામસેનના કાકા સાથે થયેલું ભાષણ તેણે કોઈને પણ જણાવ્યું નહિ, કારણકે રાણીએ કરેલા ભવિષ્યકથનનો વારંવાર ઉલ્લેખ કરીને મહત્ત્વ આપવું એ લક્ષ્મીધનને ઈષ્ટ લાગતું ન હતું. જો કદાચ કોઈ તે વાત કાઢે તોપણ તેને મશ્કરીમાં કાઢી નાખવાનો તેણે વિચાર રાખ્યો હતો. અર્થાત્ કામસેનને વસંત-મંદિરમાં આવવાની લક્ષ્મીધને બંધી કરી હતી એ વાત તેની કન્યા ઇન્દિરાવતીના જાણવામાં આવી નહિ.

વચ્ચે પુષ્કળ સમય વિતી ગયો. દિવસ પછી દિવસ, મહિના પછી મહિના અને વર્ષો પછી વર્ષ આવ્યાં અને ગયાં. પરંતુ કામસેન વસંત-મંદિરમાં પોતાને મળવાને માટે ન આવ્યો, એ જોઈને ઇન્દિરાવતીને મોટું આશ્ચર્ય જ થતું હતું. એ સુંદર કુમારનું સદૈવ ચિંતવન કર્યા કરતી હતી, પરંતુ કોઈ પણ તેની પાસે કામસેનના

સંબંધમાં વાત કાઢતું નહિ. એટલે તે પણ તેના સંબંધમાં પૃચ્છા કરવાની હિંમત કરી શકતી નહિ. લક્ષ્મીધનની કલ્પના એવી હતી કે પોતાની કન્યા કામસેનને ક્યારનીએ વિસરી ગઇ હશે. પણ વાસ્તવિક પણે તેમ ન હતું. તેને નિરંતર કુમારનું સ્મરણ થતું હતું. એટલું જ નહિ પણ કોઇ કોઇ વાર તો તે તેને સ્વપ્નમાં પણ દૃષ્ટિએ પડતો હતો. આનું પરિણામ એ આવ્યું કે એ બાલિકાનો આનંદી સ્વભાવ ધીમે ધીમે ઓછો થતો ગયો, અને તે આટલી ન્હાની ઉમરમાં જ વિચારગ્રસ્ત બની ગયેલી દેખાવા લાગી. તેના જેવડી બાલિકામાં જે ચંચલતા અને નિર્દોષિતા દેખાવી જોઇએ તે તેનામાં ન હતી. તે સદૈવ ઉદાસિન રહ્યા કરતી હતી. અત્યારે તેનું વય બાર વર્ષનું થઇ ગયું હતું. તે વયના પ્રમાણમાં હૃષ્ટપુષ્ટ અને ઉંચી હતી અને સૌંદર્યરેખા પણ તેના વદન ઉપર સ્પષ્ટપણે દેખાઇ આવતી હતી.

પ્રિય વાચક ! આ હકીકત બની ગયા બાદ આઠ વર્ષ વીતી ગયા પછીની વાર્તા હવે અમે લખીએ છીએ, એ દરમિયાન દેવી ઇન્દિરાવતી કદી પણ વસંત-મંદિરમાં આવી ન હતી, એટલું જ નહિ પણ તેને વસંત-મંદિરનું તથા તેમાં નિવાસ કરનારાઓનું વિસ્મરણ થયા જેવું લાગતું હતું. વચ્ચે આઠ વર્ષ પસાર થયેલાં હોવાથી તેના પ્રમાણમાં લક્ષ્મીધન એટલો વૃદ્ધ દેખાતો હતો. મોટી બ્હેનની પણ તે જ સ્થિતિ થઇ હતી. માલતી અત્યારે તારૂણ્યના પ્રદેશમાં સંચાર કરવા લાગી હતી. તથાપિ હજી તેનું લગ્ન થયું ન હતું. શા માટે નહોતું થયું, એ વાચકોને અત્યારે જણાવવાની જરૂર નથી. કથાનુરોધથી તે આપોઆપ જ તેમના સમજવામાં આવનાર છે.

# પ્રકરણ ૭ મું.

---

## અજાણ્યો પરોણો.

એક દિવસે રાત્રીએ ભોજન વગેરે થયા બાદ લક્ષ્માધ-નની કન્યા ઇન્દિરાવતી નિત્ય નિયમ પ્રમાણે પોતાના શયનસ્થાનમાં ગઇ, પરંતુ પોતાને તુરતમાં ઉંઘ આવે એવું લાગ્યું નહિ, એટલે નજીકમાં અગાશી હતી ત્યાં બેસીને આકાશ તથા આસપાસના પ્રદેશની શોભા નિહાળવાના હેતુથી તે અગાશીપર ગઈ. ત્યાંથી સૃષ્ટિસૌંદર્ય ઉત્તમ પ્રકારે દેખાતું હતું. વ-સંત–મંદિરની બાજુમાં આવેલું તળાવ એ અગાશીપરથી બરોબર રીતે જોઈ શકાતું હતું, અને બાગનો દેખાવ પણ ઉત્કૃષ્ટપણે નજરે પડતો હતો. સ્વચ્છ આકાશ માંહેનાં તેજોમય નક્ષત્રોનાં પ્રતિબિમ્બ તળાવમાં પડતાં હતાં અને વચ્ચે વચ્ચે તળાવનું નિર્મળ જળ પવ-નની લહરીઓથી ગતિમાન્ થવાને લીધે પ્રતિબિમ્બિત થયેલા તારા પણ હાલતા હતા. બાગનાં પુષ્પોનો પરિમળ લઇને સુગંધિત બનેલો વાયુ આત્માને શાંત કરતો હતો. એ વખતે અગાશીપર જઇને બે-સવાથી ઇન્દિરાવતીને સંતોષ થતો હતો અને તે અનેક વાર ત્યાં રાત્રીએ પુષ્કળ સમય સુધી એકલી બેસી રહેતી હતી. આવી રીતે તે ત્યાં બેસતી ત્યારે તેના મનમાં કામસેનના વિચારો ઘોળાયા કરતા હતા. અત્યારે પણ તે જ વિચાર ઘોળાયા કરતો હતો. આઠ વર્ષ પ-હેલાં તેણે બાગમાં કામસેન સાથે જે સંભાષણ કર્યું હતું તેનું તેને

સ્મરણ થયું. કામસેન અત્યારે ક્યાં હશે, શું કરતો હશે, પોતાને પુનઃ ક્યારે મળશે, એવા પ્રકારના વિચાર તેના મનમાં આવવા લાગ્યા. અગાઉ જણાવ્યા પ્રમાણે કામસેનના સ્મરણથી તેનું મન ઉદાસ બન્યું અને તે લગભગ ચાર ઘટિકા સુધી ત્યાં વિચારગ્રસ્ત અવસ્થામાં બેસી રહી. એટલો સમય કેવી રીતે પસાર થઇ ગયો તેનું તેને ભાન પણ રહ્યું નહિ. તે જે સ્થળે બેઠી હતી ત્યાંથી તેને પોતાના શયન-ગૃહનો દીવો થોડા સમયમાં જ હોલવાઇ જશે એમ દેખાયું, અને તે દીવાની વાટ સરખી કરવાને માટે શયનગૃહમાં ગઇ. પરંતુ એટલામાં દીવો પણ હોલવાઇ ગયો.

વસ્તુતઃ તેને અત્યારે દીવાની જરૂર ન હતી, અને રાત્રી પણ પુષ્કળ ગયેલી હોવાથી શય્યા ઉપર પડીને નિદ્રા લેવા સિવાય બીજું કશું કામ તેને કરવાનું ન હતું. એટલે તે પોતાના પલંગપર જઇને પડી. એટલામાં બહાર જાણે ઘોડા ખૂબ વેગથી દોડતા હોય એવો અવાજ તેના કાન ઉપર આવ્યો. તે સ્વારો વસંત–મંદિરની બાજુના રસ્તાપર થઇને જાય છે એવો તેણે તર્ક કર્યો. થોડી જ વારમાં બંદૂકના અવાજ તેના સાંભળવામાં આવ્યા. એ અવાજ થતાં ઘોડાના ડાબડાનો ધ્વની બંધ પડી ગયો. થોડી વારે પુનઃ અવાજ આવવા લાગ્યો. એ ઉપરથી ઇન્દિરાવતીને એમ લાગ્યું કે પ્રથમના ઘોડેસ્વાર આગળ જતા હશે, અને તેમને બીજા સ્વારો પકડવા જતા હશે. પાછળ આવનારા સ્વારોએ આગળ ન્હાસનારા સ્વારોપર ગોળી બહાર કર્યો હશે, એમ પણ તેણે તર્ક કર્યો. થોડી વારે બંદૂકના બીજા અવાજ થયા અને હથિયારનો ખણખણાટ સંભળાયો. તે ઉપરથી સ્વાભાવિક રીતે જ તેને એવો તર્ક આવ્યો કે પોતાના ઉપર પાછલા સ્વારોએ બંદૂકના બહાર કર્યાથી આગલા સ્વારોએ પાછા ફરીને પોતાની પીઠ પકડ-

નારાઓ ઉપર હલ્લો કર્યો હશે. તે અગાશીમાં આવી અને આ ઝં-
પાઝપી કયે સ્થળે ચાલી રહી છે એ તે જોવા લાગી. પરંતુ જે સ્થળે
ઝપાઝપી ચાલતી હતી તે સ્થળે વૃક્ષો પુષ્કળ હોવાથી મનુષ્યો તેની
દષ્ટિએ પડ્યા નહિ. માત્ર લડનારાઓના મુખમાંથી નિકળતા ઉદ્ગાર
અને ચિત્કાર કર્ણગોચર થતા હતા. પરંતુ આ લડાઈ કાંઈ વધુ વ-
ખત ચાલી નહિ. થોડી વારમાં જ ચાર-પાંચ સ્વારો વસંત-મંદિરની
બાજુના રસ્તાપર ન્હાસી જાય છે તથા આઠ-દશ સ્વારો તેમની પા-
છળ પડયા છે એમ તેના જોવામાં આવ્યું. આ ઘટના એટલા અલ્પ
અવકાશમાં બની આવી કે આ બધો પોતાને ભ્રમ તો થયો નહિ
હોય, એમ પણ એક વખત ઇન્દિરાવતીના મનને થયું.

તે પુનઃ અંદર જઈને પલંગ ઉપર પડી. તે જ વખતે રેણુકા
અને માલતી તેના ખંડમાં આવ્યાં. ઇન્દિરા જો ગભરાઈ ગઈ હોય
તો તેને ધીરજ આપવાના હેતુથી તે બન્ને જણીઓ અહીં આવી
હતી. ઓરડામાં દીવો નથી અને ઇન્દિરા શય્યાપર છે એ જોઈને
તે બન્નેની કેટલીક ચિંતા તો દૂર થઇ ગઈ. ઇન્દિરા તેમને કહેવા
લાગીઃ "મોટી બ્હેન ! તમે અહીં આવ્યાં તે સારૂં કર્યું, પણ
માલતી ! મને બિલકુલ ભીતિ લાગી નહતી. માટે મારા સંબંધમાં
તમારે કશી પણ ચિંતા કરવાનું કારણ નથી."

એ સાંભળીને એ બન્ને જણીઓ ત્યાંથી ચાલી ગઇ, અને
પોતાની કલ્પના કરતાં વિશેષ હિંમત ઇંન્દિરાના અંગમાં જોઇને તે
બન્નેને આનંદ થયો. તેઓ દૂર ગયા પછી ઇન્દિરા ઉઠી અને પુનઃ
અગાશીપર ગઈ. પણ થોડા સમય ઉપર જ્યાં ઝપાઝપી ચાલતી હતી
ત્યાં અત્યારે બિલકુલ સુમસુમાકાર થઈ રહ્યું હતું. એટલે હવે અગા-
શીપર રોકાઇ રહેવાથી કાંઈ જોવાનું કે જાણવાનું મળે તેમ નથી,

એવો વિચાર તેના મનમાં આવ્યો. તે પાછી ફરતી હતી એવામાં અગાશીની સામેના ભાગનો દરવાજો ખૂલ્યો અને લક્ષ્મીધન બે સેવકોની સાથે તે દરવાજામાંથી બહાર પડયો, એવું તેના જોવામાં આવ્યું.

લક્ષ્મીધનના નીચેના શબ્દો તેના કાનપર આવ્યાઃ—"આ શું બન્યું હશે? કોઇ પ્રવાસી ઉપર લુટારાઓએ હલ્લો તો નહિ કર્યો હોય?"

એમ પોતાના સેવકોને ઉદ્દેશીને તે બોલ્યો અને રસ્તાપર જઇને ઊભો રહ્યો.

એક સેવકે કહ્યું: "કિંવા કોઈ બળવાખોરનો પત્તો લાગવાથી કદાચ રાણી સાહેબના સૈનિકોએ તેનાપર હલ્લો પણ કર્યો હોય!"

લક્ષ્મીધન બોલ્યોઃ "હા, તારો એ તર્ક મને વિશેષ પ્રશસ્ત લાગે છે. વારૂ, આપણે જરી આગળ જઇને કોઈ જખમી થઇને પડેલું છે કે કેમ તે જોઇએ—"

એટલા શબ્દો ઇન્દિરાના કાને પડયા. હવે તેઓ દૂર ગયેલા હોવાથી તેમનું ભાષણ સાંભળી શકાતું નહતું. પોતાના પિતા જે ઉદ્દેશથી બહાર પડયા હતા, તે ઉદ્દેશનું આગળ શું પરિણામ આવે છે એ જોવાની ઉત્કટ ઇચ્છા ઇન્દિરાના મનમાં ઉત્પન્ન થઇ. એટલે તેઓ પાછા આવે ત્યાંસુધી અહીં અગાશી ઉપર જ ઊભા રહેવાનો તેણે નિશ્ચય કર્યો. આશરે પા ઘટિકાપર્યંત તે સ્તબ્ધપણે ઊભી રહી. એટલામાં તેને દૂર કોઇ બોલે છે એવો ભાસ થયો. તે એ બાજુ તરફ જોવા લાગી તો પોતાના પિતા બે સેવકોની સાથે કોઇ ચોથા માણસને લઇને આવે છે એવું તેના જોવામાં આવ્યું. તેઓ આ વખતે કશું પણ બોલતા ન હતા. દરવાજા પાસે આવતાં લક્ષ્મીધને

એક વાર આસપાસ દષ્ટિ કરી અને પોતાની હીલચાલ ઉપર કોઇની નજર છે કે કેમ તે જોયું. પણ એટલામાં ગમે તે કારણથી ઇન્દિરાવતી અગાશી ઉપર પાછી હઠી. લક્ષ્મીધન એ ચોથા મનુષ્યને લઇને અંદર આવ્યો કે દરવાજો બંધ થઈ ગયો અને પુનઃ સર્વત્ર શાંતતા પ્રસરી રહી.

"જો બાપુ જે માણસને લાવ્યા છે તે જખમી થયેલો હશે તો હમણાં જ મોટી બ્હેનની ગડબડ સાંભળવામાં આવશે." ઇન્દિરા સ્વગત બોલી.

તે એ સ્થળેથી જ લક્ષપૂર્વક સાંભળવા લાગી. પરંતુ ચારે બાજુએ સુમસુમાકાર હતું. કોઇનો અવાજ, હાલચાલ કે દરવાજાની ઉઘાડવાસ તેના કાને આવી નહિ. અર્થાત્ મંદિરના નીચેના ભાગમાં તે મનુષ્યને કોઈ સ્થળે રાખવામાં આવ્યો હશે એવું તેના મનમાં આવ્યું. તે મનોગત બોલવા લાગી: "એ ગૃહસ્થને કાંઈ વિશેષ ઇજા થઈ નહિ હોય, બહુ તો તે માત્ર મૂર્છિત થયો હશે, અને તેને સાવધ કરવાનો પ્રયત્ન ચાલતો હશે. કદાચ તે સાવધ બનીને સુખપૂર્વક નિદ્રા પણ લેતો હશે!"

પછી ઇન્દિરાવતી પલંગપર જઇને પડી. તેણે એવો વિચાર કર્યો કે આ નવીન મનુષ્યના સમાચાર આવતી કાલે એની મેળે જ જાણવામાં આવશે, અને આવતી કાલે ભોજન સમયે તે સહજ જ પોતાની દષ્ટિએ પડશે. બીજે દિવસે પ્રાતઃકાળે તે નિત્ય નિયમ પ્રમાણે જાગૃત થઇ. તે વખતે તેની દાસીઓ તેના કેશ સમા કરવાને માટે તેની પાસે આવી હતી. રાત્રીના ભીતિજનક પ્રસંગના સંબંધમાં તેમનું પરસ્પર ભાષણ થયું. એક દાસી બોલી કે લુટારાઓએ કોઇ વટેમાર્ગુ ઉપર હલ્લો કર્યો હશે, ત્યારે બાજી દાસીએ એવો અભિ-

પ્રાપ આપ્યો કે પાછળા પડેલા સ્વારો ખાત્રીથી રાણી સાહેબના સૈનિકો માંહેના હોવા જોઇએ. તેમજ કોઈ બળવાખોરનો પત્તો મેળવીને તેમની પીઠ પકડેલી હોવી જોઇએ. તથાપિ આ દાસીઓના ભાષણમાં રાત્રીએ મંદિરમાં લાવવામાં આવેલા જખમી મનુષ્યના સંબંધમાં કશું ભાષણ થયું નહિ; એ જોઈને ઇન્દિરાવતીને મોટું આશ્ચર્ય થયું. આ બાલિકા ચતુર હતી. તેણે એવો તર્ક કર્યો કે જ્યારે એ જખમી મનુષ્યની હકીકત આ દાસીઓના જાણવામાં નથી આવી, ત્યારે તે ગુપ્ત રાખવામાં આવેલી હોવી જોઇએ. અર્થાત્ આવી રીતે બાપુએ જે મનુષ્યને ગુપ્તપણે મંદિરમાં આણ્યો હતો તે બળવાખોર માંહેનો જ એક હોવો જોઇએ ! એ કલ્પના મનમાં આવતાં તેણે પણ દાસીઓ સાથે ભાષણ કરતાં એ વિષયમાં મૌનને ધારણ કર્યું. વળી એ વાતની પોતાને માહિતી છે એવું પોતાના પિતાને પણ જાણવા નહિ દેવાનો તેણે નિશ્ચય કરી લીધો. કેશ ઓળાઈ રહ્યા બાદ દંતધાવન, શૌચ, સ્નાનાદિ નિત્યકર્મ પૂર્ણ કરીને તે પ્રાતઃકાળના ભોજન માટે ભોજનગૃહમાં ગઈ. તે સ્થળે તેના પિતા, મ્હોટી બ્હેન અને માલતી એ ત્રણ જણાં એકત્ર થઇને કાંઈક મસલત ચલાવી રહ્યાં છે એવું તેના ધ્યાનમાં આવ્યું. પણ તે નજીક ગઈ એટલે તેને એમાંનો કશો પણ પ્રકાર દેખાયો નહિ. નિત્યનિયમ પ્રમાણે પિતાની નજીક જઇને તેણે પિતાને પ્રણામ કર્યા. લક્ષ્મીધને પ્રેમપૂર્વક પોતાની લાડકવાયી પુત્રીના મસ્તક અને પીઠ ઉપર હાથ પસવાર્યો.

લક્ષ્મીધન બોલ્યો: "ઇન્દિરા ! તું પણ મોટી હિમ્મતવાન લાગે છે ! રાત્રીની ગડબડથી તને બિલકુલ ભીતિ લાગી નહિ !"

મોટી બ્હેને કહ્યું: "રાત્રીએ હું તથા માલતી બન્ને જાગી તે

એકલી બ્હીશે એમ ધારીને તેની પાસે ગઈ હતી, પરંતુ ઇન્દિરાએ જણાવ્યું કે તેને જરી પણ ભીતિ લાગતી નથી !"

ઇન્દિરાવતી બોલી: "એમાં એટલી ભીતિ શાની ? ન્હાસતા સ્વારો તથા તેમની પાછળ પડેલા સ્વારો અદૃશ્ય થઈ ગયા બાદ મને ભીતિ લાગવાનું શું કારણ હતું ? કશું જ નહિ !"

માલતી કિંચિત્ હાસ્યપૂર્ણ મુદ્રાથી બોલી: "ત્યારે અમારા ગયા પછી તું તુરત સુઈ ગઈ હતી કે તારાઓની ગણત્રી કરતી અગાશીપર બેસી રહી હતી ?"

લક્ષ્મીધન વચ્ચે બોલ્યો: "ઇન્દિરા ! આમની સાથે હું પણ તારી પાસે આવનાર હતો. પણ મારે બહાર જઇને તપાસ કરવાની હતી અહીં આ બખેડો કેવી રીતે થયો, કોણે કર્યો, હજુ પણ કોઈ ત્યાં છે કે કેમ, એવી મુદ્દળ હકીકતની તપાસ કરવાની જરૂર હતી. એટલે હું બહાર ગયો હતો. રસ્તા ઉપરથી મેં તારા ઓરડા તરફ દૃષ્ટિ કરી, પરંતુ ત્યાં દીવો દેખાતો નહતો, એટલે તું સ્વસ્થ હોવી જોઇએ એવી મારી કલ્પના થઈ અને હું આગળ ચાલતો થયો."

"બાપુ ! રાત્રીએ આ બખેડો શાથી થયો હતો એ તમારા જાણવામાં આવ્યું છે ખરૂં ?" ઇન્દિરાવતીએ સૂચક પ્રશ્ન કર્યો.

"પાછળ પડેલા સ્વારો રાણીના સૈનિકો હતા," લક્ષ્મીધને સરલ ઉત્તર આપ્યો: "એ બાબત તો કશી પણ શંકા નથી, કારણકે મેં મારા ખંડની બારીમાંથી જોયું ત્યારે તેમના ફેંટા મારી દૃષ્ટિએ પડયા હતા."

"હા, બાપુ ! મેં પણ તેમને જોયા હતા." ઇન્દિરાવતી બોલી: "પણ જે લોકો આગળ જતા હતા તે કોણ હતા ? બળવાખોરો હશે ? એ લોકો પણ દેખાવમાં કાંઈ ભલી જાતિના ન હતા.

તેમણે પણ ભરજરીનાં વસ્ત્રો પરિધાન કરેલાં હોવાં જોઇએ એમ મને રાત્રી હોવા છતાંયે લાગતું હતું."

લક્ષ્મીધને ખુલાસો કર્યો: "ન્હાસી જનારા માણસો કોણ હતા એ મારા સમજવામાં આવ્યું નથી. જો સૈનિકોએ તેમને પકડયા હશે તો થોડા સમયમાં આપોઆપ તે હકીકત આપણા જાણવામાં આવશે. ન્યાયાધીશ તરફથી તેમને શાસન થશે કે તમામ હકીકત પ્રકાશમાં આવશે. પણ જો તેઓ સૈનિકોના હાથમાંથી ન્હાસી ગયા હશે તો પછી આપણે તેમના સંબંધમાં કશું પણ જાણી શકવાના નહિ. પણ તું હવે જમી લે. વાર કરવાની જરૂર નથી. અમે ત્રણે તો જમી લીધું છે."

આ તરફ ઇન્દિરાવતી ભોજન કરતી હતી તે સમયે લક્ષ્મીધન, રેણુકા અને માલતીની વચ્ચે એ જ વિષય ઉપર ભાષણ ચાલતું હતું. તથાપિ તેમના ભાષણમાં રાત્રીએ મંદિરમાં દાખલ કરવામાં આવેલા મનુષ્યના સંબંધમાં કશો પણ ઉલ્લેખ થયેલો નહિ હોવાથી ઇન્દિરાને વિશેષ આશ્ચર્ય થયું. આ વાત મારાથી શા માટે છૂપાવવામાં આવે છે? જે વાતની માલતીને પણ માહિતી છે તે મારાથી છૂપાવવાનું કાંઇ કારણ? એવો પ્રશ્ન તેના મનમાં ઉદ્ભવ્યો, અને તેને ઘણું જ માઠું લાગ્યું. તેણે એ ત્રણ જણાંને કાંઇક છૂપી મસલત કરતાં જોયાં હતાં. એથી એ ગુપ્ત વાર્ત્તા માલતીના પણ જાણવામાં છે એવી તેની ખાત્રી થઇ હતી. 'હું આ વાત પ્રકટ કરી દઇશ એવી તેમના મનમાં શંકા આવી હશે કે શું? પણ આવી રીતે મેં કદી પણ કોઇની ગુપ્ત વાર્ત્તા પ્રકટ કરી હોય એવો આરોપ મારા ઉપર આવ્યો નથી. તો પછી આજ આ વાર્ત્તા મારાથી શા માટે ગુપ્ત રાખતાં હશે?' એવા પ્રકારની શંકાઓ તેના મનમાં

આવવાથી તેને વિશેષ ને વિશેષ ખેદ થતો હતો. તે સ્વગત બોલ્યાઃ "હું અવિચાર કરીને મારા બાપુ ઉપર સંકટ લાવીશ એવી તેમને ભીતિ લાગતી હશે. પણ હું ઈશ્વરને પ્રાર્થના કરૂં છું કે મારે લીધે મારા બાપુને વૃદ્ધાવસ્થામાં કોઇ પણ પ્રકારનું સંકટ પ્રાપ્ત ન થાઓ !"

ઇન્દિરાવતી બાલક હતી, પરંતુ વિચારશીલ અને માયાળુ હતી. પોતાનાથી આ હકીકત ગુપ્ત રાખવા માટે તેને મનમાં ખેદ થતો હતો, તથાપિ પોતાની મનઃસ્થિતિ બીજાના જાણવામાં ન આવે એ બાબત તે સંભાળ રાખતી હતી. રાત્રીએ મકાનમાં દાખલ થયેલા નવીન પ્હેરોણાના સંબંધમાં પોતાને કશીયે માહિતી નથી એમ જ તે દર્શાવતી હતી. તે મનમાં બોલીઃ "જો બાપુ એમ માનતા હોય કે આ વાત સમજવા જેટલી મારી ઉમર થઇ નથી અથવા તો મારામાં એટલી વિચારશીલતા નથી, તો મારે પણ ખાસ કરીને એ હકીકત મારા જાણવામાં છે એમ દર્શાવીને તેમના મનને શા માટે દુઃખી કરવું જોઇએ ?"

બપોરનું ભોજન થયા પછી લક્ષ્મીધન પોતાના ઉદ્યોગને માટે વિલાસપુર ગયો. ઇન્દિરાવતી માલતીની સાથે નિત્યનિયમ પ્રમાણે રમતગમતમાં અથવા કાંઇક શિખવામાં પોતાનો સમય ગાળવા લાગી. પરંતુ તે સમયે માલતીની મ્લાન દેખાતી મુખમુદ્રા ઉપરથી અત્યારે તેના મનમાં શું ચાલી રહ્યું છે તે કશું પણ ઇન્દિરાના સમજવામાં આવ્યું નહિ. રેણુકાની કડક, ગંભીર અને ઉગ્ર ભાસતી મુદ્રા ઉપર શા શા વિકારો થાય છે એ તો કોઈ કદી પણ કળી શકતું ન હતું.

ઇન્દિરાવતી રોજની માફક રાત્રીએ પોતાના શયનમંદિરમાં સૂવાને માટે ગઈ, પણ તેને ઉંઘ આવતી ન હતી. એટલે તે બહાર

અગાશી ઉપર બેસીને વિચાર કરવા લાગી. ગઈ રાત્રે પોતાના પિતા જે મનુષ્યને મંદિરમાં લાવ્યા હતા, તે કોણ હશે, એ બાબતનો તે મનમાં વિચાર કરી રહી હતી. તે મનુષ્ય તરૂણ હતો કે વૃદ્ધ હતો, સુરેખ હતો કે કુરૂપ હતો, તેના અંગ ઉપરનાં વસ્ત્રો ગરીબના જેવાં હતાં કે શ્રીમંતના જેવાં હતાં, એ કશું પણ તેના જોવામાં આવ્યું નહતું. માત્ર ત્રણની સાથે એક ચોથો માણસ હતો એટલું જ તે દેખી શકી હતી, પણ તે કોણ હશે એનો ઉકેલ તેનાથી કરી શકાતો ન હતો. એ રીતે પુષ્કળ વાર સુધી નિષ્ફળ વિચારો કર્યા પછી તે પલંગપર જઇને પડી. પણ તેને ગાઢ નિદ્રા પ્રાપ્ત ન થઇ. રાત્રીએ નિદ્રામાં પણ અનેક પ્રકારનાં વિલક્ષણ સ્વપ્ન આવતાં હતાં.

નિત્યક્રમ પ્રમાણે લક્ષ્મીધન બીજે દિવસે પણ વિલાસપુર ગયો. તે ત્રણી રાત્રી વીતિ ગઇ છતાં ત્યાંથી પાછો ફર્યો નહિ. મન્દિરાવતીનો સમય પણ હમેશ મુજબ માલતીના સહવાસમાં પસાર થઇ ગયો. રાત્રીભોજન થયા પછી તે પુનઃ પોતાના નિદ્રાસ્થાન તરફ આવી અને અગાશી ઉપર બેસીને ત્યાંથી નક્ષત્રો, તળાવ, બાગ, સુવાસિક વાયુ વગેરેની પાસેથી પ્રાપ્ત થનારા સુખનો અનુભવ લેવા લાગી. પરંતુ તેના મનમાં તો એ મંદિરમાં આવેલા નવીન આગંતુકના સંબંધમાં વિચારો આવવાથી ત્યાં પણ તેનો જીવ ગોઠયો નહિ. ત્યાં કેટલોક સમય વિતાડયા બાદ તે પોતાની ઓરડીમાં આવી અને દીવો રામ કરીને સૂઈ જવાનો તેણે વિચાર કર્યો.

તેણે દીવો હોલવી નાંખ્યો. પણ તુરત જ દીવો રાખ્યો હોત તો ઠીક હતું એમ તેના મનને થયું. તેના મનમાં અમુક પ્રકારની ભીતિ ઉત્પન્ન થઈ હતી. પણ એ ભીતિ ઉત્પન્ન થવાનું કારણ તે સમજી શકતી નહતી. એક વાર માલતી પાસે જઇને તેના સહવાસમાં

રાત્રી ગાળવાનો તેને વિચાર આવ્યો, પરંતુ એમ કરવાથી અત્યાર સુધી જાગતી બેસી રહેવા માટે પોતાને ઠપકો આપવામાં આવશે એવું તેના મનમાં આવવાથી તે સ્વસ્થ રહી. વાસ્તવિક રીતે જોઇએ તો માલતીનું ઇન્દિરાવતી સાથેનું વર્ત્તન કેવળ પ્રેમપૂર્ણ જ હતું; અને કદાચિત્ તે કોઇ વાર ગુસ્સે થતી તો પણ તેના શબ્દોમાં ક્રોધનો આવિર્ભાવ ન થવા દેતાં તે પ્રેમાળપણે મૃદુ ભાષામાં જ ઇન્દિરાને ઠપકો આપતી હતી. તદપિ ઇન્દિરાના મનમાં હવે ઉમરના પ્રમાણમાં સ્વાભિમાન ઉત્પન્ન થયેલું હોવાથી એટલો પણ તેનો ઠપકો શા માટે સહન કરવો પડે એમ તેને થતું હતું.

થોડો સમય ગયા પછી તે મનોગત કહેવા લાગી: "હું પોતે જ નીચે જઇને દીવો કરી આવું. અહીં દીવો હશે એટલે મને ભીતિ લાગવાનું કારણ નથી. પણ આજે જ મને આવી નિષ્પ્રયોજન ભીતિ લાગવાનું શું કારણ, એ મારાથી સમજાતું નથી!"

નીચેના ભાગના એક મોટા દિવાનખાનામાં આખી રાત દીવો કાયમ રહેતો હતો. ત્યાં જઇને પોતાનો દીવો કરી આવવાનો તેણે વિચાર કર્યો. તે ઓરડીમાંથી બહાર પડી. પણ તેની સામે એક અડચણ દેખાવા લાગી. "જો હું મોટા દાદર પાસે થઇને ઉતરીશ તો મારે ફઇબાના શયનગૃહ પાસે થઇને જવું પડશે. ફઇબાની નિદ્રા અતિ સાવધ છે. સ્હેજ સણસારો થયો કે તે એકદમ જાગૃત થઇ જવાનાં. કદાચિત્ તે હજુ પણ જાગતાં હશે. મારાં પગલાંનો અવાજ સાંભળીને મને પ્રશ્નો કરશે અને રાત્રીએ આવી રીતે ઘરમાં એકલી ફરવા માટે મને ધમકાવશે. એ તો ઠીક નહિ. માટે મારે પાછળના દાદરથી નીચે ઉતરીને જવું. એ માર્ગ જરા દૂર પડશે. પણ તેની ચિંતા નહિ". એવો વિચાર કરીને તે પાછલી બાજુના દાદર

તરફ વળી. વચ્ચે વચ્ચે આસપાસ હાથ ફેરવીને અંધકારમાં માર્ગ શોધતી અને વચ્ચે વચ્ચે ચંદ્રપ્રકાશમાં આગળ વધતી તે પાછલા દાદર પાસે ગઈ અને ત્યાંથી નીચે ઉતરી. એ દાદરપરથી નીચે ઉતર્યા બાદ મોટા દિવાનખાના તરફ જતાં તેને એક લાંબી ચાલમાં થઇને જવું પડે તેમ હતું. એ ચાલમાં થઇને જતાં બન્ને બાજુની દિવાલોપરે હાથ ધરીને જવું પડતું હતું.

એ ચાલમાં તે થોડીક આગળ વધી એટલે પોતાની નજીકમાં કોઈનાં પગલાં વાગે છે, એવો અવાજ તેના કાન પર આવ્યો. તે ચમકી, પણ એટલામાં પોતાનો પરિચિત શ્વાન પોતાના પગ ચાટે છે એમ તેના સમજવામાં આવ્યું. પોતાનો શ્વાન અત્યારે સાથે હોવાથી તેને વિશેષ હિમ્મત આવી. થોડેક આગળ જતાં તેણે કોઇ મનુષ્યનો શબ્દ સાંભળ્યો. તે ત્યાં જ ઉભી રહીને બરોબર રીતે સાંભળવા લાગી. તેને એમ લાગ્યું કે કોઈ મનુષ્ય અત્યારે એકાદા સ્તોત્રનું ગાન કરી રહ્યું છે. થોડી વારમાં જ પોતાનો તર્ક ખરો હોવાની તેની ખાત્રી થઇ. એટલું જ નહિ પરંતુ તે સ્તોત્રનો પાઠ કરનાર મનુષ્ય પુરુષ અને વળી તરૂણ છે એવો પણ તે તર્ક કરી શકી. આ ધ્વની ક્યાંથી આવે છે તેવો તે વિચાર કરવા લાગી. તેણે ઉપર, નીચે, અને ચારે તરફ લક્ષ આપીને સાંભળ્યું. એપરથી સ્હેજ આગળ જતાં જમણી બાજુની ઓરડીમાંથી આ ધ્વની આવે છે એમ તેને લાગ્યું. તે પુનઃ લક્ષપૂર્વક સાંભળવા લાગી. પોતાની કલ્પના સત્ય હોવાની તેની ખાત્રી થઇ. તે જરાક આગળ ચાલી. એ સ્થળે પ્રકાશ થોડોક મંદ હતો. પોતાની સાથેનો શ્વાન એક અમુક સ્થળે જઇને ત્યાં સુંઘતો અને પાછો પોતાની પાસે આવતો,

પાછો જતો, પાછો આવતો ! શ્વાનને એ પ્રમાણે કરતો જોવાથી ઇન્દિરાવતીને આશ્ચર્ય થયું.

તે હજી પણ થોડીક આગળ ગઈ. હવે સ્તોત્રનો ધ્વની સ્પષ્ટ-પણે સંભળાતો હતો. આ સ્તોત્રનું ગાન એટલા પ્રેમપૂર્વક કરવામાં આવતું હતું કે તે સાંભળતાં ઊભા રહેવાનું ઇન્દિરાવતીના મનને આકર્ષણ થયું; એટલું જ નહિ પરંતુ એ સ્તોત્ર સાંભળીને તેનો આત્મા શાંત થયો, અને તેને પણ ભક્તિરસનો ઉમળકો આવ્યો. એ સ્તોત્ર સ્પષ્ટપણે સાંભળવાની ઇચ્છાથી, દિવાલ પર કાન રાખવાનો વિચાર કરીને, તે દિવાલ પાસે ગઈ, તો એકાએક તેણે લંબાવેલા હસ્તનો દિવાલ ઉપર એક ચાંપ હતી તેને ધક્કો લાગ્યો. ચાંપ દબા-તાની સાથે જ તે દિવાલના બે ભાગ થઇ ગયા અને સામે દીવાનો પ્રકાશ તેની નજરે પડયો. એટલામાં તે ઓરડીની મધ્યમાં એક ઢોલીયા પર પડેલો સુંદર તરૂણ દૃષ્ટિએ પડયો. ને તરૂણ દરવાજો ખૂલ્લો થયેલો જોઇને બેઠો થઇ ગયો.

એ વખતે એ બન્ને જણાં આશ્ચર્યમાં ગરકાવ બની ગયાં હતાં. એ તરૂણના મુખમાંથી એ વેળાએ કશો પણ શબ્દ બહાર પડયો નહિ. થોડી વારે ઇન્દિરાવતીના મુખમાંથી "કામસેન ! કામસેન !" એવા શબ્દો બહાર પડયા. પરંતુ એ શબ્દો ઉચ્ચારતાં જાણે પોતે બેભાન બનીને જમીનપર પડી જશે એમ ઇન્દિરાને લાગવાથી તે દિવાલને અઢેલીને ઊભી રહી.



# પ્રકરણ ૮ મું.

## યુવક.

પોતે અગાઉ કદી પણ ન જોયેલી એવી આ કોટડીમાં, જેનો પોતાને પુનઃ કદી પણ દર્શન થવાનો સંભવ ન હતો એવા આ યુવકને જોતાં એ કુમારિકાના મનની કેવી સ્થિતિ થઇ હશે તેનું વર્ણન કરવું શક્ય નથી. તેને એ વખતે મૂર્છા આવી ન હતી. પણ તેનું મન અનેક વિકારોથી યુક્ત બની ગયું હતું અને તેના અંતરમાં આનંદની ભરતી આવી હતી. તે પોતાનાં શ્યામવર્ણાં નેત્રો એ યુવક તરફ રાખીને દિવાલને અઢેલીને ઊભી હતી. યુવકની પણ એવી જ અવસ્થા થઇ હતી. તે મોટા આનંદપૂર્વક એ કુમારિકા તરફ જોતો સ્તબ્ધપણે બેઠો હતો. તથાપિ પોતાને જોતાં જ એ યુવાન કુમાર પોતાની પાસે નહિ આવવાથી ઇન્દિરાના મનને સ્હેજ માઠું લાગ્યું.

તે યુવકની સાથે બોલવાની તૈયારીમાં જ હતી. પરંતુ એવામાં સ્ત્રીજાતિની જન્મ-સહચરી લજ્જા પ્રકટ થઇ અને તેના મ્હોમાં આવેલા શબ્દો મ્હોંમાં ને મ્હોંમાં જ રહ્યા. પોતાની બાલ્યાવસ્થા પસાર થઇને અત્યારે પોતાને તેર વર્ષ થયાં છે એમ પણ તેના ધ્યાનમાં આવવાથી તે સ્તબ્ધ રહી. એવી સ્થિતિમાં થોડો સમય ગયા પછી તે બોલી: “નહિ ! મારાં નેત્રો મને ફસાવતાં નથી ! મેં અગાઉ જેને જોયો હતો તે જ આ કામસેન !”

એ શબ્દો તે સ્વત; ઉદ્દેશીને પરંતુ મોટા સ્વરે બોલેલી હોવાથી પેલા યુવકના સાંભળવામાં આવ્યા હતા. એટલે તે બોલ્યો: “તું કહે

છે તે હું નથી. તેં જે નામનો ઉચ્ચાર કર્યો તે નામ મારૂં નથી !"

"શું કહો છો ? આપનું નામ 'કામસેન' નહિ ?" ઇન્દિરાવતીએ મોટા આશ્ચર્ય પૂર્વક પ્રશ્ન કર્યો. તેણે એક વખત પોતાનાં નેત્રોપર હાથ ફેરવ્યો, અને તે યુવક તરફ એક વખત નિરખીને જોયું. જેને પોતે આઠ–દશ વર્ષની ઉમરનો જોયો હતો તે જ છોકરો સત્તર–અઢાર વર્ષનો થતાં કેવો દેખાય તેનો તેણે મનમાં વિચાર કરી જોયો; અને તે ઉપરથી કામસેન અઢાર વર્ષનો હોય તો અત્યારે દેખાય છે તેવો જ દેખાવો જોઇએ એવી તેના મનની ખાત્રી થઈ. તે પુનઃ બોલીઃ "એમ કેમ હોય ? કદાચિત્ પૂર્વે તમારૂં નામ 'કામસેન' હશે અને પાછળથી તે બદલવામાં આવ્યું હશે !"

યુવક બોલ્યો : "બાલિકે ! તને સંશયમાં ન નાખતાં મારૂં ખરૂં નામ કહી નાખું છું. મારૂં નામ કામસેન નહિ પણ કામરાજ છે. તથાપિ મને જોઇને જો તને ખરેખર સંતોષ થતો હોય તો એથી મને પણ ઘણો જ આનંદ થશે. તને આ પ્રસંગે આ સ્થળે જોઇને મને પણ અત્યંત સંતોષ થાય છે !"

તેના એ શબ્દો સાંભળીને ઇન્દિરા તેની તરફ સ્તબ્ધ દૃષ્ટિથી જોઇ રહી. આઠ વર્ષ પહેલાં જેને પોતે જોયો હતો તે કામસેન આ નથી એમ માનવાને તેનું મન કબૂલ કરતું ન હતું ! એટલું જ નહિ પણ તેનો સ્વર અત્યારે તારૂણ્યને લીધે સ્હેજ કઠોર થયેલો હોવા છતાંયે ઇન્દિરાને પૂર્ણ પરિચિત લાગતો હતો. એટલે તેણે પુનઃ યુવકને પૂછ્યું : "શું કહો છો ? તમારૂં નામ કામસેન નહિ ?"

"ના," એ યુવક બોલ્યો : "મારૂં નામ કામસેન નથી. મારૂં નામ કામરાજ છે ! પણ હું તને પુનઃ કહું છું કે જો મને જોઈને

તને ખરેખર આનંદ થતો હોય તો પછી મારા નામની વિશેષ ચોકસી કરવાનું કશું પણ કારણ નથી !"

એ સાંભળીને ઇન્દિરાવતી વિશેષ ઘોટાળામાં પડી. તે બોલી: "ત્યારે પછી તમારી અને મારી અગાઉ કદી પણ મુલાકાત થઈ ન હતી એમ જ સમજવું ને ?"

"હા, હું પણ એ જ કહેવાનો હતો." તે બોલ્યો.

આ વખતે ઇન્દિરાવતીની મનઃસ્થિતિ વિલક્ષણ બની ગઇ હતી. પરંતુ બહારથી એવું નહિ દર્શાવતાં તે બોલી: "મહારાજ ! તમે ગમે તે હો ! તમારા કથન ઉપર હું વિશ્વાસ મૂકું છું. મારી તમને એટલી જ વિનતિ છે કે મારી અને તમારી આવી અકલ્પિત રીતે થયેલી મુલાકાતની વાતને ગુપ્ત જ રાખજો. હું રજા લઇશ !"

એ કુમારિકાને જવાને તૈયાર થયેલી જોઇને યુવક ઉલ્હાસવૃત્તિ પૂર્વક બોલ્યો: "તું આટલી ત્વરાથી શા માટે જાય છે ? આપણી આ મુલાકાત આવી અકલ્પિત રીતે થઇ છે એમ કહેવા કરતાં ઇશ્વરી યોગાયોગથી જ આ મુલાકાત થઇ છે એમ માનવું જોઈએ."

ઇન્દિરાવતી કિંચિત્ વિચાર કરીને બોલી: "તમે આ શબ્દો કાંઈ ખાસ ઉદ્દેશપૂર્વક ઉચ્ચાર્યા છે કે અમસ્થાજ ?"

યુવકે જવાબ આપ્યો: "તું તને યોગ્ય લાગે તેવો મારા ભાષણનો અર્થ કર ! હું તો માત્ર એટલું ઇચ્છું છું કે આપણા આ મેળાપના પરિણામે આપણને બન્નેને સુખ પ્રાપ્ત થાઓ !"

તેના આ સંદિગ્ધ ઉત્તરથી ઇન્દિરાવતી વિચારમાં નિમગ્ન બની ગઇ. આગળ શું બોલવું એ તે સમજી શકતી ન હતી. તથાપિ સ્હેજ વાર થોભીને તેણે પ્રશ્ન કર્યો: "હું કોણ છું તેની આપને માહિતી છે ?"

તેના આ પ્રશ્નનો ઉત્તર યુવકે આપ્યો નહિ. એથી તે વિશેષ ધોંટાળામાં પડી ગઇ. છેવટે તે જ આગળ બોલવા લાગી: " હું આ મંદિરના માલિક લક્ષ્મીધન શેઠની કન્યા ઇન્દિરાવતી ! લક્ષ્મીધન શેઠને તો આપ ઓળખતા હશો જ ? કારણ કે તેમની નજરે પડ્યા સિવાય આપ અહીં રહી શકો જ નહિ. આપ આ સ્થળે ક્યારે અને શા માટે આવ્યા છો તે મને માલૂમ છે. પણ મને કહો, આપની અને મારી આજથી બરોબર આઠ વર્ષ પહેલાં, ઘણું કરીને આ જ મહિનામાં, આ જ વસંત–મંદિરમાં મુલાકાત થઇ હતી કે નહિ ? "

યુવકે કિંચિત્ ખેદપૂર્વક ઉત્તર આપ્યો : " તારા આ પ્રશ્નનો જો હું નકારદર્શક ઉત્તર આપીશ તો તું તુરત જ અહીંથી ચાલી જવાની ! તદપિ હું પુનઃ કહું છું કે મારું નામ કામરાજ છે અને તારી મારી અગાઉ કદી પણ ભેટ થયેલી નથી ! પણ, રહે, એટલી ત્વરાથી ન જઇશ ! મને લાગે છે કે મારા ઉપર ઇશ્વરની પૂર્ણ કૃપા હોવાથી જ તારી અને મારી આજે અકલ્પિત રીતે ભેટ થઇ છે. મેં તને જોઈ ત્યારથી મારા અંતઃકરણમાં કશીક વિલક્ષણ ભાવના ઉત્પન્ન થઇ છે. મારી મનોદેવતા મને કહે છે કે આપણી આજની મુલાકાતથી આપણને આગળ ઉપર સુખ જ થશે ! "

ઇન્દિરાવતીના કોમળ અંતઃકરણને આ લોકની પાપમય કલ્પનાનો સ્પર્શ પણ થયો ન હતો. એટલે આ સ્થળે એકાંતમાં આ યુવકની પાસે ઊભી રહીને તેની સાથે ભાષણ કરવામાં પોતે કાંઇ વિશેષ પ્રકારનું વર્તન કરે છે એવું તેના મનમાં આવ્યું નહિ. એ યુવકના ભાષણથી તેના મગજમાં ચિત્ર–વિચિત્ર કલ્પના ઉદ્દભવતી હતી. પોતાની સામે બેઠેલો મનુષ્ય કામસેન નથી એમ હવે તેને ધીમે ધીમે લાગવા માંડ્યું. તથાપિ એક વખત તેને એમ પણ લાગ્યું કે બે જુદી જુદી

વ્યક્તિઓના સ્વરૂપ અને સ્વરમાં આવા પ્રકારનું સામ્ય છે, એ પણ એક આશ્ચર્ય જ તો! તેને એક વખત એવો પણ ભ્રમ થયો કે પોતાની સમક્ષ કોઈ મનુષ્યવ્યક્તિ બેઠી નથી પણ પોતે હમણાં જ અગાશી ઉપર જોયેલો ચંદ્રમા પોતાની સમક્ષ મૂર્તિમંત બેઠેલો છે, અને 'જેને તેં રાત્રીએ જોયો તે હું નથી' એવું તે સ્વમુખે કહે છે!

યુવક આગળ બોલ્યો: "ઇન્દિરાવતી! હું અહીં કેવી રીતે આવ્યો એ તને માલૂમ હોય તો કહે, હું કેવી રીતે આવ્યો છું?"

ઇન્દિરાવતીએ જવાબ આપ્યો: "પરમરોજ રાત્રીએ આ વસંત-મંદિરની પાસે મોટી મારામારી થઇ હતી. ત્યારપછી મારા પિતા કોઇને ગુપ્ત રીતે અહીં લાવ્યા હતા. અર્થાત એ રાત્રીએ તેઓ જેને લાવ્યા હતા તે તમે જ!"

યુવકે કહ્યું: "હા, તું કહે છે તે સાચું છે. પણ એ વાત તેં કેવી રીતે જાણી?"

ઇન્દિરાવતીએ ઉત્તર આપ્યો: "તમને મંદિરમાં લાવતા હતા ત્યારે હું અગાશી ઉપર ઊભી હતી ત્યાંથી આ પ્રકાર પ્રત્યક્ષ મારા જોવામાં આવ્યો હતો. મારા બાપુને આ વાત માલૂમ નથી. તમારા આગમનની હકીકત મને જણાવવી નહિ એવો તેમનો વિચાર છે. માટે હું તમને વિનતિ કરૂં છું કે તમે પણ આ વાત તેમનાથી ગુપ્ત રાખજો."

"ઇન્દિરે! તારી ઇચ્છાની વિરૂદ્ધ હું કદી પણ જઇશ નહિ." કામરાજે કહ્યું: "તારા કલ્યાણને માટે હું મારા પ્રાણની પણ પરવા કરીશ નહિ. પણ હું પૂછું છું કે તું મને કયા પક્ષનો ધારે છે?"

ઇન્દિરાએ સરલપણે જવાબ આપ્યો: "પરમદિવસની ઝપા-

ઝીપીમાં તમે હતા કે નહિ ?—પણ મને નથી લાગતું કે તમે તે સ્થળે હો ! કારણ કે એવા ભયંકર કૃત્યમાં પડવા જેટલું તમારૂં વય નથી.”

કામરાજ ઉત્સાહપૂર્વક બોલ્યો: “હું ઉમરે ન્હાનો છું. તો પણ લડાઈથી હું બિલકુલ ડરતો નથી. શૂરા યોદ્ધા ઉપર આવી પડનારાં તમામ સંકટો સહન કરવાને હું સદૈવ તૈયાર છું.”

આ શબ્દો સાંભળતાં ઇન્દિરાવતી મંત્રમુગ્ધ બની ગઇ. તેનું ભાષણ સાંભળીને તે બોલી: “તમારે બદલે જો કામસેન કુમાર અહીં હોત તો તેઓ પણ આવો જ નિર્ભયતાયુક્ત ઉત્તર આપત !”

“વારૂ, ઇન્દિરા ! તારા એ કામસેન કુમારના સંબંધમાં મને થોડીક હકીકત જણાવ તો !” કામરાજ બોલ્યો: “એ ભાગ્યવાન્ કુમારના સંબંધમાં વિશેષ માહિતી મેળવવાને હું ઉત્સુક બન્યો છું. તને તેનું આટલું બધું સ્મરણ થતું હોવાથી સમજી શકાય છે કે તેને તારા અંતઃકરણમાં નિવાસસ્થાન મળેલું હોવું જોઈએ !”

“તમારી સાથે આટલી સ્પષ્ટ રીતે હું શા માટે ભાષણ કરી રહી છું તે હું સમજી શકતી નથી.” ઇન્દિરા બોલી: “પણ ગમે તે હો, તમારી સાથે સરલ અંતઃકરણપૂર્વક જ વર્તન રાખવું એમ મને લાગે છે.”

યુવક કિંચિત્ સ્મિત પૂર્વક બોલ્યો : “ત્યારે તું તારા અંતઃકરણની આજ્ઞાને અનુસરજે. મને લાગે છે કે એ કામસેન ઉપર તારો અત્યંત પ્રેમ હોવો જોઇએ. કદાચ એ તને તારા પ્રાણ કરતાંયે અધિક પ્રિય હશે.”

એ શબ્દો સાંભળતાં જાણે પોતાના ઉપર અમૃતનો વર્ષાવ થતો હોય એમ ઇન્દિરાવતીને લાગતું હતું. તેણે યુવક તરફ દૃષ્ટિ કરી; તો જાણે કામસેને આ યુવકના શરીરમાં પ્રવેશ કર્યો હોય અને તે આ

યુવકના મુખદ્વારા પોતાની સાથે વાત કરતો હોય એવો તેને ભાસ થયો. આઠ વર્ષથી તે જે કામસેનનું મનમાં ચિંત્વન કરતી હતી, તેના સંબંધમાં ભાષણ કરવાનો યોગ આજે અકલ્પિત રીતે પ્રાપ્ત થયો, કામસેનના વિષયમાં ચાર શબ્દો બોલવાની પોતાને તક મળી, એ વિચારથી તેને આનંદ થતો હતો. અને આ યુવક અજ્ઞાત હોવા છતાંયે તેની પાસે કામસેનના વિષયમાં પોતાનું અંતઃકરણ ખૂલ્લું કરવાનો તેણે નિશ્ચય કર્યો.

તે બોલી: "આઠ વર્ષ પૂર્વે બાલ્યાવસ્થામાં એક વખત અમારી મુલાકાત થઇ હતી. તે સમયે અમે બહુ વાર સુધી પુષ્કળ વાતો કરી હતી. તે વખતે અમારી વચ્ચે થયેલી તમામ વાતચીત મને બરોબર યાદ છે. કેમકે એ આનંદપૂર્ણ સંભાષણ અત્યંત મધુર હોવાથી તેના પ્રત્યેક શબ્દનું મને હમેશાં સ્મરણ થયા કરે છે. તે એ વખતે પણ કહેતો હતો કે 'હું મોટો થયા પછી લડાઈમાં યુદ્ધ કરવાને જઇશ!' તે ખરેખર લડાઇમાં ગયો હશે કે તેનું શું થયું હશે એ કશું પણ મારા જાણવામાં નથી." આ શબ્દો ઉચ્ચારતાં ઉચ્ચારતાં દુઃખના આવેગથી તેની જીવ્હા જડ બની ગઈ અને હૃદય ભરાઈ આવ્યું. એ આવેગ સ્હેજ કમી થયા પછી તે બોલી: "એ વખતે મને તેનું હમેશાં સ્મરણ રહ્યા કરે એ માટે તેણે એક વસ્તુ મને આપી હતી. તે વસ્તુ હજી પણ મારી પાસે છે."

"શું કહે છે, ઇન્દિરા?" તે યુવક મોટી ઉત્કંઠાપૂર્વક બોલ્યો: "એણે તને કાંઈક વસ્તુ આપી હતી? એવું જો હોય તો એ વસ્તુ શી હતી તે જણાવ. મારાથી કશું પણ ગુપ્ત રાખીશ નહિ."

એ શબ્દમાં અત્યંત ઉત્સુક્તા ભરેલી હતી. તે સાંભળીને ઇન્દિરાને આ યુવકનું વર્તન ચમત્કારિક લાગ્યું. તેને આ યુવકના ઉ-

ત્સાહપૂર્ણ સ્વભાવથી, સ્મિત હાસ્યથી અને કાળા ભોર નેત્રોથી કામ-સેનનો વારંવાર ભાસ થવા લાગ્યો. આ કામસેન જ હોવો જોઇએ એમ પુનઃ તેને લાગવા માંડયું. પણ હવે તેણે પોતાના હૃદયને વદન-પર વ્યક્ત કર્યું નહિ. તેણે પોતાની કેડે ખોસેલી એક ન્હાની રેશમી કોથળી બહાર કાઢી. જ્યારે જ્યારે તે એકલી પડતી ત્યારે ત્યારે એ કોથળી કાઢીને તેમાંથી કામસેનની સુવર્ણમુદ્રિકા બહાર કાઢી, તેની સામે જોતી બેસી રહેતી. આજ રાત્રીએ પણ તે રેશમી કોથળી લ-ઈને ઇન્દિરાવતી અગાશી ઉપર બેઠી હતી. એથી અત્યારે કોથળી તેની પાસે હતી. કોથળીમાંથી તેણે મુદ્રિકા બહાર કાઢી અને તે પેલા યુવકની દૃષ્ટિએ પડે એવી રીતે ધરીને તેણે એક દીર્ઘ નિઃશ્વાસ મૂક્યો. યુવકે તે મુદ્રિકા પોતાના હાથમાં લીધી. પરંતુ તેના સંબંધમાં યુવકે વિશેષ ઉત્કંઠા દર્શાવી નહિ. એ જોઈને ઇન્દિરાવતી બોલીઃ "જ્યારે આ વીંટી જોઈને તમને વિશેષ ઉત્સુકતા થતી નથી, ત્યારે મને લાગે છે કે તમે કામસેન નહિ હો!"

"હું કામસેન નથી એ જો કે ખરૂં છે," યુવક શાન્તપણે બોલ્યોઃ "તોપણ હું તને પ્રાર્થના કરૂં છું કે તું મને કામસેનના જેવો જ સમજ! હું પરમરોજ પેલા બળવાખોરોની ટોળીમાં હતો તે માટે તું મને બળવાખોર સમજીશ નહિ. વિલાસપુરની ગાદીનું મને પૂર્ણ અભિમાન છે અને દેવી ઇન્દિરાવતી મને માતા પ્રમાણે પૂજ્ય છે. એથી અધિક હું શું કહું?"

ઇન્દિરાવતી કિંચિત્ રોષયુક્ત વાણીથી બોલીઃ "અહો, આ તમે મને શું કહો છો? જો હું તમને કામસેન પ્રમાણે માનું તો પછી મેં તેની સાથે કપટાચરણ ચલાવ્યું ગણાય કે નહિ? વાસ્તવિક રીતે જોઇએ તો તમારા જેવા યુવકની સાથે આટલો સમય મારે એકાંતમાં



સંભાષણ કરવું તે જ યોગ્ય ન હતું. પરંતુ તમારા અને કામસેનના સ્વરૂપમાં, ભાષણમાં, નજરમાં, અને સરલ સ્વભાવમાં મને તદ્દન સામ્ય જણાઇ આવ્યું, એથી જ આટલો સમય હું અહીં ઊભી રહી છું."

"અને એથી જ હું તને વિનતિ કરૂં છું કે તું હવેથી કામસેનને બદલે આ કામરાજને તારા મનનાં સ્થાન આપ. જેવો આજપર્યંત તારો કામસેન ઉપર પ્રેમ હતો તેવો જ પ્રેમ હવેથી આ કામસેન ઉપર રહેવા દે!"

ઇન્દિરાવતી દ્રઢ નિશ્ચય પૂર્વક બોલી: "એ વાત કદી પણ બની શકશે નહિ. કારણ કે 'હું કામસેન નથી,' એવું તમે સ્વમુખે જ કહો છો. જો તમે કામસેન હોત તો આવી વિનતિ કરવાની તમને જરૂર જ લાગી ન હોત." સ્હેજ થોભીને નિરાશાપૂર્વક નિઃશ્વાસ નાખતી તે પુનઃ કહેવા લાગી: "આ દરવાજો ખૂલ્યો અને અંદરનો પ્રકાશ મારી દૃષ્ટિએ પડયો, એ વાત હવેથી મારે સ્વપ્નવત્ જ માનવી જોઇશે. આ બધો મને અમરથો જ ભાસ માત્ર થાય છે. હા, આ કેવળ ભાસ જ છે. જૂઓ, આ અંધકાર વધતો જાય છે અને મારી સામેનો દેખાવ અદૃશ્ય થતો જાય છે."

કામરાજે કહ્યું: "ઇન્દિરાવતી! આ તમામ પ્રકાર બિલકુલ સત્ય છે. અંધકારને લીધે તને આ બધો ભ્રમ છે એમ ભાસે છે. પરંતુ એમાં કાંઇ આશ્ચર્ય નથી. દીવામાં તેલ પૂરૂં થવાથી તે જવાની તૈયારીમાં છે. એથી આ ખંડમાંની વસ્તુ તને સ્પષ્ટપણે દેખાતી નથી!" એટલું કહીને યુવક પોતાની જગ્યાએથી ઉઠયો અને તેની પાસે જઇને તેનો હાથ પોતાના હાથમાં લેતો બોલ્યો: "ઇન્દિરે! હવે એક મધુર શબ્દ બોલ! તું મારા ઉપર પ્રેમ કરીશ, એટલી મારી ખાત્રી કરી આપ! તારો એક શબ્દ માત્ર મારા અંતરને આનંદિત બનાવવાને પૂરતો છે!"

"જો તમે કામસેન હોત તો–" એટલા શબ્દો બોલીને ઇન્દિરાવતીએ તેના હાથમાંથી પોતાનો કોમળ હસ્ત મુક્ત કર્યો. તે આગળ બોલી: "તમે કાંઈ કામસેન નથી, તો પછી આટલો આગ્રહ શા માટે કરવો જોઇએ ?"

એટલામાં તે ઓરડીમાં પુનઃ પ્રકાશ પડયો, અને પોતાના પિતાનો સ્વર તેના કાન ઉપર પડયો. પણ લક્ષ્મીધનના મુખમાંથી બહાર પડેલા શબ્દ ઇન્દિરાવતી બરોબર સાંભળી શકી નહિ. એ બ્હીકણુ બાલિકા ગભરાઈ ગઈ અને પળ માત્રમાં બેભાન બની ગઈ. તેની એ સ્થિતિ જોતાં જ લક્ષ્મીધને દોડીને, તે જમીનપર પડે તે પહેલાં તેને પોતાના હાથમાં ઝીલી લીધી.

---

## પ્રકરણ ૯ મું.

---

### આ સાચું કે તે ?

બીજે દિવસે પ્રાતઃકાળે ઇન્દિરાવતી જાગૃત થઇ. તે વખતે સૂર્યોદય થઈ ગયો હતો અને તેનાં તેજોમય કિરણો તેના શયનગૃહમાં સર્વત્ર પ્રસરેલાં હતાં. તેના બિછાના ઉપર રેણુકા બેઠેલી હતી. ઇન્દિરાવતીને જાગૃત થયેલી જોઇને રેણુકાએ તેને પૂછ્યું: "બેટા ! તારી ઉંઘ પૂરી થઈ છે ? જો ન થઈ હોય તો હજી પણ થોડી વાર સૂઇ જા !"

જાગૃત થતાં ઇન્દિરાએ એક વખત પોતાનાં નેત્રો ઉપર હાથ ફેરવ્યો. ત વિચાર કરવા લાગી તો પોતાનું મસ્તક કિંચિત્ દુઃખતું

હોય એમ તેને લાગ્યું. રાત્રીએ બનેલી ઘટનાનું સ્મરણ કરવાનો તે પ્રયત્ન કરવા લાગી. પણ તેને કશું જ યાદ આવતું ન હતું. થોડો સમય એ રીતે વિચાર કર્યા પછી તેણે પૂછ્યું: "ફઈબા ! ખરું કહો, એ યુવકને પેલી ગુપ્ત કોટડીમાં શા માટે રાખવામાં આવ્યો છે ? તેનું નામ ખરેખર જ કામરાજ છે કે બીજું કાંઈ !"

તેના એ શબ્દો સાંભળીને રેણુકાએ આશ્ચર્યચકિત મુદ્રા કરીને તેને કહ્યું: "દિકરી ! તારું મગજ અત્યંત ઉશ્કેરાઇ ગયું છે. માટે તું થોડો સમય સ્વસ્થપણે પડી રહે. તને થોડીક વિશેષ નિદ્રા આવવાથી આરામ થઈ જશે."

"મને હવે ઉંઘ નહિ આવે." ઇન્દિરા બોલી: "પણ ખરું કહો, બાપુ મારા ઉપર ગુસ્સે તો નથી થયા ?"

રેણુકા પુનઃ આશ્ચર્યપૂર્વક બોલી: "શું કહે છે ! બાપુ ગુસ્સે થાય ! શા માટે ગુસ્સે થાય ! તું કાલે રાત્રીએ ઉંઘમાં ચાલતી હતી. એ પ્રમાણે પુષ્કળ માણસો ઉંઘમાં ચાલે છે. એમાં તારા ઉપર ગુસ્સે થવાનું કારણ શું ! પણ મને આશ્ચર્ય તો એ થાય છે કે તું કાલે રાત્રે ઉંઘમાં ચાલતી હતી, એ વાતનું તને અત્યારે પણ કેવી રીતે સ્મરણ રહ્યું ? નહિ તો ઉંઘમાં બનેલો બનાવ જાગૃત થતાં માણસ ભૂલી જાય છે."

બ્હીતી બ્હીતી ઇન્દિરાવતી બોલી: "હું નિદ્રામાં ચાલતી હતી ? ફઇબા ! તમે આ શું કહો છો ?"

તેને મોટા પ્રેમપૂર્વક પોતાની છાતી સરસી ચાંપીને તથા તેના કપાળપર ચુંબન લઇને રેણુકાએ કહ્યું: "તારું મન હજુ બરોબર સ્વસ્થ થયું નથી. તને રાત્રીએ એક વિલક્ષણ સ્વપ્ન આવ્યું હતું. તેનો જ હજી સુધી તને ભ્રમ રહ્યો છે."

ઇન્દિરાવતી પલંગપર બેઠી થઈ અને બોલી: "શું કહો છો? સ્વપ્ન! છિઃ છિઃ! મને બરોબર યાદ છે કે એ સ્વપ્ન ન હતું."

રેણુકા સ્હેજ જોરપૂર્વક બોલી: "ઇન્દિરા! સ્વપ્ન જેટલું વિશેષ વિલક્ષણ હોય છે, તેટલું જ તેનું સ્મરણ પણ અધિક રહે છે. તેમ જ નિદ્રામાં ચાલનારા માણસોને જે સ્વપ્ન આવે છે ને તેમને બિલકુલ ખરૂં જ લાગે છે!"

ઇન્દિરાવતીએ રેણુકા ફઇબાના ચ્હેરા સામે વેધક દૃષ્ટિએ જોયું. પરંતુ તે પોતાને ફસાવતી હોય એવું તેના ચ્હેરાપરથી લાગ્યું નહિ. તેણે પુનઃ એક વખત આંખો ચોળી અને તે ગત રાત્રીએ બનેલી ઘટનાનો તે સ્વતઃ જ વિચાર કરી જોવા લાગી. પોતાને રાત્રીએ કશો પણ વિલક્ષણ ભાસ થયેલો હોવો જોઇએ એમ તેને હવે લાગવા માંડયું. તથાપિ તેણે જોયેલો કોટડીનો દેખાવ, જેને તે કામસેન માનતી હતી તે યુવકનું સ્વરૂપ, તેની સાથે થયેલું સંભાષણ, એ બધાનું તેને એટલું સ્પષ્ટ સ્મરણ હતું કે એ સઘળો પ્રકાર પોતે સ્વપ્નમાં જોયો છે એમ માનવાને તેનું મન કબૂલ થતું નહતું! તે જેમ જેમ અધિકાધિક વિચાર કરવા લાગી, તેમ તેમ તેને એમ લાગવા માંડયું કે રાત્રીએ બનેલી ઘટના કાંઇ સ્વપ્ન કિંવા ભ્રમ નથી. કારણ કે રાત્રીની હકીકત અત્યારે તેને યથાનુક્રમે એક પછી એક યાદ આવતી હતી. વળી એ યુવકનો મધુર અવાજ અત્યારે પણ તેના કર્ણમાં મંજુલ નાદ કરી રહ્યો હતો.

એ રીતે થોડો સમય સ્વસ્થપણે વિચાર કરીને તે બોલી: " ફઇબા! મને કહો, જ્યારે રાત્રીએ બાપુએ મને જોઇ ત્યારે હું ક્યાં હતી અને શું કરતી હતી?"

રેણુકાએ પોતાની મુદ્રાપરની ઉગ્રતાને બની શકે તેટલી કમી કરીને માયાળુ સ્વરે જવાબ આપ્યો; "રાત્રીએ બનેલી તમામ હકીકત હું તને જણાવું છું. આપણો કાળીયો કુત્રો રાત્રીએ છૂટો રહી ગયેલો હોવાથી તે આખા ઘરમાં ધાંધલ મચાવી રહ્યો હતો. એટલે તેને બાંધવાને માટે લક્ષ્મીધન પથારીમાંથી ઉઠયો. તે મેડી ઉપરથી નીચે આવ્યો તે જ વખતે તું તેને પાછલા દાદર પાસે મળી. તે વખતે જાગતા માણસની માફક તારી આંખો બિલકુલ ખૂલ્લી હતી અને તું જાગૃદાવસ્થામાં હો એમ લાગતું હતું. એટલે 'તું અહીં શું કરે છે?' એવું તેણે તને ધીમેથી પૂછ્યું. પણ તેને જોતાં જ તું ચમકી અને તને મૂર્છા આવી ગઈ. તું જમીનપર પડી ગઈ હોત પરંતુ લક્ષ્મીધને તને સાચવી લીધી. ત્યારપછી તને ઉપર લાવીને તારા બિછાના ઉપર સુવાડી."

ફઈઆના આ શબ્દો સાંભળીને ઇન્દિરા મોટા વિચારમાં પડી ગઈ. તે પુનઃ બિછાના ઉપર આડે પડખે થઈ. પોતાના મગજમાં ધબકારા થતા હોય એમ તેને લાગ્યું. તેનું મન બિલકુલ અસ્વસ્થ બની ગયું હતું. રાત્રીએ જે કાંઈ જોવામાં આવ્યું તે સ્વપ્નું જ હશે એમ હવે તેને લાગવા માંડયું હતું. ઇન્દિરાને આડે પડખે થયેલી જોઈએ રેણુકા પણ થોડો સમય સ્તબ્ધ રહી હતી. ત્યારબાદ તેણે પ્રેમપૂર્ણ વાણીથી આગળ બોલવાનો પ્રારંભ કર્યો. તે બોલી: "અહીં આવતાં લક્ષ્મીધને મને તથા માલતીને બૂમ મારી હતી. એથી અમે બન્ને જણીઓ અહીં આવી અને પુષ્કળ ઉપાય કરીને તને સાવધ કરી. જે વખતે તું સાવધ થઈ તે વખતે તારા શરીરમાં તાવ ભરેલો હતો અને તું કાંઈક બળતુંસળતું બલતી હતી! એ વખતે તું જે બલતી હતી તે બધું કાંઇ મારા લક્ષમાં રહ્યું નથી. કારણ કે તું પુનઃ ક્યારે

શુદ્ધિમાં આવે એ જ ચિંતામાં હું પડી ગઇ હતી. ત્યારથી અત્યાર-સુધી હું તારી પાસે જ છું."

એટલું ભાષણ થયા પછી તે બન્ને કેટલોક સમય સ્તબ્ધ બેસી રહી. રેણુકાના મુખથી આ હકીકત સાંભળ્યા પછી ઇન્દિરાવતીને પણ લાગ્યું કે રાત્રીએ જે ઘટના બન્યાનું પોતાને લાગે છે તે પ્રકાર બહુધા સ્વપ્નમાં જ બનેલો હોવો જોઇએ ! એવી સમજુતીપૂર્વક તે પોતાનાં નેત્રો સામે જોયેલી ઘટનાનો તથા રેણુકા ફઇએ જણાવેલી હકીકતનો મેળ બેસાડવા લાગી. પણ જેમ જેમ તે અધિકાધિક વિ-ચાર કરવા લાગી તેમ તેમ રાત્રીએ બનેલો તમામ પ્રકાર સ્પષ્ટપણે તેની નજર સામે ઉપસ્થિત થયો અને પોતે જે જોયું હતું તે સ્વપ્ન કિંવા ભ્રમ નથી એમ જ તેને લાગ્યું. છેવટે તેણે પ્રશ્ન કર્યો: "જ્યાં મારા બાપુ મને મળ્યા ત્યાં એકાદી ગુપ્ત કોટડી છે ખરી ?"

રેણુકા શાંતપણે બોલી: "દીકરી ! તું આ ગુપ્ત કોટડી શેની લઇ બેઠી છે ? હા હા, હવે મને યાદ આવ્યું. રાત્રીએ પણ તું આવું જ કાંઇ બોલતી હતી !"

પુનઃ એક વખત પોતાની આંખો ચોળતી ઇન્દિરા બોલી: "અરે દૈવ ! ત્યારે એ બધું સ્વપ્ન જ હશે કે શું !" એ શબ્દો તે ઉચ્ચા-રતી હતી ત્યાં એક કલ્પના તેના મનમાં ઉદ્ભવી અને તે બિછાના-પરથી એકદમ ઉઠી અને ઊભી થઈ ગઈ.

એ જોઇને રેણુકાએ પૂછ્યું: "બેટા ! આમ શું કરે છે ? ક્યાં જાય છે ?"

ઇન્દિરાવતીએ પોતાની રેશમી કોથળી પોતાની પાસે છે કે કેમ, એ બાબતની તપાસ કરી. રેશમી કોથળી તેની પાસે જ હતી, અને વળી સુવર્ણમુદ્રિકા પણ તેની અંદર જ હતી. થયું ! હવે

તેની શંકાનું નિરસન થયું. પોતે રાત્રીએ જોયેલા યુવકને બતાવવાને માટે કાઢેલી વીંટી પુનઃ કોથળીમાં છે;—કારણ કે તેણે એ વીંટી કોથળીમાંથી બહાર કાઢી હતી એટલું જ તેને યાદ હતું; પરંતુ એ યુવક પાસેથી વીંટી પાછી લઇને પુનઃ કોથળીમાં નાખી હતી એ વાતનું તેણે સ્મરણ રહ્યું ન હતું—અર્થાત્ આ વીંટી જ્યારે સ્થાન-ભ્રષ્ટ થઇ નથી ત્યારે રાત્રીએ જે કાંઇ જોવામાં આવ્યું તે ભ્રમ જ હોવો જોઇએ એમ તેને લાગ્યું. પણ એનું પરિણામ શું થયું? રાત્રીની ઘટના સત્ય લાગવાથી તેને જે આનંદ થતો હતો તે એકદમ દૂર થઇ ગયો, અને તેના મનને ઉલટો ખેદ થવા લાગ્યો. એ દુઃખાવેગથી તેના હાથમાંની કોથળી નીચે પડી ગઇ અને સુકુમાર ઇન્દિરા મૂર્ચ્છા આવવાથી રેણુકાના અંગ ઉપર ઢળી પડી!

પરંતુ અત્યારની મૂર્ચ્છા વિશેષ પ્રબળ ન હતી. રેણુકાએ થોડો પ્રયત્ન કર્યો કે તે પુનઃ સાવધ બની ગઇ. તે શુદ્ધિમાં આવ્યા પછી રેણુકા બોલીઃ "ઇન્દિરા! હવે તું જે કાંઇ બની ગયું તેનો બિલકુલ વિચાર ન કરીશ. નિદ્રામાં ફરનારાં માણસોને એવું અનેક—"

એ સાંભળી ઇન્દિરા બોલીઃ "ફૂઇબા! મારી હવે ખાત્રી થઇ છે કે રાત્રીનું એ સ્વપ્ન જ હોવું જોઇએ! આવા પ્રકારનું વિલક્ષણ સ્વપ્ન આવતાં તે સત્ય ઘટના જેવું લાગતું હશે એવી તો મને કલ્પના પણ ન હતી. પણ મારા મનમાં બીજી એક શંકા છે. તેનું સમાધાન કરો. માત્ર હું જે કાંઇ પૂછું તે મારા બાપુને જણાવશો નહિ."

"ઇન્દિરા! તારે જે પૂછવું હોય તે પૂછ." રેણુકા શાંતિપૂર્વક બોલીઃ "પ્રશ્નનો ઉત્તર હું સરલપણે આપીશ. વળી તું જે પૂછનાર છે, તે સાંભળવાથી લક્ષ્મીધન ગુસ્સે થશે એમ જો મને લાગશે તો એ વાત હું તેને બિલકુલ કહીશ નહિ. તું જરા પણ બ્હીશ નહિ."

"તે દિવસે રાત્રીએ મારામારી થયા પછી બાપુ બે સેવકો સાથે બહાર ગયા હતા," ઇન્દિરાએ કહ્યું: "ત્યારે હું અગાશી ઉપર બેઠી હતી, અને તેમના તરફ મારું ધ્યાન હતું. પણ એ વાત કાંઇ મારા બાપુના જાણવામાં નથી."

"એટલું જ ને!" રેણુકા બોલી: "તું અગાશી ઉપરથી તેમના તરફ જોતી હતી એમાં કાંઇ તારો દોષ ગણાય નહિ. લક્ષ્મીધન એ વખતે ઇરાદાપૂર્વક બહાર ગયો હતો. કારણ કે વસંત–મંદિરના રક્ષણને માટે, બહાર શી હકીકત બની છે તે જોવાની તેને જરૂર હતી. પણ પછી તું શું કહેવા ઇચ્છે છે?"

ઇન્દિરાએ જવાબ આપ્યો: "જતી વખતે એ ત્રણ જણા હતા પણ પાછા આવ્યા ત્યારે બીજું કોઇ ચોથું તેમની સાથે હતું."

રેણુકાએ કહ્યું: "હા, તેમની સાથે એક ચોથો માણસ હતો. વારુ, પછી તારે શું કહેવું છે?"

ઇન્દિરા બોલી: "બીજે દિવસે સવારે હું તમને ત્રણને મળી ત્યારે તમે, માલતીબ્હેન કિંવા મારા બાપુમાંથી કોઇ પણ એ સંબંધમાં મારી પાસે કશું બોલ્યા નહિ. એ શા માટે? હું ભોજનગૃહમાં આવી ત્યારે તમે ધીમે ધીમે અંદર અંદર કાંઇક બોલતાં હતાં. પણ એ બાબતમાં મેં મને થયેલું દુઃખ જણાવ્યું ન હતું."

"એમ છે?" રેણુકા બોલી: "પણ ખરું કહું છું કે એ વાત તને નહિ જણાવ્યાથી તને માઠું લાગશે એવી અમને શંકા પણ નહતી. તે દિવસે લક્ષ્મીધન જેને પોતાની સાથે વસંત–મંદિરમાં લાવ્યો હતો તે એક બળવાખોર જ હતો! તે મરી ગયો હશે એવી કલ્પનાથી સરકારી સૈનિકો તેને ઝપાઝપીના સ્થળે પડતો રહેવા દઇને ચાલ્યા ગયા હતા. પણ લક્ષ્મીધને જ્યારે ત્યાં જઇને જોયું ત્યારે તેને માલૂમ

પડયું કે તે મરી ગયો નથી પણ મૂર્ચ્છિત થઇને પડેલો છે. એટલે તેની દયા આવવાથી લક્ષ્મીધન તેને મંદિરમાં લાવ્યો. તે બરોબર સાવધ થયો ત્યાંસુધી એટલે ચાર–છ ઘટિકા સુધી વસંત–મંદિરમાં રહ્યો હતો".

ઇન્દિરાએ પૂછ્યું: "એ ગૃહસ્થ વસંત–મંદિરમાં માત્ર ચાર–છ ઘટિકા જ રહ્યો હતો? વધારે વખત નહિ?"

"ના ના, બહુ બહુ તો એકાદ પ્રહર રહ્યો હશે. વધારે વખત નહિ. જ્યારે સરકારી સૈનિકો પાછા ફર્યા અને બહાર તદ્દન સુમસુમાકાર થઈ ગયું એટલે કશો ભય નહિ રહેવાથી એ બળવાખોર રાતોરાત અહીંથી પસાર થઇ ગયો!"

"પણ આ વાત તમે મારાથી છૂપાવી શા માટે હતી?" ઇન્દિરાએ પૂછ્યું.

પોતાની મુદ્રા ઉપર માયાળુતા દર્શાવવાનો પૂર્ણ પ્રયત્ન કરતી રેણુકા મધુર સ્વરે બોલી: "આવો ભયંકર બળવાખોર આપણા ઘરમાં આવ્યો હતો એતું જો તારા જાણવામાં આવશે તો તને ભીતિ લાગશે, એમ ધારીને અમે એ વાત તને કરી ન હતી. બળવાખોર કેવા ભયંકર હોય છે અને સરકાર તેમને કેવી શિક્ષા કરે છે એ તો તેં સાંભળેલું હશે જ! ઇન્દિરા! તું પરમરોજ એ બાબતમાં ઘણી પૂછપાછ કરતી હતી. તેનું કારણ હવે મારા સમજવામાં આવ્યું."

"ઇન્દિરા બોલી: હવે બધું બેસતું આવે છે! એ રાત્રીની તમામ વાત મારા મનમાં ઘોળાયા કરતી હતી; અને વળી તમે એ હકીકત સ્પષ્ટ ન કરી તેથી એ મારા મનમાં વિશેષ જોરથી ઘોળાવા લાગી. એથી જ ગઇ રાત્રીએ મને વિલક્ષણ સ્વપ્ન આવ્યું હોવું જોઇએ!"

એમ કહીને તે પુનઃ પોતાની ફૈઇના ખોળામાં મસ્તક રાખીને બિછાના પર આડે પડખે થઇ. બની ગયેલી ઘટનાના સંબંધમાં હવે વિશેષ શંકા કરવી નહિ એવો તેણે પોતાના મનની સાથે ઠરાવ કર્યો. તથાપિ હજુ રાત્રીની ઘટના તેનાં નેત્રો સામે તરવરતી હતી. પરંતુ એ સ્વપ્ન જ હતું એવી તેના મનની ખાત્રી થયેલી હોવાને લીધે તેના મનની તુરત જ એકાગ્રતા થઇ. તેને અલ્પ સમયમાં પુનઃ નિદ્રા આવી ગઈ.

તે બીજી ચાર ઘટિકાપર્યંત શાંતપણે સૂઈ રહી. જ્યારે તે જાગૃત થઈ ત્યારે તેનું મસ્તક રેણુકાના ખોળા ઉપર હતું, અને માલતી તેની પાસે ઊભી હતી.

માલતીએ મોટા પ્રેમપૂર્વક ઇન્દિરાવતીને પસવારીને મંજુલ સ્વરે પ્રશ્ન કર્યો: "ઇન્દિરા! હવે તો તને ઠીક છે ને?"

"હા, હવે મને ઘણું જ સારૂં છે." એમ ઇન્દિરાએ કહ્યું ખરૂં, પરંતુ આવા પ્રકારનું વિલક્ષણ સ્વપ્ન કેવી રીતે આવ્યું, એ બાબતનો વિચાર હજીયે તેના મનમાં એક સરખો ઘોળાયા કરતો હતો.

"હમણાં બાપુ અહીં આવીને તારી પ્રકૃતિ જોઇ ગયા હતા. સ્હાંજે તેઓ વિલાસપુરથી ઘેર આવશે ત્યારે તેમને તારી પ્રકૃતિ સ્વસ્થ જોઇને ઘણો જ આનંદ થશે. ઇન્દિરા! તારૂં મન અત્યારે બરોબર શુદ્ધિમાં આવી ગયું તે ઘણું જ સારૂં થયું. 'શુદ્ધિમાં આવી ગયું,' એમ મેં કહ્યું તેનું કારણ એ કે ગઇ કાલે રાત્રીએ તું કાંઇકનું કાંઇક બડબડતી હતી. એ વખતે તારૂં મન ઉશ્કેરાઈ ગયું હતું. ઇન્દિરા! તું હવે મોટી થતી જાય છે. માટે ન્હાનપણમાં બાલખેલમાં બની ગયેલી વાતને હવે તું વિસરી જા. હું આવું કહું છું એથી તું મનમાં માઠું લગાડીશ નહિ. મારો તારા ઉપર કેટલો પ્રેમ છે એ

તો તું જાણે જ છે. ગઇ કાલે તું જે લવારો કરતી હતી તે ઉપરથી તારા મનમાં કાંઈક વિલક્ષણ કલ્પના ઘોળાયા કરે છે એવું અમારા સમજવામાં આવ્યું, અને એથી અમને સખેદાશ્ચર્ય પણ થયું. એવા પ્રકારની કલ્પના એક સરખી તારા મનમાં ઘોળાયા કરવાથી તારૂં મગજ ઉશ્કેરાઇ ગયું છે, તારી નિદ્રા ઓછી થઇ ગઈ છે, અને એથી નિદ્રામાં ઉઠી ઉઠીને ચાલવા જેટલી સ્થિતિએ તું પહોંચી ગઈ છે! એથી જ ઇન્દિરા! હું તને કહું છું કે જે કાંઇ સત્ય હોય, વિચારમાં ઉતરી શકે તેવું હોય અને સંભવનીય હોય તેનો જ માત્ર વિચાર કરવો."

માલતીના આ ભાષણમાં કામસેનનું હજી સુધી નામ પણ નિકળ્યું ન હતું. પણ તેના આ સર્વ ભાષણનું વલણ ત્યાં જ છે એવું ઇન્દિરાના લક્ષમાં આવતાં જરી પણ વાર લાગી નહિ.

રેણુકાએ કહ્યું: "ઇન્દિરા! માલતીએ કહ્યું એ તેં બરોબર સાંભળ્યું ને? એ તારા કલ્યાણની જ વાત કહે છે. માટે બરોબર ધ્યાનમાં રાખજે."

રેણુકાએ આ અત્યંત મમતાથી ઉચ્ચારેલા શબ્દો શ્રવણ કરતાં ઇન્દિરા ગળગળી બની ગઇ, અને તેનાં નેત્રોમાંથી ખરેલાં અશ્રુબિન્દુ કપોલપ્રદેશ પર ચમકવા લાગ્યાં. સ્ફુંદત સ્ફુંદત તે બોલી: "માલતી-બ્હેને જે કહ્યું તે હું સમજી છું!"

ઇન્દિરાની આંખો પોતાના છેડા વડે લૂછીને માલતી બોલી: "બાપુને તારા કલ્યાણની અત્યંત ચિંતા છે. તું રાત્રીએ જે લવારો કરતી હતી એ સર્વ તેમના સાંભળવામાં આવ્યું છે. પણ તેઓ એ પ્રસંગનું તને પુનઃ સ્મરણ કરાવનાર નથી. કેમકે તારા મનને એક તિલ માત્ર પણ દુઃખ થાય એ તેમનાથી સહન થઈ શકે તેમ નથી.

પરંતુ એટલું ખરૂં કે એ બધી વાત તું ભૂલી જાય અને તેનું પુનઃ કાલના જેવું પરિણામ ન આવે એવી તેમની મનઃપૂર્વકની ઇચ્છા છે. વળી જે જે કારણથી તને પાછલી બાબતનું સ્મરણ થાય એ સર્વ કારણ તારાથી દૂર થાય કિંવા તેનું નામ તારા સમક્ષ ન નિકળે એવી તેમની ઇચ્છા છે. તારા સુખને માટે બાપુ પોતાનો પ્રાણ પણ આપવાને તૈયાર છે, એવી તારી ખાત્રી છે, તો પછી તેમના આનંદને માટે તારે તારી સર્વ કલ્પના અથવા ઇચ્છાનો પરિત્યાગ કરીને તેમની મરજીને અનુસરવું જોઈએ. એ તારૂં મુખ્ય કર્તવ્ય છે. કેમ ખરૂં કે નહિ ?"

એ પ્રમાણે એક લાંબું ઉપદેશાત્મક ભાષણ કરીને માલતીએ પુનઃ ઇન્દિરાને પસવારી. માલતી મોટી ચાણાક્ષ હતી. તેણે પોતાના કથનથી ઇન્દિરાને ખેદ થાય નહિ અને પોતાનો હેતુ સિદ્ધ થાય એવી રીતે આ ભાષણ કર્યું હતું. એ સર્વ ભાષણ ઇન્દિરા મૌનપણે સાંભળી રહી હતી.

તે કશું પણ બોલી નહિ. કેમકે માલતીના ભાષણનું ઇંગિત તે બિલકુલ સમજી શકી ન હતી. થોડો વખત સ્વસ્થ રહ્યા પછી તેણે રેણુકાને કહ્યું: " ફઇબા ! મને હવે ઘણું જ સારૂં છે. માટે તમે જાઓ, હું અહીં એકલી પડીશ એટલે મારા મનને શાંતિ થશે. "

પોતાની ભત્રીજીની મરજી પ્રમાણે ચાલવું કે નહિ એનો પ્રથમ રેણુકાને વિચાર થઇ પડયો. તેણે એક વખત તેનાં નેત્રો સામે દષ્ટિ કરી. આ વખતે ઇન્દિરાનું મન ખરેખર સ્વસ્થ હોવાથી તેનાં નેત્રો બિલકુલ શાંત દેખાતાં હતાં. અર્થાત્ હવે પોતાની અહીં ખાસ જરૂર નથી એમ ધારીને રેણુકા ઉઠી અને તે માલતીની સાથે ત્યાંથી ચાલી ગઇ

તે બન્ને જણી ત્યાંથી ચાલી ગયા બાદ ઇન્દિરાને એકાન્ત મળી. તે બિછાના ઉપર પડી અને સ્વગત બોલવા લાગી: "મારા મનમાં સંશય અને અનિશ્ચયનું જે રમખાણ મચી રહ્યું છે તેમાંથી એક વખત મુક્ત થવું જોઇએ. રાત્રીની ઘટના એક સ્વપ્ન જ હતું કે એ પ્રમાણે ખરેખર બન્યું હતું એ બાબતનો ગમે તેવો નિવેડો લાવવો જોઇએ. એમ કર્યા સિવાય મન પૂર્ણપણે શાંત થશે નહિ."

ગઇ રાત્રીએ બની આવેલી ઘટનાનું પ્રથમ તેણે અનુક્રમે સ્મરણ કર્યું. પછી તે માલતીના ભાષણનો વિચાર કરવા લાગી, 'જે જે કારણથી તને પાછલી બાબતનું સ્મરણ થાય તે સર્વ કારણ તારાથી દૂર થાય એવી બાપુની ઇચ્છા છે.' માલતીના એ ભાષણનું તેને સ્મરણ થયું. તે એકદમ બિછાનાપર બેઠી થઈ ગઇ. તેણે પોતાની રેશમી કોથળી કાઢી અને અંદર હાથ નાખ્યો તો પેલી વીંટી ન હતી! અર્થાત્ માલતી જે બોલી હતી તે આ વીંટીના સંબંધમાં જ બોલી હતી એવું હવે તેના લક્ષમાં આવ્યું.

થયું, ઇન્દિરાવતી પૂર્ણ નિરાશ બની ગઈ! તથાપિ તે રડી નહિ; કિંવા તેણે દુ:ખના સુસ્કારા પણ નાખ્યા નહિ. તેની વૃત્તિમાં એકાએક ફેર પડી ગયો. તેની આનંદવૃત્તિ અદૃશ્ય બની ગઈ. તેના મુખ ઉપરની મૃદુતા નષ્ટ થઇ અને તેની ચર્યા કઠોર દેખાવા લાગી. કામસેનના સંબંધમાં પોતાના મનને સંતોષ પમાડવાનું જે એક જ સાધન તેની પાસે હતું તે પણ જતું રહ્યું! આ બનાવથી તેના મનને મોટો આઘાત થયો અને જાણે પોતાના આયુષ્યક્રમની દિશા એકાએક પલટાઇ ગઈ કે શું, એમ તેના મનને થયું.

ઇન્દિરાવતી શાણી અને ચતુર હતી એ અમે કહી ગયા છીએ. તે સમજતી હતી કે પોતાના પિતાની ઇચ્છાને અનુસરવું એ જ પો-

તાનો ધર્મ છે. એટલે હવે આ બાબતમાં કશો પણ વિચાર નહિ કરતાં પિતાની આજ્ઞા પ્રમાણે વર્તન રાખવાનો તેણે નિશ્ચય કર્યો. વળી કપટની તો તેને બિલકુલ કલ્પના પણ હતી નહિ; એટલે પોતાના પિતા જે કાંઈ કરશે તે પોતાના કલ્યાણનો જ માર્ગ હશે એવી તેના મનની ખાત્રી હતી. પોતાના અદૃશ્ય થયેલી વીંટીની શોધ કરવી નહિ કિંવા એ સંબંધમાં કોઈની પાસે એક ચકાર સરખો કાઢવો નહિ એવો તેણે ઠરાવ કર્યો. ત્યારપછી પણ જ્યારે પુનઃ રેણુકા અને માલતી તેને મળ્યાં ત્યારે પણ તેણે હાસ્યમુદ્રા ધારણ કરીને તેમને પોતાની મનોવ્યથાનું જ્ઞાન થવા દીધું નહિ.

પોતાના અંતઃકરણની વિરૂદ્ધ અમુક વાત બની ગઈ હોય છતાંયે મોટા ધૈર્યપૂર્વક સહન કરવાનું કાર્ય અતિ કઠિન છે. એ કઠિન્ કાર્ય ઇન્દિરાએ સિદ્ધ કર્યું હતું. પહેલાં આઠ–દશ દિવસ સુધી તો એ બાબત તેને મુશ્કેલ લાગતી હતી. પરંતુ ધીમે ધીમે તેને એ બની ગયેલી ઘટનાનું વિસ્મરણ થવા લાગ્યું હતું. તથાપિ એક વખત તેનું મન ઉછળ્યું હતું. તે વખતે જે સ્થળે પેલી ગુપ્ત ઓરડી હોવાનો સંભવ હતો તે સ્થળે તે એકલી ગઈ અને ત્યાંની દિવાલોનું તેણે બારીકાઇથી અવલોકન કરી જોયું. પણ તેને દરવાજો કિંવા તે ખોલવાની ચાંપ માલૂમ પડયાં નહિ, અથવા એકાદી ગુપ્ત કોટડી અહીં હશે એમ માનવા જેવું બીજું પણ એકે સંગીન કારણ તેને મળ્યું નહિ. અર્થાત્ એ વિષયમાં તેના મનનો સંશય દૂર થયો એમ કહીએ તો ચાલે.

આ વાતને આશરે પંદર દિવસ થયા હશે. એક દિવસે વસંત–મંદિર આગળ રસ્તા ઉપર લોકોની પુષ્કળ ગર્દી થઈ હતી. કારણ કે સરકાર તરફથી દાંડી પીટવાના થયેલા હુકમ પ્રમાણે દાંડી

પીટનારો ત્યાં આવ્યો હતો. ઇન્દિરાવતી આ વખતે બાગમાં બેઠેલી હોવાથી તે બહારનો સર્વ પ્રકાર જોઇ શકતી હતી તેમ જ લોકોનો અવાજ પણ સાંભળી શકતી હતી. દાંડી પીટનારે નીચેની મતલબનો સાદ પાડયો હતોઃ—"કેટલાક વિશ્વાસઘાતી લોકોએ વિલાસપુર સંસ્થાનની રાજ્યસત્તાને ઉથલાવી નાખવાના તથા દેવી ઇન્દિરાવતીનો પ્રાણ લેવાના ઉદ્દેશથી મોટું કાવતરૂં રચ્યું હતું. પણ તેની બાતમીં વખતસર મળી જવાથી મુખ્ય મુખ્ય બળવાખોરો ઉપર હલ્લો કરીને તેમને કેદ કરવામાં આવ્યા છે. કેદ થયેલા લોકોમાં કેટલાક સરદારો અને કેટલાક સુખવસ્તુ ગૃહસ્થો છે. તેમનાં નામઃ—સરદાર બાલભદ્રપ્રસાદ, સરદાર કેશવચંદ્ર, સરદાર ઈંદ્રિસેન, જયદ્રથ અને કુમાર કૃષ્ણવર્મા. આ તમામ રાજદ્રોહીઓ રાજધાનીથી ત્રણ યોજન દૂર આવેલા અનંગપુર ગામના રહીશ છે. એ સર્વને દેહાંતશિક્ષા કરવામાં આવી છે. આવતી અમાવાસ્યાના દિવસે સ્હાંજે વિલાસપુરની દક્ષિણ દિશાએ આવેલા મેદાનમાં તેમને ફાંસીએ લટકાવવામાં આવનાર છે. એ લોકો સિવાય બીજા કેટલાક ઘાતકી બળવાખોરો ન્હાસી જવા પામ્યા છે. તેમને કોઇ પકડી આપશે, અને જો તેમના ઉપર અપરાધ સાબિત થશે તો એવી રીતે પકડાયેલા પ્રત્યેક મનુષ્ય બદલ પકડી આપનારને ૩૦૦ સુવર્ણમુદ્રા બક્ષિસ આપવામાં આવશે. બળવાખોરોને કોઇએ આશ્રય આપવો નહિ. જો કોઈ આશ્રય આપશે તો તેને પણ બળવાખોર સમજી દેહાંત દંડ દેવામાં આવશે !"

આ ઢંઢેરો સાંભળતાં ઇન્દિરાનો જીવ ઉપરનીચે થઇ રહ્યો હતો. જ્યારે જેમને સજા થઇ હતી તેમનાં નામ દાંડી પીટનારે ઉચ્ચાર્યાં ત્યારે તેને શાંતિ મળી. તેમાં 'કામસેન' કિંવા 'કામરાજ' નું નામ ન હતું, એ જાણીને તેને અત્યાનંદ થયો.

અમાવાસ્યાના રોજ જેમને શિક્ષા થઈ હતી તેમને ફાંસી દે-વામાં આવી. પણ જાહેર કરેલી બક્ષિસનો કશો પણ ઉપયોગ થયો નહિ. પુષ્કળ દિવસો વીતિ ગયા પણ અનંગપુરના બળવાખોરો માંહેનો પસાર થઇ ગયેલો એક પણ બળવાખોર પકડાયો નહિ.

આ વાતને બીજાં ત્રણ વર્ષ થઇ ગયાં. બળવાની વાત લોકોના સ્મરણમાંથી દૂર થઇ ગઇ. રાણી ઇન્દિરાવતીનો રાજ્યકારભાર તેની મરજી પ્રમાણે ચાલતો હતો. જેના ઉપર પ્રસન્ન થાય તેને મોટા પ્ર-ધાનપદ ઉપર ચડાવી દે અને જેના ઉપર નારાજ થાય તેનું હોય તે પણ લઈ લે એવો તેનો ક્રમ અવ્યાહત ચાલ્યા કરતો હતો.

---

## પ્રકરણ ૧૦ મું.

---

### 'સરસ્વતી' નૌકા.

છેલ્લાં ત્રણ પ્રકરણોમાં જે ઘટનાનું વર્ણન અમે કરી ગયા; તેને ત્રણ વર્ષ થઈ ગયાં ત્યાર પછીની હકીકત હવે અમે રજુ કરીએ છીએ. જે પ્રમાણે કાળમાં અંતર પડયો છે તે પ્રમાણે સ્થળમાં પણ અંતર પડેલો છે. પૂર્વે જણાવેલી ઘટના વિલાસપુરની નજીક આવેલા વસંત-મંદિરમાં બની હતી. પરંતુ અત્યારે અમે જે વાત કહેવા માગીએ છીએ તેનો પ્રારંભ વિલાસ-પુર રાજ્યથી આશરે સો કોશ દૂર આવેલા સૂર્યપુર નામના ઉત્તમ બંદરમાં થાય છે. સૂર્યપુર માત્ર ઉત્તમ બંદર જ નહિ પરંતુ રાજ-

ધાનીનું શહેર પણ છે. સૂર્યપુર રાજ્ય સ્વતંત્ર હતું; અને તેને તથા વિલાસપુર રાજ્યને વ્યાપારવિષયમાં ઘાટો સંબંધ હતો.

સૂર્યપુરના બંદર ઉપર એક નૌકા પુષ્કળ માલ ભરીને સફરને માટે તૈયાર થઈ રહી હતી. તે નૌકા ઘણી મોટી હતી અને તેને બે ડોલકાઠી હતી. નૌકાના અર્ધાથી અધિક ભાગમાં માલ ભરવામાં આવતો હતો અને વચલા ઘણાખરા ભાગમાં પ્રવાસીઓને માટે સગવડ કરવામાં આવી હતી. નૌકાનો વચ્ચેનો ભાગ પુષ્કળ ઊંડો હોવાથી તેના બે માળ કરવામાં આવ્યા હતા. નીચેના માળમાં પાટીયાં મારીને ઉતારૂઓને બેસવાની સગવડ કરી હતી. બપોરે તાપ અને રાત્રીએ ઠંડી ન લાગે તે માટે ઉપલા માળ ઉપર છાપરૂં કરવામાં આવ્યું હતું. ઉતારૂઓને નૌકામાં સુવા બેસવાની તથા હરવાફરવાની પણ સગવડ હતી. જેમને જમીન ઉપર પ્રવાસ કરવાની સગવડ ન હોય, સમુદ્રની જેમને બીતિ લાગતી ન હોય, અને જેમને દરિયો લાગતો ન હોય તેટલા જ માત્ર સમુદ્રપર સફર કરતા હતા. એટલે નૌકામાં બેસનારા પ્રવાસીઓની સંખ્યા અલ્પ રહેતી હતી.

આ નૌકાનું નામ 'સરસ્વતી' હતું. સરસ્વતી નૌકા ઉપર આજે વિશેષ ઉતારૂઓ ન હતા. એ નૌકાનો તાંડેલ ચંદ્રગુપ્ત નામનો એક વૈશ્ય હતો. તે દેખાવમાં જેવો પાણીદાર હતો તેવો જ નૌકાશાસ્ત્રમાં કુશળ હતો. તેને એક પચીશ વર્ષનો દીકરો હતો. તેનું નામ મિત્રગુપ્ત હતું. તે પણ આ સરસ્વતી નૌકા ઉપર રહીને પોતાના પિતાને સહાય કરતો હતો. માત્ર ચોમાસા સિવાયના બીજા આઠ મહિના પિતાપુત્ર દરિયા પર સફર કર્યા કરતા હતા. નૌકા ઉપર ખલાસી વગેરેની સંખ્યા પણ સારી હતી અને પ્રસંગે ઉપયોગી થઈ પડે એ હેતુથી એક તોપ પણ રાખવામાં આવી હતી.

નાકામાં માલ ભરાઈ ગયો. ચાર ઉતારૂઓ હતા તે પણ આ-વીને પોતપોતાના સ્થળે બેસી ગયા; અને સર્વ તૈયારી થઇ ગઇ. હવે નૌકાને ઉપડવાની થોડી વાર હતી. એટલે ચંદ્રગુપ્ત નાકાપર ઊભો રહીને તેને મળવાને આવેલા ઈષ્ટમિત્રો સાથે વાતો કરતો હતો. એ-ટલામાં એક સૈનિકના જેવા દેખાવનો યુવક બંદર ઉપર આવ્યો. તેણે ચંદ્રગુપ્તને પૂછ્યું: " તમારી નૌકા વિલાસપુર તરફ જાય છે, એમ સાંભળવામાં આવ્યું છે. તો એક ઉતારૂને માટે સગવડ થશે ? "

" તમે જો એકલા હશો તો તમારી સગવડ થશે. " ચંદ્રગુપ્તે જવાબ આપ્યો: " પણ જો તમારી સાથે નોકર–ચાકર હશે તો તે-મને માટે સગવડ થઇ શકશે નહિ. કેમકે માલ નિયમ કરતાં વધારે છે. "

" હું એકલો જ છું. મારી સાથે એક પણ નોકર નથી. " યુવક બોલ્યો: " અને મારી સાથે સામાન પણ વધારે નથી. આ એક પેટી માત્ર સાથે લેવાની છે. "

ચંદ્રગુપ્તે કહ્યું: " ભલે, ત્યારે આવો. " એટલે એ યુવકે પો-તાની સાથેના મજુરને પેટી નૌકા ઉપર મૂકવાનું કહ્યું અને પોતે પણ નૌકા ઉપર ચડયો. તેણે ઉદારતાપૂર્વક મજુરી આપીને હમાલને ખુશ કર્યો. હમાલ મજુરી લઇને ચાલ્યો ગયો. થોડી વારે લંગર ઉચકવામાં આવ્યું; અને ખલાસીઓએ ચાટવા મારીને નૌકાને દરિ-યામાં લીધી. વાયુ અનુકુળ હોવાથી નૌકા થોડા સમયમાં જ સૂર્યપુરનું બંદર પાછળ રાખીને સમુદ્રમાં આગળ વધવા લાગી.

ચંદ્રગુપ્ત અને આ નવીન પ્રવાસીની દૃષ્ટોદૃષ્ટ થઈ ત્યારથી ચંદ્રગુપ્તના મનમાં આ પ્રવાસીના સંબંધમાં કાંઈક શંકા આવી હતી. પરંતુ નૌકાને ફેરવ્યા પછી તે થોડે આગળ વધી ત્યાં સુધી તેને તેની

નૌકાની વ્યવસ્થા ઉપર ધ્યાન આપવું પડયું હતું. એથી પ્રવાસીના સંબંધમાં વિશેષ વિચાર કરવાના સંધિ તેને મળ્યો ન હતો. તે સમય દરમિયાન પેલા પ્રવાસીએ પણ આ નૌકાનું બરાબર નિરીક્ષણ કરી લીધું. આ નૌકા તેને પોતાના પરિચયની માલૂમ પડી. એટલે તેણે નીચે જઇને ત્યાંનો તમામ ભાગ લક્ષપૂર્વક જોયો. નૌકા ઉપરના ખલાસીઓના ચહેરા પણ નિહાળી જોયા. ચંદ્રગુપ્ત અને તેના દીકરા મિત્રગુપ્તને પણ તેણે પિછાની લીધા. આ વિલક્ષણ યોગાયોગ આવી મળેલો જોઇને પ્રવાસીને વિશેષ આશ્ચર્ય થયું. એટલામાં મિત્રગુપ્ત તેની પાસે આવ્યો. પ્રવાસીએ તેને પ્રશ્ન કર્યો: "આ તમારી નૌકા ઘણી જ ઉત્તમ છે. તેનું નામ શું છે વારુ?"

"સરસ્વતી." નૌકાનું નામ જણાવીને મિત્રગુપ્ત પ્રવાસી તરફ નિરખીને જોઈ રહ્યો. થોડી વારે તે પોતાના પિતા પાસે ગયો. ત્યાં એ બે જણા વચ્ચે કેટલુંક સંભાષણ થયું.

ચંદ્રગુપ્તે પોતાના પુત્રને કહ્યું: "હા, મને પણ એવી જ શંકા આવી છે. પરંતુ જરી રહે, એટલે આપણે આપણી ખાત્રી કરી લેશું."

નૌકા ઉપર આવેલા આ નવીન પ્રવાસીનું વય આશરે એકવીશ વર્ષનું હતું. તેનો ચહેરો ઘણો જ સુંદર હતો. તેને હમણાં જ મૂછનો દોરો ફુટયો હતો. હડપચી ઉપર બિલકુલ વાળ ન હતા. તેનો પોશાક સાધારણ પરંતુ સ્વચ્છ અને મૂલ્યવાન્ હતો. તેની કમરે એક સુંદર તલવાર લટકતી હતી. તેની મુદ્રા ઉપરથી તે નિશ્ચિંત અને હિમ્મતવાન્ હોવો જોઇએ એમ લાગતું હતું.

પોતાના કામમાંથી મુક્ત થયા પછી નૌકાનો તાંડેલ ચંદ્રગુપ્ત પોતાના છોકરા સાથે નૌકાના નીચેના ભાગમાં ગયો. એ ભાગમાં

તેના પોતાના ઉપયોગને માટે એક ઓરડી હતી. એ ઓરડીમાં તેણે કેટલીક મહત્ત્વની વસ્તુઓ રાખી હતી ઓરડીમાં એક ન્હાની પેટી હતી. તે તેણે ઉઘાડી. એમાંથી કેટલાક કાગળો બહાર કાઢ્યા. પિતા-પુત્ર ઉભયે એ કાગળો એક પછી એક વાંચી જોયા, અને પછી તે-માંથી જે કાગળ તેમને જોઈતો હતો એ કાગળ શોધી કાઢ્યો. તેના ઉપર બે ત્રણ સીક્કા હતા. તેની પાછળની બાજુએ પણ કાંઈક મજકુર લખેલો હતો. એ કાગળ વાંચીને પિતાપુત્ર વિલક્ષણ દૃષ્ટિથી એક બીજાની સામે જોયું. થોડા સમય મસલત ચલાવ્યા પછી તેઓ અમુક નિશ્ચય પર આવ્યા. પેલો કાગળ પુનઃ તુરત હાથમાં આવી શકે એવી રીતે પેટીમાં મૂકીને તેઓ ઉપર આવ્યા. પરંતુ એક દિવસ પૂરો થયો ત્યાંસુધી તેમણે પેલા પ્રવાસી સાથે કશી પણ વાત કરી નહિ; અથવા તેના તરફ પોતાનું લક્ષ છે એવું પણ તેમણે બતાવ્યું નહિ.

પવન અનુકૂળ હોવાથી નૌકા ત્વરિત ગતિએ ચાલતી હતી. સૂર્યપુરમાંથી નિકળી ત્યાર પછી એક દિવસ—આઠ પ્રહર પૂરા થતાં જ તે વિલાસપુરની ખાડીમાં દાખલ થઈ. એ વેળા એ નૌકા ઉપરના લશ્કરી પ્રવાસી ઉપરના ભાગમાં ઊભો રહીને ખાડીની બન્ને બાજુની શોભા નિહાળી રહ્યો હતો. એ વખતે તેના મનમાં કાંઈક આનંદ અને કાંઈક ખેદપ્રદ વિચારો ઘોળાતા હતા. એથી તેની મુદ્રા કોઈ વાર ખે-દયુક્ત તો કોઈ વાર આનંદી દેખાતી હતી. આમ તેમ ફરતાં તે વિ-ચારપૂર્ણ દૃષ્ટિથી તટપ્રદેશનું અવલોકન કરતો હતો તે વખતે ચંદ્ર-ગુપ્ત તેની પાસે આવ્યો અને તેના સ્કંધનો સ્પર્શ કરીને બોલ્યો: "મહારાજ ! આપની સાથે એકાંતમાં બે શબ્દો બોલવાની મારી ઇચ્છા છે. જરા મારી સાથે નીચે આવો તો સારૂં."

પ્રવાસીએ તેનું કથન માન્ય રાખ્યું. તે તેની સાથે જવાને

નિકળ્યો. તે બન્ને જણા નોકાના નીચેના માળમાં આવેલી ઓરડીમાં ગયા. મિત્રગુપ્ત અગાઉથી તે સ્થળે આવીને બેઠો હતો. ઓરડીમાં ગયા પછી ચંદ્રગુપ્તે દરવાજો બંધ કરી દીધો. ત્યાં એક પેટી ઉપર ગાદલું નાખ્યું હતું. તેના ઉપર તે પ્રવાસીને બેસવાનું કહ્યું. પ્રવાસીએ આ બન્નેનું નિરીક્ષણ કરી લીધું. એ ઉપરથી તેની ખાત્રી થઇ કે પોતાને અહીં લાવવામાં આ લોકોનો કાંઈક વિપરિત હેતુ હોવો જોઇએ. પ્રવાસી બેઠા પછી ચંદ્રગુપ્ત તેની સામે બેઠો. ચંદ્રગુપ્ત વહાણવટું કરતો હતો પણ તેને રાજ્યદ્વારી રીતભાત કિંવા સભ્યતાનો પરિચય ન હતો એવું કાંઈ ન હતું. તે શાંતપણે પ્રવાસીને ઉદ્દેશીને બોલ્યોઃ " મહારાજ ! મને લાગે છે કે આપણો અગાઉ પરિચય થયેલો છે. "

ચંદ્રગુપ્તનું બોલવું ખરૂં છે એવી આ પ્રવાસીની પણ ખાત્રી થઇ હતી, જો તેના હેતુના સંબંધમાં તેને શંકા ન આવી હોત તો તેણે જવાબમાં હા પાડી હોત; પરંતુ તાંડેલના હેતુના સંબંધમાં પ્રવાસીને પ્રથમથી જ શંકા આવેલી હોવાથી તે બિલકુલ ન અચકાતાં ધીમેથી બોલ્યોઃ " એમ બનવું શક્ય નથી ! "

ચંદ્રગુપ્ત સ્હેજ દાબીને બોલ્યોઃ " હું કહું છું તે શક્ય છે એટલું જ નહિ, પણ એ સંબંધમાં મારી પૂર્ણ ખાત્રી થયેલી છે. તમે લશ્કરમાં રહેલા છો અને ધીટતાથી જવાબ આપવાની કળા તમે સારી રીતે સિદ્ધ કરેલી છે. તોપણ એ યુક્તિ મારી પાસે ચાલનાર નથી."

કેવળ બેદરકારી અને નિશ્ચિંતતાપૂર્વક પ્રવાસીએ પૂછ્યુંઃ " તમારે શું કહેવું છે તે પ્રથમ મને જણાવો. "

" એ જ હું કહું છું. " ચંદ્રગુપ્ત બોલ્યોઃ " પરંતુ એ પહેલાં હું તમને એટલો પ્રશ્ન કરૂં છું કે મારે તમને પ્રથમની માફક કામરાજ નામથી સંબોધવા કે બીજા નામથી ? "

. . .

પ્રવાસીએ જવાબ આપ્યો: "એ હું કાંઇ સમજતો નથી. તમને યોગ્ય લાગે તો મને 'સરદાર ધીરસેન'ના નામથી સંબોધો. જો કે હું વિલાસપુર તરફનો રહેવાસી છું. પરંતુ અત્યારે શ્રીનગરના મહારાજાના સૈન્યનો એક અધિકારી છું."

"અત્યારે તમારી ઈચ્છા હોય તો અમે તમને ધીરસેન કહીએ. પરંતુ આજથી ત્રણ વર્ષ પહેલાં તમે 'કામરાજ' હતા." ચંદ્રગુપ્તે કટાક્ષપૂર્વક કહ્યું.

તરૂણે જરી તાડુકીને કહ્યું: "પુન: એ જ?"

"હા, હું એ જ કહું છું. કહું છું એટલું જ નહિ, પણ એ સિદ્ધ કરવાને મારી પાસે પ્રમાણ પણ છે." ચંદ્રગુપ્ત કહેવા લાગ્યા: "ત્રણ વર્ષ પહેલાં આ સરસ્વતી નૌકા વિલાસપુરની ખાડીમાં હતી–નહિ તે વિલાસપુરના બંદરમાં જ લાંગરેલી હતી. તે વખતે કેટલાક સરદાર લોકો અમુક કારસ્થાનમાં ગુંથાયા હતા; અને જો તે કારસ્થાન ખૂલ્લું થઇ જાય તો પરદેશ નાસી જવાને માટે તેમણે નુર ભરીને આ નૌકાને ભાડે રાખી લીધી હતી."

"મેં કદી પણ એવું કારસ્થાન કર્યું નથી, અને મને તેની જરૂર પણ નથી." તરૂણ પ્રવાસીએ જવાબ આપ્યો.

ચંદ્રગુપ્ત બોલ્યો: "મહારાજ! જરી ધીમેથી બોલો. તમે વિલાસપુરના કારસ્થાનમાં હો કિંવા નહિ, એ વિષયની સાથે મને કશો પણ સંબંધ નથી. પરંતુ તમે એ કારસ્થાનના કારણે ડરી જવાથી તમે મારી આ નૌકાનો આશ્રય લીધો હતો, એ વાત માત્ર તદ્દન ખરી છે. તમે નૌકા ઉપર આવ્યા તે પહેલાં વિલાસપુરનો લક્ષ્મીધન નામનો જે મોટો શ્રીમંત નગરશેઠ છે તે મારી પાસે બે–ત્રણ વખત આવ્યો હતો. તેનો અને તમારો કાંઈ પણ નિકટનો

સંબંધ હોવો જોઈએ. તે વખતે દરેક નાકા ઉપર સરકારની સખ્ત નજર હતી. મારી નૌકા બે-ત્રણ દિવસથી બંદરમાં પડેલી હોવાને લીધે તેના ઉપર પણ સરકારી માણસોની નજર હતી."

પ્રવાસી તુચ્છતા પૂર્વક બોલ્યો: "આ બધી વાતનો હું સાફ સાફ ઈનકાર કરૂં છું. આગળ તમારે શું કહેવું છે?"

"મારૂં કહેવું એટલું જ છે કે તમે બિલકુલ અસત્ય ભાષણ કરો છો". ચંદ્રગુપ્તે જવાબ આપ્યો: "આવી રીતે અસત્ય ભાષણ કરવું તે પોતાને સરદાર કહેવરાવનારને શોભે નહિ!"

એ ભાષણ સાંભળીને પ્રવાસીને અત્યંત ગુસ્સો ચડયો અને તેણે પોતાની તલવાર ઉપર હાથ નાખ્યો. તથાપિ આત્મસંયમ કરીને તે તુરત જ શાંત થઇ ગયો. તેણે શાંતપણે તાંડેલને કહ્યું: "મને લાગે છે કે આ બાબતમાં તમારી કાંઈક ભૂલ થતી હોવી જોઇએ!"

"આ બાબતમાં ભૂલ!" ચંદ્રગુપ્ત કરડાકીથી બોલ્યો: "પરંતુ મ્હોંયે કરેલી વાત કશી પણ કામની નહિ. હું તમને મારા કથનનું પ્રમાણ બતાવીશ." એમ કહીને તેણે પોતાની પાસેની પેટી ઉઘાડી અને અગાઉ ઉલ્લેખ કરેલો કાગળ હાથમાં લીધો. તે કાગળની પાછળની બાજુ ફેરવીને પ્રવાસીને સ્પષ્ટ રીતે દેખાય તેવી રીતે તેના સામે ધરી. પછી તે બોલ્યો: "જૂઓ, તમારા ચ્હેરાનું નિશાન અને તમારા શરીરનું વર્ણન આ કાગળ ઉપર પૂર્ણપણે લખેલું છે કે નહિ? આ વર્ણન ત્રણ વર્ષ પહેલાંનું છે. તો પણ તેને આધારે આજે પણ ગમે તે મનુષ્ય એ વર્ણનવાળી વ્યક્તિને પિછાની શકે તેમ છે. તે સમયના તમારા ચ્હેરાનાં નિશાન મેં બહુજ બારિકાઇથી લખી રાખેલ

છે. કાળાભોર અને વિશાળ નેત્રો, સુંવાળા અને સ્હેજ તપખીરીઆ રંગના બાલ, ઉંચું કપાળ, સીધું નાક, લંબગોળ ચ્હેરો, ઉંચો બાંધો"–

પ્રવાસી બોલ્યો: "તમારા આ વર્ણનની મને બિલકુલ પરવા નથી. પણ હું તમને એ પ્રશ્ન કરૂં છું કે તમારી નૌકાપર આવેલા ઉતારૂના ચ્હેરાનું વર્ણન લખી રાખવાની તમને શી જરૂર છે? જે ઉતારૂએ વિશ્વાસપૂર્વક તમારી નૌકાનો આશ્રય લીધો હશે અને તેનો બદલો પણ તમને સારો આપ્યો હશે તે ઉતારૂના સંબંધમાં આવું વર્ત્તન કરવું એ બિલકુલ અયોગ્ય છે."

"એ ગમે તેવું હો." ચંદ્રગુપ્ત બોલ્યો: "પણ મારે તમારાથી કશું છૂપાવી રાખવાનું નથી. અનંગપુરના કારસ્થાનમાં જે લોકો સામીલ હતા તેમાંથી તમે એકલા જ માત્ર ન્હાસી છૂટયા નહતા. કેટલાક પકડાઇ ગયા હતા અને તેમને ફાંસીની સજા કરવામાં આવી હતી. કેટલાક જણા ન્હાસી ગયા હતા; તેમને તેમના મિત્રોએ આશ્રય આપ્યો હતો. લક્ષ્મીધને મોટી હિમ્મતપૂર્વક અને ગુપ્તપણે તમને આ નૌકા ઉપર પહોંચાડયા હતા. તેણે એ વખતે મને એક સો દીનાર તરીકે આપ્યા હતા. ઠરાવ પ્રમાણે મેં તમને સૂર્યપૂરના બંદરમાં લાવીને મૂકી દીધા. ત્યારપછી થોડા દિવસ બાદ પુનઃ મેં વિલાસપુરની સફર કરી તે વખતે આ જાહેરનામું મને પ્રાપ્ત થયું હતું."

# પ્રકરણ ૧૧ મું.

---

## વસંત-મંદિરમાં ચોરી !

તાંકેલે પેલો કાગળનો સીક્કાવાળો ભાગ ફેરવીને તે પ્રવાસી વાંચી શકે એવી રીતે તેની સામે ધર્યો. પ્રવાસીએ ગંભીરપણે એ જાહેરનામું વાંચી જોયું. તેમાં નીચે મુજબ લખવામાં આવ્યું હતું:—

"અનંગપુરના જે ખંડેરમાં બળવાખોરો એકત્ર થયા હતા તે ખંડેર ઉપર સરકારી સિપાહીઓએ હલ્લો કર્યો હતો. તે વેળાએ કેટલાક લોકો સરકારના હાથમાં આવ્યા હતા અને કેટલાક પલાયન થઈ ગયા હતા. એ પલાયન થઈ ગયેલાઓમાંથી જો કોઇને પણ પકડીને સરકારને સ્વાધીન કરવામાં આવશે તો પકડનારને ત્રણસો મુદ્રા બક્ષિસ કરવામાં આવશે."

જાણે પોતાને કશી પણ ચિન્તા કે ભીતિ થતી ન હોય એ પ્રમાણે પ્રવાસીએ કાગળ બાજૂએ ફેંકીને કહ્યું: "મેં વાંચ્યું. હવે તમારે શું કહેવું છે?"

"એ જ હું કહું છું". ચંદ્રગુપ્ત બોલ્યો: "અમે જ્યારે આ જાહેરનામું વાંચ્યું ત્યારે મેં મારા આ છોકરાને કહ્યું: 'મિત્ર ગુપ્ત ! આપણે આપણા ઠરાવ મુજબ કામરાજને સૂર્યપુર પહોંચાડયો છે. હવે આપણે તેની સાથે કોઈ વાતે બંધાયલા નથી. એ કામરાજ જો આપણને પુનઃ મળશે તો તેના બદલામાં ત્રણસો મહોરો આપણે

મેળવી શકાશું. માટે આપણે તેના ચ્હેરાનું વર્ણન આ જ જાહેરના-માની બીજી બાજુએ લખી રાખવું. કારણ કે હજી આપણને તેના ચ્હેરાની પૂર્ણ માહિતી છે'. એમ કહીને તે વખતે જ મેં આ વર્ણન પાછલી બાજુએ લખી રાખ્યું હતું."

પ્રવાસી બોલ્યો: "ત્યારે તો તમે મોટા બદમાશ છો, એ વાત તમે તમારા મુખે જ કબૂલ કરો છો!"

તાંડેલ બોલ્યો: "હા, કબૂલ કરૂં છું!"

તેના એ નફટાઇભર્યા શબ્દો સાંભળીને પ્રવાસી જરા વિચારમાં પડી ગયો. તેણે આ બાપ દીકરા તરફ નજર કરી. તેઓ જાણે દુષ્ટ-તાના મૂર્તિમંત પુતળા હોયની, એમ તેને લાગ્યું. તેણે ચાર–પાંચ પળમાં જે વિચાર કરવો હતો તે કરી લીધો; અને પછી તે બોલ્યો: "વારૂ, એમ માનો કે એ કામરાજ હું જ છું, એવું હું કબૂલ કરૂં છું. તો પછી તમારે શું કહેવાનું છે?"

"મારા સુદૈવે તમારા દ્વારા લાભ મેળવવાની તક મને મળી છે. તે તકનો હું અવશ્ય સદુપયોગ કરવાનો. એટલામાં સમજી જાઓ." તાંડેલે ઉત્તર આપ્યો.

"ત્યારે શું તું બક્ષિસની લાલચથી મારો ઘાત કરીશ?" પ્રવા-સીએ પૂછ્યું.

તાંડેલ શાંતપણે બોલ્યો: "જો બીજા માર્ગે મને લાભ થઇ શકે તેમ હશે તો તમને પકડાવવા કરતાં એ માર્ગ હું વધારે પસંદ કરીશ."

પ્રવાસી બોલ્યો: "મને સરકારમાં પકડાવવાથી જે રકમ તમને મળી શકે એટલી રકમ મારે તમને આપવી, એ જ તમારો હેતુ છે કે બીજો કાંઇ? ગમે તે હો. હું તમને એટલું જ કહું છું કે અત્યારે

મારી પાસે પચાસ મહોરો પણ નથી, તો પછી ત્રણસોની તો વાત જ શી કરવી? બીજું એ કે વિલાસપુર જવાથી મારું શું થશે એ મને પૂર્ણપણે માહિત હોવા છતાંય હું ત્યાં જાઉં છું. ત્યાં જવામાં મારો હેતુ એ છે કે હું ખરો અપરાધી નથી એ સિદ્ધ કરવું અને મારા વિરૂદ્ધમાં કરવામાં આવેલા આરોપને નાસાબિત કરીને મારા સંબંધમાં રાજ્યસત્તા તરફથી કરવામાં આવેલો ઠરાવ રદ કરાવવો."

તાંડેલ બોલ્યો: "એ બધું તો થવાનું હશે ત્યારે થશે. તેની પંચાત મારે શા માટે કરવી જોઇએ? હું કાંઇ તમારી પાસે અત્યારે દ્રવ્ય માગતો નથી. તમારી સહાયથી મારો એક બીજો લાભ સિદ્ધ થઇ શકે તેમ છે. મેં એક યુક્તિ વિચારી રાખી છે. તે યુક્તિ તમારી મદદથી પાર પડી શકશે. તમે અત્યારે ગરીબ છો, પણ તમે મનમાં આણો તો ગબ્બર થવાનુંયે તમારા હાથમાં જ છે!"

"એ કેવી રીતે? કહો જોઈ!" પ્રવાસીએ પૂછ્યું.

તાંડેલે કહ્યું: "ત્રણ વર્ષ પહેલાં તમે કેટલાક દિવસ વસંત-મંદિરમાં ગુપ્તપણે રહ્યા હતા. એથી એ મંદિરના અંદરના ભાગની તમને રજેરજ માહિતી હોવી જોઇએ. વારૂ, તમે પાંચ-દશ માણસ લઇને વસંત-મંદિરના અંદર દાખલ થઈ શકશો? એટલું તમે કરો, એટલે બીજું હું મારી મેળે જોઈ લઇશ. તમારી મદદની જરૂર છે તે એટલો જ!"

તરૂણ પવાસી સ્વસ્થપણે બોલ્યો: "આ કામ છે મોટા જોખમનું! પણ એમાં તમને શો લાભ?"

"એ પણ તમને સમજાવવું પડશે?" તાંડેલ સ્મિત કરતો બોલ્યો: "આખું જગત્ જાણે છે કે લક્ષ્મીધન કોટયાધીશ છે. તેનું તમામ દ્રવ્ય વસંત-મંદિરમાં જ રાખવામાં આવે છે."

"ત્યારે તમે એકલું ચાંચીયાનું કામ જ કરતા નથી?" તરુણ બોલ્યો: "ચાંચીયાગીરીની સાથે ઘર ફોડવાના કામની પણ તમને તાલીમ મળેલી છે?"

કિંચિત્ હાસ્ય કરતો ચંદ્રગુપ્ત બોલ્યો: "એ સિવાય બીજા પણ કેટલાક ધંધાની મને તાલીમ મળી છે. પણ લાંબી પંચાત કરવાની જરૂર નથી. જૂઓ, મને વધારે પડતું બોલતા આવડતું નથી. એક વખત હા કે ના, જે તમારી ઇચ્છા હોય તે જણાવો. એટલે પછી શું કરવું તે હું નક્કી કરી લઇશ."

પ્રવાસીએ પૂછ્યું: "જો હું કબૂલ ન કરૂં તો?"

"તો પછી બીજા ચાર પ્રહર પૂરા થાય તે પહેલાં જ તમે સરકારી તુરંગમાં દાખલ થઈ જવાના!" તાંડેલે નિર્વિલંબે જવાબ આપ્યો.

"અને હું કબૂલ થાઉં તો?" પ્રવાસીએ પુનઃ પ્રશ્ન કર્યો.

"તો જે મળશે તેમાંથી યોગ્ય હિસ્સો તમને પણ મળવાનો." તાંડેલે જવાબ આપ્યો.

પ્રવાસીએ થોડો સમય વિચાર કર્યો. પછી તે બોલ્યો: "આ પ્રસંગે હું મોટા સકંજામાં સપડાયો છું. તમારૂં કથન કબૂલ કરવાની મને ફરજ પડે છે!"

"ત્યારે આપો વચન."

પ્રવાસીએ બિલકુલ આનાકાની નહિ કરતાં તાંડેલના હાથમાં તાળી મારી. એ પ્રમાણે વચન મળતાં તાંડેલ બોલ્યો: "પણ જો આ કામમાં તમારી કશી પણ લુચ્ચાઇ માલુમ પડી છે તો તમારો પ્રાણ જશે, એ વાત ધ્યાનમાં રાખજો!"

પ્રવાસી સ્હેજ પણ નહિ ડગમગતાં નિશ્ચિંતપણે બોલ્યો: "મારી લુચ્ચાઇ તમારી આગળ કેવી રીતે ચાલી શકશે? તમે અગાઉથી જ

બધી તૈયારી કરી રાખી છે. તમારી સાથે સરલ વર્તન જ રાખવું જોઇએ. માટે મને આ ધમકી આપવાની જરૂર નથી. ચાલો, આજથી હું પણ તમારા માંહેનો જ એક બન્યો !"

ચંદ્રગુપ્ત બોલ્યો: "જો તમે ભવિષ્યમાં પણ મારી સાથે રહેશો તો તમારૂં જન્મનું કલ્યાણ થઇ જશે. પછી તમારે શ્રીનગરના રાજ્યની ગુલામગીરી કરવાની જરૂર રહેશે નહિ."

પ્રવાસીએ ઉત્તર આપ્યો: "એ બાબત મને બિલકુલ શંકા નથી. હું પૂરતો વિચાર કરીને જ તમારા સંકેતમાં સામિલ થયો છું. થયું ત્યારે, ચાલો–આપણે હવે જઇએ".

"જરી ધીમે બોલો." તાંડેલ બોલ્યો: "આ મારી ખાનગી ઓરડી હું તમારા કબજામાં જ આપું છું. અહીં તમારે સૂવાબેસવાને માટે તમામ પ્રકારની સગવડ છે !"

એ સાંભળીને તે પ્રવાસી એકદમ પોતાની જગ્યા પરથી ઉઠયો, અને તલવારની મૂઠપર હાથ નાખતો તે તિરસ્કારપૂર્વક બોલ્યો: "એટલે ! તમે મને અહીં પરહેજ કરવા ધારો છો કે શું ?"

ચંદ્રગુપ્ત નમ્રતાપૂર્વક બોલ્યો: "હા, મહારાજ ! નૌકા ઉપરથી તમામ ઉતારૂઓ ઉતરી જાય ત્યાં સુધી તમને આ રથળે રાખવા એ મને આવશ્યક લાગે છે."

તરૂણ યોદ્ધાએ પૂછ્યું: "ત્યારે શું તમે મારા ઉપર વિશ્વાસ રાખતા નથી ?"

"એવું કાંઈ નથી." ચંદ્રગુપ્તે કહ્યું: "જ્યારે આપણે પરસ્પર કોલ આપ્યો છે, ત્યારે પછી તમને મારાથી જુદા માનવાનું કશું પણ કારણ નથી. પરંતુ કોઈ પણ વાત દીર્ઘદર્શિતાપૂર્વક વિચાર કરીને કરવી, એવો મારો સ્વભાવ છે. આ પહેલી કામગીરીમાં તમે જેટલી

હુશિયારી બતાવશો તેટલો તમારા ઉપર અધિક વિશ્વાસ રાખીશ. પહેલી પરીક્ષામાં તમે પસાર થશો એટલે પછી તમારા ઉપર પૂરતો વિશ્વાસ મેલવામાં અમને બિલકુલ શંકા રહેશે નહિ."

"એ વાત ખરી છે;" પ્રવાસી બોલ્યો: "તો પણ મને ઉપર જવા દેવામાં શી હરકત છે? હું ઉપર જઈશ એટલે કાંઈ નૌકામાંથી ન્હાસી જઈ શકું એમ તો નથી જ!"

ચંદ્રગુપ્તે કહ્યું: "પણ એકાદા ઉતારૂને ગુપ્તપણે આ હકીકત જણાવીને લક્ષ્મીધનને ચેતવવાનું કામ તો નૌકા ઉપર રહીને પણ તમે કરી શકો!"

"હા, એ વાત ખરી." પ્રવાસી કિંચિત્ બોલ્યો: "તમારી એ શંકા તદ્દન વાજબી છે. પરંતુ એ વાતનો મને તો વિચાર જ આવ્યો નહતો. કેમકે મારા મનમાં કશી પણ લુચ્ચાઈ કરવાનો ઇરાદો જ નથી. ભલે, ત્યારે અહીં રહેવામાં પણ મને વાંધો નથી."

તાંડેલ પોતાના છોકરા સાથે ઓરડીમાંથી બહાર નિકળ્યો અને એ ઓરડીનું દ્વાર તેણે બહારથી બંધ કરીને તાળું લગાવ્યું. પ્રવાસી અંદર જ હતો.

લગભગ બપોરના વખતે નૌકા વિલાસપુરના બંદરે જઈ પહોંચી. આપણા પરિચિત પ્રવાસી સિવાયના તમામ ઉતારૂઓ નીચે ઉતરી ગયા, અને પછી માલ ઉતારવાનું કામ શરૂ થયું.

નક્કી કર્યા મુજબ દશ ઘટિકા રાત્રી ગઈ હશે તે સમયે સરસ્વતી નૌકા પરથી પાંચ આસામીઓ નીચે ઉતર્યા, અને તેમણે વિલાસપુર શહેરને એક બાજુએ રાખીને વસંત-મંદિરનો રસ્તો લીધો.

આ પાંચ આસામી એટલે ચંદ્રગુપ્ત, તેનો દિકરો મિત્રગુપ્ત, કામરાજ અને સરસ્વતી નાકા ઉપરના બે ખલાસીઓ હતા. એ

કનું નામ દુલભ અને બીજાનું વલ્લભ હતું. એ ચારે ચાંચીયા હથિયારબંધ હતા. તેમની કમરમાં અંકુશ તમંચો પણ હતો. કામરાજની પાસે માત્ર એક તલવાર જ હતી. તે આ ચારેની વચ્ચે હતો. કારણ કે તે જે પ્રદેશમાં થઇને ચાલતો હતો એ પ્રદેશની તેને પૂર્ણ માહિતી હતી. એથી તે કદાચિત્ ન્હાસી જાય એવી ભીતિથી ચંદ્રગુપ્તે તેને બધાની વચ્ચે રહેવાનું ફરમાવ્યું હતું. વળી તેણે કામરાજને એવું પણ સુચવી દીધું હતું કે 'તું જો ન્હાસી જવાનો પ્રયત્ન કરીશ, અથવા લુચ્ચાઇ કરીને અમારી યુક્તિ રદ કરવાનો તારો વિચાર છે એવી જો અમને શંકા પણ આવશે તો અમે અમારી પોતાની બિલકુલ પરવા નહિ કરતાં તને એક પળ માત્રમાં યમસદન પહોંચાડી દઇશું !''

મધ્યરાત્રીના સુમારે વસંત–મંદિર દેખાવા લાગ્યું. તે દર્શાવીને કામરાજ બોલ્યો: "આ જ વસંત–મંદિર."

ચંદ્રગુપ્તે કહ્યું: "વારૂ, તમને જે કાંઇ સુચના આપવાની હતી તે હું પ્રથમથી જ આપી ચૂક્યો છું. તમે અમને સર્વને દ્રવ્યભંડારની ઓરડી સુધી ગુપ્તપણે લઇ જશો એવું નક્કી થઇ ગયું છે. કેમ ખરૂ કે નહિ ?"

"હા, બરોબર છે." તરૂણે કહ્યું: "હું બરોબર એ જ સ્થળે તમને લઇ જઇશ. એ ઓરડીની મને બરોબર માહિતી છે. કેમકે મને અગાઉ એ જ ઓરડીમાં રાખવામાં આવ્યો હતો."

એ પ્રમાણે વાતો કરતા તેઓ વસંત–મંદિરના બાગની દિવાલ સુધી પહોંચ્યા. દરવાજો બંધ હતો. પરંતુ દિવાલ ઉપર ચડીને બાગમાં ઉતરી પડતાં તેમને દશ પળ પણ લાગી નહિ. એટલામાં બે કૂતરા નજીક આવીને મોટેથી ભસવા લાગ્યા. પણ દીર્ઘદર્શી ચંદ્રગુપ્ત અગાઉથીજ તર્ક કરીને પોતાની સાથે રોટલાના ટુકડા લાવ્યો હતો.

તેણે એ ટુકડા કૂતરાને બતાવીને દૂર ફેંકી દીધા. એથી ભસવાનું બંધ કરીને એ જનાવરો રોટલાના ટુકડા તરફ ધસ્યા. પરંતુ એ ટુકડા પર અતિ તીવ્ર વિષ લગાવવામાં આવ્યું હતું. એથી એકેકો ટુકડો ગળા નીચે જતાં જ બન્ને કૂતરાએ પ્રાણનો પરિત્યાગ કરી દીધો.

કામરાજે કહ્યું: "આપણે આ નીચલી બારીમાંથી અંદર દાખલ થઇએ તો એક લાંબી ચાલ આવે છે. એ ચાલમાં દ્રવ્યભંડારની કોટડી છે."

"વારૂ," ચંદ્રગુપ્તે કહ્યું: "પ્રથમ હું એ બારી ઉઘાડવાની વ્યવસ્થા કરૂં છું. ત્યાર પછી હું અંદર દાખલ થાઉં કે મારી પાછળ દુલભ આવશે. અમે બંને અંદર જઇએ એટલે, કામરાજ! તમે આવજો. જો ચુંચાં કર્યું છે તો તેનું પરિણામ શું આવશે એ તમને માહિત છે. તમારી પાછળ મિત્રગુપ્ત અને વલભે અંદર દાખલ થવું."

ચંદ્રગુપ્ત પાસે હીરાકણી હતી. તેની મદદથી તેણે બારીના કાચને કાપી નાખ્યો અને હાથ નાખીને અંદરની સાંકળ ખોલી નાખી. પછી તેણે સૂચવેલા અનુક્રમે સર્વ જણા અંદર દાખલ થયા. અંદર દાખલ થતાં જ તેમણે પોતપોતાના તમંચા હાથમાં લીધા. કારણ કે કામરાજના સંબંધમાં ખરેખરો ભય હવે જ હતો. તે જો કશી પણ ગડબડ કરે તો તેનું માથું ફોડી નાખવાને તેઓ સજ્જ થયેલા હતા. સ્હેજ આગળ ગયા પછી કામરાજે કહ્યું: "જૂઓ, આ દ્રવ્યભંડારની કોટડી." તેની આસપાસના ક્રૂર પુરુષો, જો તે તેમને ફસાવવાનો યત્ન કરે તો તેનો જીવ લેવાને તૈયાર હતા, તોપણ તે સ્હેજ પણ ખમચાયા સિવાય ગુપ્ત કોટડીના દ્વાર પાસે જઇને ઊભો રહ્યો. તેણે દિવાલમાં જે ગુપ્ત ચાંપ હતી તેને દબાવી. ચાંપ દબાવતાં જ એકદમ દ્વાર ખુલી ગયું. એ કોટડીમાં પણ પ્રથમ ચંદ્રગુપ્ત અને દુલભ,

પછી કામરાજ અને ત્યારપછી મિત્રગુપ્ત અને વલ્લભ દાખલ થયા. એ કોટડીમાં પુષ્કળ પેટીઓ હતી; અને તે વ્યવસ્થિત રીતે ગોઠવવામાં આવી હતી. તેના તરફ હાથ કરીને કામરાજ બોલ્યો: "આ સઘળી વસંત-મંદિરની સંપત્તિ! આ પેટીઓમાં મૂલ્યવાન્ રત્નો, હીરા, મોતી, માણેક, નિલમ, પન્ના, શનિ, સુવર્ણ, ચાંદી, આદિ ભરેલું છે.

એ સાંભળીને ચંદ્રગુપ્ત એક પેટી ખોલવા લાગ્યો. એ વખતે કામરાજ બોલ્યો: "પણ દરવાજો તો આપણે ઉઘાડો રાખ્યો! ઊભા રહો, હું વાસી આવું."

"ના—ના, એ કામ હું જ કરૂં છું". એમ કહીને મિત્રગુપ્ત આગળ સરક્યો. પરંતુ તે પહેલાં જ દરવાજો બંધ કરી દઇને કામરાજ તલવાર ખુલ્લી કરીને યુદ્ધને માટે તૈયાર થઇ ગયો. એ જોતાં ચંદ્રગુપ્ત પણ પેટીને ખોલવાનું કામ પડતું મૂકીને દ્વાર તરફ આવવા લાગ્યો. મિત્રગુપ્તે પોતાનો તમંચો કામરાજ ઉપર ટાંક્યો. પરંતુ તે તમંચો છોડે તે પહેલાં કામરાજની તલવારના આઘાતથી જમીન ઉપર પડી ગયો. બન્ને ખલાસીઓએ પોતાના તમંચા તેના ઉપર ટાંક્યા, પરંતુ ચંદ્રગુપ્તે તેમને અવાજ કરવાની મના કરી. એટલે તેમણે તમંચા કમરમાં ખોસી દઇને તલવાર કાઢી. દુર્લભે તલવાર ઉગામી, પરંતુ તે નીચે આવે તે પહેલાં એ પણ મિત્રગુપ્તનો સોબતી થયો. વલ્લભની તલવારનો એક ફટકો કામરાજ ઉપર પડયો, અને જ્યાં બીજો પડવા જાય છે ત્યાં આપણા વીર પ્રવાસીએ એકદમ ધસી જઇને તેને ચંદ્રગુપ્ત ઉપર ધકેલી દીધો. એ સાથે તે બન્ને જણા જમીનપર ગરી પડયા. એ સંધિ પ્રાપ્ત થતાં દ્વાર ખોલીને કામરાજ બહાર નિકળી ગયો અને તેણે પુનઃ દ્વાર બંધ કરી દીધું. તે આગળ જતો હતો. પરંતુ તેના શરીરમાં લાગેલા ઘાથી રક્ત વહી જવાને લીધે તે શક્તિ-

હિન બનીને નીચે પડી ગયો. તે જ વેળાએ હાથમા દીવો લઇને લક્ષ્મીધન, તેની પાછળ રેણુકા અને ઇન્દિરાવતી એમ ત્રણ જણાં ત્યાં આવી પહોંચ્યાં. ઇન્દિરાવતીની દૃષ્ટિ કામરાજ ઉપર પડતાં જ તે એકાએક ચમકી અને તેણે બૂમ પાડી !

## પ્રકરણ ૧૨ મું.

### કામરાજ.

હજી ઇન્દિરાવતીના ચિત્કારના પ્રતિધ્વનિ આકાશમાં થયા કરતો હતો, ત્યાં કામરાજે કહ્યું: 'અહીં ગુપ્ત કોટડીમા મેં ચાર બદમાશોને પૂરી રાખ્યા છે. તેઓ બહાર આવવાને ધમપછાડા કરી રહ્યા છે. માટે આપના નોકર–ચાકરને જલ્દી અહીં બોલાવો."

'ગુપ્ત કોટડી'–એ શબ્દો કાને પડતાં જ ઇન્દિરાવતીનો ત્રણ વર્ષનો ભ્રમ એક નિમિષ માત્રમાં દૂર થઇ ગયો. એટલું જ નહિ, પરંતુ તે સમયે પોતે જે જોયું હતું તે સ્વપ્ન નહિ પણ સાચું હતું એવી તેની ખાત્રી થઇ. તે ઝટ દઇને આગળ આવી અને આ તરૂણને ઉદ્દેશીને બોલી: "તમે એ—"

"કામરાજ !" લક્ષ્મીધન વચ્ચે જ બોલી ઉઠયો: "પણ આ બધું છે શું ?"

એ પ્રમાણે અહીં બની રહ્યું હતું તે વેળાએ બીજા નોકરચાકરો પણ હાથમાં લાકડીઓ લઇને ત્યાં દોડી આવ્યા. ગુપ્ત કોટડીમાં મચેલી મારામારી શોરની માફક તેમના નોકરોના સાંભળવામાં પણ આવી હતી, અને તેઓ જાગ્રત થઇ ગયા હતા. માલતી પણ ત્યાં

આવી પહોંચી હતી. આ તરૂણને જોતાં તેણે એકાએક લક્ષ્મીધર તરફ દૃષ્ટિ કરી. લક્ષ્મીધરે પણ તેને નમસ્કાર કર્યા. રેણુકા બાઇ એ તરૂણને લાગેલા જખમ જોતી હતી.

લક્ષ્મીધરે હુકમ પર હુકમ છોડવાનો પ્રારંભ કર્યો. માલતીને કહ્યું: "ઇન્દિરાવતીને લઇને તુ તારા ખંડમાં જા." ચાકરોને કહ્યું: "તમારામાંથી આ બે જણા આ જખમી થયેલા તરૂણને ઉચકીને મુખ્ય દિવાનખાનામાં લઇ જાઓ અને બાકીના સર્વ જણ તલવારો કાઢીને આવનારા પ્રસંગની સામે થવા માટે તૈયાર થાઓ."

એ આજ્ઞા પ્રમાણે માલતીએ ઇન્દિરાને કહ્યું: "ચાલ, આપણે અહીંથી જતાં રહીએ. અહીં કશો પણ ભયંકર પ્રકાર બનનાર છે!"

ઇન્દિરાવતી બોલી: "એટલા માટે જ હું અહીંથી ખસનાર નથી. બાપુને સંકટમાં છોડીને હું અહીંથી જનાર નથી." એ બોલતી વખતે તેની દૃષ્ટિ પેલા તરૂણ તરફ હતી. તેના મનમાં વિચારોનું ભારે રમખાણ મચી રહ્યું હતું. પાછલી ઘટનાને આજે ત્રણ વર્ષ થઇ ગયાં હતાં, તોપણ એ તમામ પ્રકાર જાણે હમણાં ચાર ઘટિકા પહેલાં બન્યા હોય એમ તેને લાગતું હતું. પરંતુ જ્યારે તેનું મન પ્રથમાવેશમાંથી મુક્ત થયું ત્યારે કામરાજનું રૂપ પ્રથમ કરતાં વિશેષ મર્દાનગી ભર્યું દેખાય છે એમ તેને લાગ્યું, અને આગલો પ્રકાર બની ગયા પછી ઘણો કાળ વીતિ ગયો છે એવું તેના ધ્યાનમાં આવ્યું.

"ઇન્દિરાવતી તું તેના જખમ સામે ન જોઇશ." માલતીએ કહ્યું. કેમકે ઇન્દિરાવતીની દૃષ્ટિ કામરાજ ઉપર હતી અને રેણુકા કામરાજનો જખમ તપાસતી હતી. એથી માલતીએ ઇન્દિરા આ યુવકના જખમ તરફ જોઈ રહી છે એવી કલ્પના કરી.

લક્ષ્મીધર બોલ્યો: "જખમની બરોબર સંભાળ લેવાવી જોઇએ.

અરે, જોઇ શું રહ્યા છો? બે જણા આ યુવકને ઉચકીને દિવાન-ખાનામાં લઈ જાઓ, એમ મેં કહ્યું તે સાંભળ્યું કે નહિ? એક બી-જાના મ્હોં સામે શું જોઇ રહ્યા છો? ઇન્દિરા! તારે પણ અહીં રહેવાની જરૂર નથી. મારી સંભાળ લેવાને હું સમર્થ છું!"

લક્ષ્મીધનની આજ્ઞા પ્રમાણે બે નોકરોએ જખમી તરૂણને ઉપા-ડ્યો. ઇન્દિરાવતી અને માલતી પણ ત્યાંથી ચાલી ગઈ. જતાં જતાં પોતપોતાની દૃષ્ટિ પાછળ ફેરવીને ઇન્દિરા તથા કામરાજ એકબી-જાની સામે જોતાં હતાં.

રેણુકાનું વય આ સમયે લગભગ છાસઠ વર્ષનું થયું હતું. તો-પણ તેનો બાંધો મજબૂત હતો. અત્યારે તેની મુદ્રા વિશેષ કરડી દેખાતી હતી. તેણે પોતાના બંધુ પાસે જઇને ટુંકામાં હવે શું કરવું તે પૂછી જોયું અને તે પણ ઇન્દિરા તથા માલતી જ્યાં ગઈ હતી, ત્યાં તેમની પાછળ ગઈ.

એટલી વ્યવસ્થા થયા પછી લક્ષ્મીધને સેવકોને કહ્યું: "હું જે કહું છું તે સાંભળી લ્યો. આ દિવાલમાં એક ગુપ્ત કોટડી છે. જૂઓ, આ બદમાશો તે કોટડીના દ્વાર ઉપર ધક્કા મારી રહ્યા છે. કોટડીની દિવાલો અને દ્વાર લાકડાનાં છે. તો પણ તેની જાડાઈ દશ-દશ આં-ગળની છે. દ્વાર ખોલવાની કળા તેમના જાણવામાં નથી. એટલે તેઓ ગમે તેટલી ધમપછાડ કરે તો પણ તેમનાથી દરવાજો ખૂલી શકવાનો નથી. હું પેલા જખમી તરૂણની પાસે જઇને આ લૂટારા કેટલા છે, તેઓ અંદર કેવી રીતે આવી શક્યા, વગેરે બાબતની તપાસ કરી આવું છું. તમે સાવધ રહેજો. તેઓ જો બહાર પડે તો એ વખતે તમને જે યોગ્ય લાગે તે તમે કરજો. પરંતુ એકેનો જીવ લેશો નહિ."

સેવકો માંહેનો મુખ્ય બોલ્યો: "શેઠ સાહેબ ! તે ગમે તેટલા હશે, તો પણ અમે તેમનું બરોબર સ્વાગત કરીશું."

એટલું ભાષણ થયા પછી લક્ષ્મીધન ત્યાંથી ગયો અને લગભગ પાએક ઘંટિકામાં પાછો આવીને સેવકોને ઉદ્દેશીને બોલ્યો: "આ ધાડ-પાડુ કેટલા છે એ મારા જાણવામાં આવ્યું છે. તેમાંથી બે જણા જખમી થઈને પડ્યા છે. બાજાના સંબંધમાં વિશેષ ગભરાવાનું કારણ નથી. જે હકીકત મારા જાણવામાં આવી છે તે જોતાં આ લોકો સાથે એકાંતમાં ભાષણ કરીને અમુક વાતનો ખુલાસો કરવાની જરૂર છે. એટલા માટે હું આ કોટડીનું દ્વાર ખોલીને અંદર જાઉં છું. તમે બહાર સાવધ રહેજો. હું જો તમને અવાજ કરૂં, અથવા અંદર ગડ-બડ થાય છે એવું તમારા જાણવામાં આવે તો તમારે અંદર આવવું."

એટલું કહીને લક્ષ્મીધને એક સેવકના હાથમાંથી ઉઘાડી તલ-વાર લીધી અને કળને દબાવીને દ્વાર ખોલ્યું. દરવાજો ખૂલતાં જ લક્ષ્મીધન બોલ્યો: "હરામખોરો ! કાંઈ દગો કરશો તો જીવના જશો ! પણ જો શાંત રહેશો તો હું કદાચિત્ તમારા ઉપર દયા કરીશ. તમે જો તોફાન કરવાનો નિશ્ચય જ કર્યો હશે તો આ સ્થળે ઊભેલા મારા વીશ સેવકો એક ક્ષણાર્ધમાં જ તમારા ટુકડે ટુકડા કરી નાખશે !" એમ બોલતો તે કોટડીમાં દાખલ થયો; અને તેણે પોતે વિના વિલંબે ખોલી શકાય એવી રીતે દ્વાર બંધ કર્યું. અંદર જઈને જૂએ છે તો મિત્રગુપ્ત જમીન ઉપર પડ્યો હતો અને તેના ખભાપર મોટો જખમ થયો હતો. ચંદ્રગુપ્ત એ જખમ બાંધતો હતો. વલ્લભનો જમણો હાથ લબડી પડ્યો હતો અને ચંદ્રગુપ્ત અને દુલભને પણ ન્હાના ન્હાના જખમ થયા હતા. તરૂણ કામરાજના સપાટામાંથી ચાર માંહેનો એક પણ બચવા પામ્યો ન હતો. એ જોઇને વૃદ્ધ લક્ષ્મીધન મનમાં ને

મનમાં આશ્ચર્યપૂર્વક કામરાજની વીરતાની પ્રશંસા કરવા લાગ્યો. તે મિત્રગુપ્ત તરફ આંગળી કરીને બોલ્યોઃ "ચંદ્રગુપ્ત! આ જ તારો છોકરો હશે. એને વધારે મોટો જખમ થયો છે કે શું?"

"જખમ જો કે વિશેષ ભયંકર નથી." ચંદ્રગુપ્તે કહ્યું: "તોપણ એક-બે દિવસ વિશ્રાંતિ લેવાની જરૂર છે ખરી."

"ઠીક છે." લક્ષ્મીધન બોલ્યોઃ "એક-બે દિવસ તો શું પણ તેને ચાર–આઠ દિવસની વિશ્રાંતિ આપવાની પણ હું વ્યવસ્થા કરી આપીશ."

આ કથનનો તાંડેલે બીજો જ અર્થ કર્યો અને તે બોલ્યોઃ "મહારાજ! આપે હમણાં જ દયા કરવાનું વચન આપ્યું છે. તે વચનનો ભંગ કરવાની ઇચ્છા છે કે શું?"

"ચૂપ રહે!" લક્ષ્મીધને કર્કશ સ્વરે ઉચ્ચાર કર્યોઃ "હું કહું છું તે બરાબર સાંભળી લે. એમાં તારૂં કલ્યાણ જ છે. હું દયાના વચનનો કદી પણ ભંગ કરનાર નથી. તું તારા એક ખલાસીને લઈને અહીંથી ચાલતો થા. તારા છોકરા તથા જખમી ખલાસી ઉભયને અહીં જ રહેવા દે. તું અહીંથી બહાર પડયા બાદ આજની તમામ ઘટના ગુપ્ત રાખીશ તો હું પણ તારા છોકરાની સારી વ્યવસ્થા રાખીશ. પરંતુ તે બહાર નિકળ્યા પછી જો કશું પણ કપટ કરવાનો વિચાર કર્યો છે તો તેનું પરિણામ કેવું આવશે તે હું કહી શકતો નથી."

"શેઠજી! હું આપને ઘણાં વર્ષો થયાં પિછાનું છું. આપનો મને પૂર્ણ વિશ્વાસ છે."

લક્ષ્મીધને કહ્યું: "તું આટલો બધો નીચ હોઈશ એવી કલ્પના મને ન હતી."

તાંડેલ બોલ્યોઃ "આજપર્યન્ત અનેક વાર હું મારી નૌકામાં

તમારા માલને પરદેશથી લાવ્યો છું અને અહીંના માલ પરદેશ લઈ ગયો છું. એ ઉપરથી મારી ખાત્રી થઈ છે કે તમે એક વખત આપેલા વચનને ફેરવો તેવા ગૃહસ્થ નથી. પણ મારી એક વિનંતિ છે. જે દિવસે આ તરૂણને તમે રવાના કરી દ્યો તે જ દિવસે મારા છોકરાની મુક્તતા થવી જોઈએ. એ માટે તમારે મને વચન આપવું જોઈએ."

લક્ષ્મીધને કહ્યું: "ઠીક છે, હું વચન આપું છું. પણ આ વચન હું પેલા તરૂણના—તારા છોકરાના નહિ—કલ્યાણ માટે આપું છું; અને એ તરૂણના સંરક્ષણને માટે જ તારા છોકરાને હું અહીં રાખવા માગું છું. બીજી એક વાત કહું છું તે ધ્યાનમાં રાખ. હું નગરશેઠ છું એટલે મારૂં વજન સર્વત્ર કેટલું પડે છે એ તારા જાણવામાં હશે જ. એ માટે હું તને સાફ સાફ કહી દઉં છું કે તું ચાંચીયાગીરીની સાથે ધાડપાડુનો ધંધો કરવા લાગેલો હોવાથી હવે જો તારી નૌકા પુનઃ આ બંદરમાં આવશે તો તેનું પરિણામ ઘણું જ વિપરિત આવશે. જાઓ, અહીંથી ચાલતા થાઓ. તમને બે જણાને મારા સેવકો તરફથી કશી પણ હરકત પહોંચશે નહિ. તમે તમારાં હથિયારો છોડી દ્યો અને બહાર નિકળો. વસંત—મંદિરની હદની પેલી મેર જાઓ ત્યાં સુધી તમારે કશું પણ ભાષણ કરવું નહિ. જો કરશો તો તમને એકદમ ગોળી મારીને ઠાર કરવામાં આવશે!"

ત્યારપછી ચન્દ્રગુપ્તે પોતાના છોકરાની રજા લીધી અને તે દુલભની સાથે એ કોટડામાંથી બહાર પડયો. લક્ષ્મીધન તેની પાછળ બહાર આવ્યો. તેણે તુરત જ દ્વાર બંધ કરી દીધું. એટલે બહાર ઊભેલા નોકરો તે કોટડીમાં બીજું કોઈ છે કે કેમ, તે જોઈ શકયા નહિ. પછી તે એક બે નોકરોને સાથે લઈને પેલા બે જણાને વસંત—મંદિરની હદની બહાર મૂકી આવ્યો. તેઓ દષ્ટિમર્યાદાથી દૂર ગયા કે

તે પુનઃ મંદિરમાં આવ્યો. તેણે પોતાના તમામ માણસોને એકત્ર ક-
રીને જણાવ્યું કે "જો આજ રાત્રીએ બનેલી આ ઘટનાનો પરિ-
સ્ફોટ થશે તો એક મોટા પુરુષની આબરૂને વિના કારણ કલંક લાગશે.
માટે આ વાત ગુપ્ત રાખવાનું ખાસ આવશ્યક છે." માત્ર એટલું જ
કહીને તે સ્વસ્થ બેઠો નહિ. તેણે પોતાના નોકરોના મુખપર તાળું
મારવાને તેમને સારી બક્ષિસ પણ આપી.

*　　*　　*　　*　　*　　*

આ બાજુએ માલતી અને ઇન્દિરા બીજા એક ખંડમાં જઇને
બેઠી હતી. પ્રિય વાચક! તેં તેમને બાલ્યાવસ્થામાં જોઇ હતી. તેમાં
અને તેમના અત્યારના સ્વરૂપમાં મોટો ફરક પડી ગયો હતો. ઇન્દિ-
રાને અત્યારે મુગ્ધ તારૂણ્યાવસ્થા પ્રાપ્ત થવાથી તે વિશેષ સુંદર
દેખાતી હતી. માલતી તેના કરતાં સાત વર્ષે મોટી હતી અને શરીરે
હૃષ્ટપુષ્ટ હોવાથી તેનું યૌવન પૂર્ણ બહારથી ખીલી રહ્યું હતું. રેણુકા
પણ તેમની પાસે આવી હતી.

કેટલોક સમય પર્યંતઇન્દિરા વિચારમુગ્ધ બનીને બેસી રહી.
માલતી પણ ઇન્દિરા જે પ્રશ્ન કરે તેનો શો ઉત્તર આપવો એ બા-
બતનો વિચાર કરી રહી હતી. રેણુકાબાઇની સ્થિતિ પણ માલતીના
જેવી જ હતી. એ ત્રણ જણીઓ વાતચીતનો કેવી રીતે પ્રારંભ કરવો
તેના વિચારમાં પડી ગઈ હતી. છેવટે વિચારમગ્ન બનેલી ઇન્દિરાએ
મસ્તક ઉંચું કરીને રેણુકાને પૂછ્યું: "ફઇબા ! એ તરૂણનો જખમ
વિશેષ ભયંકર તો નથી ને?"

"ના, એટલો બધો ભયંકર નથી." ફઇબાએ જવાબ આપ્યો:
"દવાદારૂની કાળજી રાખવામાં આવશે તો જખમ તુરત જ
રૂઝાઇ જશે."

પુનઃ તેઓ મૌન બની ગઈ. ઇન્દિરા વિચાર કરવા લાગી. છે-વટે તેણે રેણુકાની સામે જોઇને પૂછ્યું: "ત્રણ વર્ષ પહેલાં જે પ્રકાર બન્યો હતો તેના સંબંધમાં તમે મારી વિપરિત ભાવના શા માટે કરી દીધી હતી ? તમામ ઘટના પ્રત્યક્ષ બનેલી હોવા છતાં તે સ્વપ્ન છે એવું તમે મને શા માટે જણાવ્યું હતું ? મારી નજરે જોયેલી હકીકત, કેવળ ભ્રમ છે એવો મારા મનમાં ભાસ ઉત્પન્ન કરવાનો પ્રયત્ન તમે શા માટે કર્યો હતો ?"

રેણુકાએ જવાબ આપ્યો: "એ સમયે તારા મનની સ્થિતિ અત્યંત નાજુક બની ગઈ હતી. એથી તને વારંવાર ભ્રમ થતો હતો. એ કારણથી જે બાબત તારા મનને ખેદ ઉપજાવે તે બાબતનું ચિંત્વન તું ન કરે તે માટે તારી એવી કલ્પના કરી દેવાની અમને ફરજ પડી હતી !"

ઇન્દિરાવતી કિંચિત્ સ્મિત કરતી બોલી: "વાહ, ફરજ તો બહુ સારી ! મારા મનને ભ્રમ થવા ન પામે તે માટે તમે પ્રત્યક્ષ બનેલી ઘટનાને પણ તે મારો કેવળ ભ્રમ છે એમ ઠરાવવાનો પ્રયત્ન કર્યો હતો ! માલતી બ્હેન ! તું જ કહે, અત્યારે ફઈબાએ કરેલો ખુલાસો મારે ગળે ઉતરી શકે તેવો છે ? એમ કરવામાં તમારો હેતુ ખરાબ હતો એમ કહેવાની મારી મતલબ નથી. પણ બ્હેન ! મને કહે, તમે એ પ્રમાણે મને શા સારૂ છેતરી હતી વારૂ ?"

માલતીએ જવાબ આપ્યો: "તું મને ખરી હકીકત જણાવવાનું કહે છે તો હું તને જણાવું છું કે એ વખતે તારી સ્થિતિ અત્યંત ચમત્કારિક થયેલી છે એવી બાપુની કલ્પના હતી. તારા મનમાં કાંઈ ભળતા જ વિચારો—ભળતી જ આશા–ઘોળાયા કરતી હશે એમ તેમને લાગતું હતું. એટલે તેમની આજ્ઞાને અમારે તાબે થવું પડયું હતું !"

"આ કામરાજ કોણ છે ?" ઇન્દિરાવતીએ પૂછ્યું.

"તેના નામ સિવાય હું પણ વિશેષ કશું જાણતી નથી." માલતીએ કહ્યું: "તારા મનમાં એ વખતે પેલા કામસેનના સંબંધમાં વિચારો ઘોળાયા કરતા હોવાથી–"

"પણ એ વખતે તમે મને તદ્દન ખોટી પાડી હતી!" ઇન્દિરા બોલી: "મેં તમને ગુપ્ત કોટડીના સંબંધમાં પ્રશ્ન કર્યા તો પણ તમે મને ઉડાઉ જવાબ આપ્યો. વળી હું મૂર્છિત અવસ્થામાં હતી તે વખતે તમે જ પેલી વીંટી મારી કોથળીમાં મૂકી હતી!"

આનો માલતીએ કશોયે જવાબ આપ્યો નહિ. ઇન્દિરાના પ્રશ્નોના ઉત્તર માલતી આપતી હોવાથી, પોતાને આપવા પડયા નથી–એ વિચારથી રેણુકાને પણ સંતોષ થયો. એ વીંટી પાછી માગવી તે પોતાની કૌમાર્યાવસ્થાને ઉચિત નથી એવા વિચારથી ઇન્દિરાએ તે વીંટીની માગણી કરી ન હ . વળી તે માગી હોત તો પોતાને પાછી મળત જ એવી પણ તેની ખાત્રી ન હતી. એ સંબંધમાં બે શબ્દો કહેવા અને રીસાવું એવું એક બે વખત તેના મનમાં આવ્યું હતું. પરંતુ એ મર્યાદાશીલ બાલિકા એવું સાહસ કરી શકી નહિ. થોડી વારે પોતાને નિદ્રા આવે છે એમ જણાવીને ઇન્દિરા તેના શયનગૃહમાં ગઇ.

બીજે દિવસે પોતાના પિતાની મુલાકાત થતાં ઇન્દિરાના મનમાં એવી શંકા આવી કે આ વખતે પણ મને અગાઉની માફક મિથ્યા ભ્રમ જ થયો છે એવી મારી કલ્પના કરી દેવાનો તો મારા બાપુનો વિચાર નહિ હોય ને! એટલે તેણે પોતાની ફૂઇને ઉદ્દેશીને પરંતુ પોતાના પિતા સાંભળી શકે તેટલા ઉચ્ચ સ્વરે પૂછ્યું: "ફૂ-

ઇંગ્ના ! રાત્રીએ જખમી થયેલા ગૃહસ્થની પ્રકૃતિ અત્યારે કેવી છે ?"

આ પ્રશ્નનો લક્ષ્મીધરને મોન જ ઉત્તર આપ્યો: "કોની ? કામરાજનીને ? તેની પ્રકૃતિ સારી છે ખરી, પરંતુ તેને તદ્દન આરામ થતા ઘણા દિવસ લાગશે–ઓછા માં ઓછા આઠ દસ દિવસ તો થશે જ. તેણે મારા ઉપર ઉપકાર કરેલો હોવાથી તથા અત્યારે તેને જરૂર હોવાથી આપણે તેને વસંત-મંદિરમાં જ આશ્રય આપીને તેની સુશ્રુષા કરવી જોઈએ. પરંતુ તે સાથે એ પણ વિચારવાનું છે કે તેને અત્ર આશ્રય આપવામાં મોટું જોખમ સમાયેલું છે. માટે તેને લગતો તમામ વ્યવહાર આપણે અત્યંત ગુપ્તપણે કરવો જોઈએ."

થોડો સમય બધાં મૌન રહ્યાં. પછી માલતીએ ઇરાદાપૂર્વક બીજી વાત કાઢીને વિષયાન્તર કર્યું.

એ હકીકત બન્યાને ચાર દિવસ થઈ ગયા હતા. એ ચાર દિવસમાં ઇન્દિરાવતી સિવાય બીજા કોઈએ પણ કામરાજના નામનો ઉચ્ચાર કર્યો ન હતો. તે માત્ર રોજ એક વખત તેની પ્રકૃતિની પૃચ્છા કરતી હતી. તેના મનમાં અનેક વાતો સતત ઘોળાયા કરતી હતી. પરંતુ તે કુમારિકા હોવાથી એ વિષયમાં સ્પષ્ટપણે કશું પણ બોલી શકતી ન હતી. એવી સ્થિતિમાં ચાર દિવસ પસાર થયા હતા. ચોથે દિવસે સૂર્યાસ્ત થયા પછી સ્હેજ અંધારૂં થવા લાગ્યું હતું તે વેળાએ માનસિક અસ્વસ્થતાને લીધે ઇન્દિરાવતી બાગમાં ફરતી હતી. વાયુ મંદ મંદ વાતો હતો. સમય વસંતઋતુનો હોવાથી ફુલઝાડ ઉપર પુષ્પો ખીલી રહ્યાં હતાં, અને તેના સુવાસિક પરિમલથી વાયુ પણ સુગંધિત બન્યો હતો. પોતાની પસંદગીને પાત્ર થયેલી

લતાની શોભા જોતી જોતી ઇન્દિરાવતી બાગમાં આમ તેમ ધીમે ધીમે ફરતી હતી. થોડી વારે તે બાગના મધ્ય ભાગમાં આવેલી લતા પાસે આવી પહોંચી. આ જ સ્થળે આજથી અગીયાર વર્ષ પહેલાં તેનું અને કામસેનનું પ્રેમપૂર્ણ સંભાષણ થયું હતું. આ જ સ્થળે પો-તાની રસિક વાણીથી યુદ્ધની હકીકત કહીને એ વીર બાલકે આ બાલિકાના મનને આકર્ષી લીધું હતું. તે જ સ્થળે તેમણે બેસીને રાણી ઈન્દિરાવતી તથા લક્ષ્મીધનની વચ્ચે પોતાના લગ્નના સંબંધમાં થયેલો સંવાદ સાંભળ્યો હતો, અને તે જ સ્થળે તેમણે પોતપોતાની વીંટીઓની અદલાબદલી કરી હતી. એ તમામ હકીકતનું સ્મરણ થતાં તથા તે પછી બનેલા પ્રસંગોનું સ્મરણ થતાં તેનું મન વિદીર્ણ થયું. તેનાં નેત્રામાંથી અશ્રુ ખરવા લાગ્યાં અને " કામસેન ! " એવો ઉદ્‌ગાર તેના મુખમાંથી સરી પડયો.

" છિઃ ! છિઃ ! કામસેન નહિ ! કામરાજ. " એવા શબ્દો તેના કાન ઉપર પડયા. તેણે પાછળ ફરીને દષ્ટિ કરી તો લશ્કરી દેખાવનો અને મજબૂત બાંધાનો યુવક કામરાજ તેની નજરે પડ્યો !



# પ્રકરણ ૧૩ મું.

## વિવાહનો નિશ્ચય.

વસંત-મંદિરની ગુપ્ત કોટડીમાં ભાષણ-પ્રસંગ બન્યા પછી આજે તેમની ભેટ થઈ તે દરમિયાન ત્રણ વર્ષ વિતી ગયાં હતાં. આ ત્રણ વર્ષમાં એ બન્નેનાં શરીરમાં પુષ્કળ ફરક પડ્યો હતો. બન્નેના સૌંદર્યમાં વૃદ્ધિ થઈ હતી, અને બન્નેએ તારૂણ્યના પ્રદેશમાં પ્રવેશ કર્યો હતો. આમ અકલ્પિત રીતે થયેલી મુલાકાતથી એ બન્નેના મુખમાંથી કેટલોક સમય સુધી તો કશો પણ શબ્દ નિકળ્યો નહિ. છેવટે ઇન્દિરાવતીએ જ પ્રશ્ન કર્યો: "મહારાજ! આપની અને મારી આ સ્થળે અગાઉ કદી પણ મુલાકાત થઈ હોય એવું આપના સ્મરણમાં છે?"

આ પ્રશ્ન સાંભળીને થોડી વાર કામરાજ કિંચિત્ વિચારમાં પડી ગયો. તેણે એક વાર તે કુમારિકાના ઉજ્જવલ મુખ સામે જોયું અને કહ્યું: "તું મને કામસેન સમજીને આ પ્રશ્ન કરતી હોય એમ લાગે છે! મને બરોબર યાદ છે કે ત્રણ વર્ષ પૂર્વે પણ તેં મને આવા જ પ્રકારનો પ્રશ્ન કર્યો હતો."

ઇન્દિરાવતી સ્હેજ અચકાતી બોલી: "હવે હું જાઉં છું."

એ તરૂણ બોલ્યો: "રહે, રહે, એમ ઉતાવળ ન કર. હું તને કાંઈ અહીં અટકાવી રાખીશ નહિ. પણ છેલ્લાં ત્રણ વર્ષમાં મેં કેટલું કષ્ટ વેઠ્યું છે તે હું તને જણાવવા ઇચ્છું છું. હું સ્વદેશનો પરિત્યાગ કરીને પરદેશમાં ગયો. ત્યાં ગયા પછી વાસ્તવિક રીતે જેનાથી મને

કિંવા મારા રાજકર્ત્તાને કશો પણ લાભ ન હતો, તેને ખાતર મેં અનેક લડાઇઓમાં ભાગ લીધો; અનેક સમય મારો પ્રાણ સંકટમાં નાંખીને કીર્ત્તિ સંપાદન કરી. પણ એ બધું કરતી વેળાએ મારી દૃષ્ટિ સમક્ષ શું હતું ? ઇન્દિરાવતી ! હું ઇશ્વરને સાક્ષીભૂત રાખીને કહું છું કે એ ત્રણ વર્ષમાં હું એક સરખો તારૂં ધ્યાન ધર્યા કરતો હતો. એ સમય દરમિયાન મારા મનને મોહ પમાડનારી અને તેને કુમાર્ગમાં પ્રવૃત્ત કરનારી અનેક ઘટનાઓ બની હતી. પણ એ તરફ મારા મનની પ્રવૃત્તિ શા માટે ન થઇ ? કેવળ તારા સતત સ્મરણને લીધે જ મારા મનનું અન્ય મોહક વસ્તુ તરફ આકર્ષણ થઇ શક્યું નહિ ! જો હું સન્માર્ગે ચાલીશ અને કીર્ત્તિ સંપાદન કરીશ તો હું તારા પિતા પાસે તારા હાથની માગણી કરી શકીશ, એવો એક જ વિચાર મારા મનમાં એક સરખી રીતે ઘોળાયા કરતો હતો."

આવી રીતે અજાણ્યા તરૂણનો પ્રેમાલાપ સાંભળવા તે પોતાના જેવી કુમારિકાને યોગ્ય નથી, એવું ઇન્દિરાવતીના મનમાં આવવાથી તેણે ત્યાંથી ચાલ્યા જવાનો વિચાર કર્યો. પરંતુ તેનો પગ ત્યાંથી ઉપડતો ન હતો !

પુનઃ કામરાજ બોલ્યો: "હું ત્રણ વર્ષમાં જ પાછો અહીં આવ્યો છું. હજી આ દેશમાં હું ઓળખાઇ જઉં એવો સંભવ છે; હું પ્રસિદ્ધપણે રહું તો મારા ઉપર પ્રાણસંકટ આવવાનો સંભવ છે: એમ છતાં પણ હું પુનઃ સ્વદેશમાં આવ્યો છું, તે મારા સંબંધમાં ખટપટ કરી, રાણીનું મન સુપ્રસન્ન કરી, મારૂં નિરપરાધીત્વ સિદ્ધ કરવાના ઉદ્દેશથી જ આવ્યો છું એમ નથી. પરંતુ એક વાર તારૂં દર્શન કરવું અને તારી સાથે ભાષણ કરવું-એ ઉદ્દેશથી હું દેશાન્ત

દંડની ભીતિ બાજુએ રાખીને અહીં આવ્યો છું. હા, એટલું માત્ર ખરૂં કે અમુક અકલ્પિત પ્રસંગ ઉપસ્થિત થવાથી મને વસંત-મંદિરમાં આવવાની ફરજ પડવાથી હું અહીં આવ્યો છું. નહિ તો ખાસ કરીને અહીં આવીને શેઠ સાહેબને ત્રાસ આપવાનો મારો વિચાર ન હતો. હું બીજી રીતે તારૂં દર્શન કરવાનો પ્રયત્ન કરનાર હતો. વારૂ, ત્યારે હવે કહે, આટઆટલાં કષ્ટો વેઠી, આટલાં વર્ષ તારૂં સતત ચિંતવન કરી, અને મારા પ્રાણને સંકટમાં નાખીને હું તારા દર્શને આવ્યો છું. છતાં તું મારી સાથે ચાર શબ્દ સુદ્ધાં નહિ બોલતાં અહીંથી ચાલી જાય છે એ તને વાજબી લાગે છે ?"

ઇન્દિરાવતી બોલી: "તમે જ્યારે આપણી પ્રથમની મુલાકાતનો ઇન્કાર કરો છો, ત્યારે ત્રણ વર્ષ પૂર્વે અકલ્પિત રીતે માત્ર થોડા સમયના પરિચયપરથી હું તમારી સાથે આવી રીતે એકાન્તમાં ભાષણ કરતી બેસી રહું તે મને યોગ્ય લાગતું નથી. તમે જો કામસેન હોત અને ન્હાનપણમાં આ જ સ્થળે બનેલી તમામ હકીકતની તમને માહિતી હોત, મારી વીંટી જો તમારી પાસે હોત તો હું તમારી સાથે આનંદપૂર્વક સંભાષણ કરત."

કામરાજ ઇન્દિરાવતીનું આ ભાષણ એકાગ્ર ચિત્તે શ્રવણ કરતો હતો. તે દરમિયાન તેની મુદ્રામાં અવારનવાર ફેરફાર થતો હતો. તેનાં નેત્રો આનંદથી ચમકતાં હતાં. તેના અંતઃકરણમાં સંતોષવૃત્તિ ઉત્પન્ન થઈ હતી. ઇન્દિરાવતીનું ભાષણ પૂરૂં થયા પછી તે બોલ્યો: "ઈન્દિરાવતી ! તું પાછળના જે બાબતના સંબંધમાં બોલે છે એ વિષયમાં હું તને કશું પણ કહી શકું તેમ નથી. પરંતુ જો તારો એ કામસેન તારી પાસે પુનઃ આવે જ નહિ તો પછી તું આ કામરાજને તારા હૃદયમાં સ્થાન આપીશ ? મારી અત્યારે શી સ્થિતિ છે એ હું

તને સ્પષ્ટપણે જણાવી દઉં છું. હું અત્યારે શ્રીનગરના સૈન્યમાં એક મોટો અધિકારી છું. મેં મારી આ પ્રિય સમશેરની સહાયથી જો કે સંપત્તિ નહિ, તો પણ કીર્ત્તિ તો પુષ્કળ સંપાદન કરી છે. પરંતુ આ રાજ્યમાંથી હું પલાયન થઇ ગયો હતો. આજે હું પાછો આવ્યો છું છતાં મારો જીવ જોખમમાં છે. એક તરફ કીર્ત્તિ, બીજી તરફ અપકીર્તિ!" એટલું કહીને કામરાજે થોડો સમય વિશ્રાંતિ લીધી. પછી તે કહેવા લાગ્યો: "ઇન્દિરા! તારા ભાષણ ઉપરથી મારી એટલી તો ખાત્રી થઈ ચૂકી છે કે જો અત્યારે કામસેન અહીં હોત અને તેણે બાલ્યાવસ્થાની તમામ હકીકત તને જણાવી હોત તો તું મોટા આનંદપૂર્વક તારૂં અંતર તેની પાસે ખૂલ્લું કરત!"

"હા, એ વાત ખરી છે." ઈન્દિરાવતીએ કહ્યું: "કામસેન ગમે તેવી સ્થિતિમાં હોત તોપણ મને પ્રિય જ લાગત. તેને રાજ્યદ્રોહી લેખીને સરકાર તરફથી શાસન કરવામાં આવ્યું હોત તોપણ તે મને અપ્રિય થયો ન હોત. કારણ કે મારા મનની એવી ખાત્રી છે કે તેના હસ્તે ખરાબ કૃત્ય કદી પણ થનાર નથી. પણ કામરાજ! હું એ કામસેનના સંબંધમાં અત્યારે જે શબ્દો ઉચ્ચારૂં છું તે મારા કૌમાર્યને અનુચિત છે એવું આપ નથી ધારતા?"

કામરાજ બોલ્યો: "છિઃ! છિઃ! એવું મને કદી પણ લાગનાર નહિ. મેં તારા અંતઃકરણની પરીક્ષા કરી જોઇ છે. તેની નિર્મળતા અને સરલતાના વિષયમાં મારી ખાત્રી થઇ છે. ખરૂં કહું છું, તારા મનમાં જ્યારે કામસેન ઉપર આટલો બધો પ્રેમ છે, ત્યારે તે પ્રેમનું મારે અપહરણ કરવું એ કદી પણ ગાજ્ય નથી! ઈન્દિરાવતી! હું તને આનંદપૂર્વક કહું છું કે તું એ કામસેન ઉપરનો તારો પ્રેમ આવો ને આવો અહર્નિશ નભાવી રાખજે. મને લાગે છે

કે તારો પ્રેમ ભવિષ્યમાં ગમે ત્યારે પણ તેનું તારી પાસે આકર્ષણ કર્યા સિવાય રહેશે નહિ !"

એ ભાષણ સાંભળીને ઇન્દિરાવતીને કામરાજનો મત્સરરહિત સ્વભાવ જોઇને આશ્ચર્ય થયું. તે પોતાની સામે બેઠેલા તરૂણના સંબંધમાં કાંઇક વિચાર કરતી હતી. એ વખતે માળી સાથે વાત કરતા લક્ષ્મીધનનો અવાજ તેના કાનપર આવ્યો. તેણે ધીમેથી કામરાજને કહ્યું: " મારા બાપુ અત્ર આવે છે; માટે આપણે અહીં રહેવું તે યોગ્ય નથી. "

" વારૂ ત્યારે, હું પણ જાઉં છું. " કામરાજ બોલ્યો: " આજે તક મેળવીને હું તને મળવાને અહીં આવ્યો છું તે પ્રમાણે આવતી કાલે પણ પ્રસંગ સાધીને આ જ સમયે અને આ જ સ્થળે હું અહીં આવીશ. "

ઇન્દિરાવતીએ હા કે ના-કશો પણ જવાબ આપ્યો નહિ. તે બન્ને જણાં જુદાં જુદી દિશામાં ચાલ્યાં ગયાં.

પરંતુ ઠરાવ પ્રમાણે બીજે દિવસે તેમની મુલાકાત થઇ શકી નહિ. કારણ કે તેજ રાત્રીએ લક્ષ્મીધને વસંત-મંદિરમાંથી કામરાજને રવાના કરી દીધો. બીજે દિવસે નિત્યનિયમ પ્રમાણે ઇન્દિરાવતી પોતાના પિતા પાસે આવી ત્યારે લક્ષ્મીધને કામરાજ ગયાના સમાચાર તેને જણાવ્યા. એ સાંભળીને ઇન્દિરાવતીને એટલું માઠું લાગ્યું કે તેને પોતાનો ખેદ છૂપાવવામાં વિશેષ પરિશ્રમ પડયો.

તેજ દિવસે ચંદ્રગુપ્ત તાંડેલની સાથે કરેલા ઠરાવ મુજબ લક્ષ્મીધને તેના પુત્ર મિત્રગુપ્તને પણ વસંત-મંદિરમાંથી બહાર કાઢી મેલ્યો. મંદિરમાં કેટલા ચોર દાખલ થયા હતા. તેની બાતમી માત્ર એક બે

સેવક સિવાય બીજા કોઈને મળી ન હોવાથી મિત્રગુપ્તના સંબંધમાં વિશેષ ઉહાપોહ થયો નહિ.

આ બનાવ બન્યાને કેટલાક મહિના વિતી ગયા. લક્ષ્મીધનની દરબારમાં એક મોટા અધિકાર ઉપર નિમણુક થઈ હતી. તેણે પોતાના કાર્યથી રાણી, પ્રધાનમંડળ અને પ્રજાજનોનો પણ સંતોષ પ્રાપ્ત કરી લીધો. તેનો વ્યાપાર પણ અગાઉ કરતાં વધી ગયો હતો અને એથી તેની સંપત્તિ વૃદ્ધિંગત થઈ હતી. તેનો વ્યાપાર આખા પશ્ચિમકિનારા ઉપર પ્રસરેલો હતો. દરેક મોટા બંદરમાં તેની પેઢી હતી. એ દરેક પેઢીનો વ્યવહાર વ્યવસ્થિત રીતે ચાલતો હતો. સૂર્યપુરના રાજાએ લક્ષ્મીધન પાસેથી પુષ્કળ કરજ કાઢયું હતું, અને ત્યાંની લક્ષ્મીધનની પેઢી બીજી તમામ પેઢીઓ કરતાં વધારે ધીકતી હતી. સૂર્યપુરની મોટી મોટી પેઢીઓની સાથે તેને લેવડદેવડનો સંબંધ હતો. એથી ત્યાંના ઘણા વ્યાપારીઓ જ્યારે વિલાસપુર જતા ત્યારે લક્ષ્મીધનના આદરસત્કારનો સ્વીકાર કર્યા સિવાય ત્યાંથી પાછા જઈ શકતા નહિ. વર્ષાઋતુ પૂર્ણ થઈ અને નૌકા પુનઃ દરિયાપર સફર કરવા લાગી. દીવાળી નજીક આવી હતી. આજની માફક તે સમયે પણ દીવાળીએ વ્યાપારીઓનો હીસાબ પુરો કરવાનો રીવાજ હતો. એથી હીસાબની ચોખવટ કરવાને તથા દર વખતના રવૈયા મુજબ લક્ષ્મીધનની મહેમાનગતી ચાખવાને બહાર ગામની અનેક પેઢીઓના માલિક અને પ્રતિનિધિ વસંત–મંદિરમાં આવીને રહ્યા હતા. તેમાં એક લગભગ પચીશ–છવીશ વર્ષનો તરૂણ હતો. તેણે પોતાની દાઢી વધારેલી હોવાથી તેનું વય કેટલું હશે તે ચોક્કસપણે કહી શકાતું નહતું. પરંતુ તે ત્રીશ વર્ષથી અધિક ઉમરનો ન હતો એટલું સ્પષ્ટ થતું હતું. તેનો ચ્હેરો સુરેખ અને નમણો હતો. નેત્રો પાણીદાર અને કાળાં ભોર હતા.

તેનો વિસ્તીર્ણ ભાલપ્રદેશ તેની બુદ્ધિમત્તાનું પ્રદર્શન કરતો હતો. તેનો બાંધો કદાવર અને સ્હેજ ઉંચો હતો. એકંદરે તરૂણ પુરુષમાં જે જે ગુણની આવશ્યકતા છે તે સર્વ ગુણ તેનામાં છે એવું દેખાતું હતું. આ તરૂણ સૂર્યપૂરની એક મોટી પેઢીનો માલિક હતો. તેનું નામ દીવાકર હતું.

દીવાળીના તહેવારો આનંદગમતમાં પસાર થઇ ગયા. ત્યાર પછી એક દિવસ લક્ષ્મીધન અને રેણુકા વચ્ચે નીચે મુજબ સંભાષણ થયું:—

લક્ષ્મીધન બોલ્યો: " સૂર્યપૂરની એક મોટી પેઢીના માલિક તરૂણ દીવાકરને ત્હેં જોયો હશે. એ આપણી ઇન્દિરાને માટે લાયક મુરતીયો દેખાય છે. જે પેઢીનો તે માલિક છે એ પેઢી ધનાઢ્ય છે. તેનો વ્યાપાર દૂર દૂરના દેશો સુધી લંબાયેલો છે. "

" કોણ ? પેલો દીવાકર-દાઢીવાળો કે કોઇ બીજો ? " રેણુકા બોલી: " એ ગૃહસ્થ કાંઈ મારા મનમાં ઉતરતો નથી. મારી ઇન્દિરાવતીને એવા દાઢીવાળા સાથે નથી પરણાવવી ! વખત આવશે એટલે તેને માટે મુરતીઓ પણ આપોઆપ આવી મળશે ! "

" એટલે ! " લક્ષ્મીધન બોલ્યો: " તું પણ સાણીએ કરેલા ભવિષ્યકથન ઉપર અવલંબી રહીશ કે શું ? આપણી ઇન્દિરા શાણી છે. તેના મનમાં તો પેલા કામસેનનો ભ્રમ ક્યારનોયે દૂર થઈ ગયો છે. એટલે આપણે પસંદ કરીશું તેની સાથે તે ખુશીથી સંસાર કરશે ! "

રેણુકા બોલી: " મારી હયાતીમાં જ તેનું લગ્ન થાય અને તેનો સુખી ગૃહસંસાર જોઉં, એવી મારી પણ ઇચ્છા છે. પણ ખરું કહું તો આપણી ઇન્દિરા આપણે આપેલા પતિ સાથે રહેશે ખરી, પરંતુ

તેના મનનું સમાધાન—

"આ દીવાકરનું સ્થળ મને સારૂં દેખાય છે." લક્ષ્મીધને કહ્યું: "તે હુશિયાર છે, તરૂણ છે, શ્રીમંત છે, કુલીન છે, વળી તેની પેઢીની એક શાખા અહીં વિલાસપુરમાં થોડા સમયમાં જ ખૂલનાર છે. તે ખૂલશે એટલે આપણી ઇન્દિરાને ક્યાંય દૂર જવું પડશે નહિ; અને જમાઇને પણ સ્વસુરગૃહે રહેવાની જરૂર પડશે નહિ. તદુપરાંત આ પેઢીવાળા સાથે શરીરસંબંધ કરવાથી આપણા વ્યાપારને પણ સારો લાભ થવાનો સંભવ છે."

રેણુકા બોલી:–"તને જે યોગ્ય લાગે તે કર. માત્ર તમામ બાબતનો પુખ્ત વિચાર કરીને જે કરવું હોય તે કરજે એટલે થયું. હું કાંઇ તારી ઈચ્છાની આડે આવનાર નથી."

લક્ષ્મીધન કહેવા લાગ્યો: "ઘણા માણસો પોતાની દીકરીને એકાદા મોટા સરદારના દીકરાની પત્ની બનેલી જોવાની ઇચ્છા રાખે છે; અને મને પણ તેવી જ ઇચ્છા થાય એ સ્વાભાવિક છે. પરંતુ આપણા પિતામહે શાંતિના સમયમાં ક્ષત્રિયવૃત્તિને છોડી દઇને વૈશ્યવૃત્તિ સ્વીકારી, એથી કેટલાક આપણાપર તિરસ્કારની દષ્ટિથી જૂએ છે! એ તિરસ્કારનું કારણ જુદું જ છે. આપણે માતબર છીએ એ કારણથી તેમને આપણી ઇર્ષ્યા થાય છે અને તેથી તેઓ આપણો તિરસ્કાર કરે છે. હું વ્યાપારધંધામાં પડયો છું તોપણ મેં મારો ક્ષત્રિયનો કુલધર્મ કદી પણ છોડયો નથી અથવા હીન જાતિની સાથે શરીરસંબંધ કરીને વર્ણસંકરતા પણ કરી નથી. પોતાને અસલ ક્ષત્રિય કહેવડાવનારનું રક્ત આપણા કરતાં વિશેષ પવિત્ર છે એમ મને બિલકુલ લાગતું નથી. મને પણ મારા ક્ષાત્રત્વનું કાંઈ ઓછું અભિમાન નથી. પરંતુ કેવળ મોટું કુળ જોઇને મારી છોકરી એકાદા

ઉડાઉ અથવા દુરાચારી તરૂણને આપવા કરતાં આપણા જેવા એકાદા સુખવસ્તુ ક્ષત્રિયના છોકરાને આપવામાં હું વિશેષ મહત્વ માનું છું. મારી સંપત્તિ એકાદા ઉડાઉ અને મદ્યપી તરૂણના હાથમાં જઇને તે ફનાફાતીયા થઈ જાય એ કરતાં તેનો ઉપયોગ એકાદા ગરીબ પરંતુ ખાનદાન કુટુંબનો ઉદય કરવામાં થાય એ મને વિશેષ પ્રશસ્ત લાગે છે. એ બધી બાબતનો વિચાર કરીને આ તરૂણ દીવાકરને મારી દીકરી આપવાનું મને ઇષ્ટ લાગે છે. તેના કુળના સંબંધમાં મેં પૂરી તપાસ કરેલી છે."

રેણુકાએ કશો પણ જવાબ આપ્યો નહિ અને તે દિવસે એ ભાષણ એટલેથી જ અટકી ગયું. ત્યાર પછી આઠમે દિવસે લક્ષ્મીધને તેની બ્હેનને કહ્યું: "મેં મારા મનમાં પુષ્કળ વિચાર કરીને દીવાકર સાથે ઇન્દિરાનું લગ્ન કરવાનો નિશ્ચય કર્યો છે. દીવાકરની પેઢીની હવે થોડા દિવસોમાં જ અહીં સ્થાપના થનાર છે."

"પણ આ બાબતમાં દીવાકરનું શું કહેવું છે?" રેણુકાએ પૂછ્યું.

"મેં એક વખત આ વાત તેની પાસે કાઢી હતી." લક્ષ્મીધન બોલ્યો: "તે વખતે તેણે કશો પણ વિરોધ દર્શાવ્યો ન હતો. એ ઉપરથી આ વાત તેને પણ પસંદ છે એમ કહેવામાં કશીયે હરકત નથી."

બીજા આઠ દિવસ ગયા અને દીવાકરે ઇન્દિરાના હસ્તની માગણી કરી છે, એવું લક્ષ્મીધને પોતાની બ્હેનને કહ્યું:.

"તેં શો જવાબ આપ્યો?" રેણુકાએ પૂછ્યું.

"એ સવાલ મને કરવાની જરૂર જ નથી." લક્ષ્મીધન બોલ્યો: "મેં તો તેને હા જ કહી છે. વળી હું જે રકમ આપણા

રીવાજ મુજબ વરને ચાંલ્લા તરીકે આપીશું તો દીવાકર પોતે નહિ રાખતાં તેને સ્ત્રીધન તરીકે ગણશે અને તે ઉપરાંત પોતાના તરફથી ઇન્દિરાના પલ્લા તરીકે પચાસ હજાર સોનામહોરો આપશે. આ ઉપરથી તું જોઇ શકીશ કે આ સંબંધથી ઇન્દિરાને મોટી સંપત્તિ મળી શકે તેમ છે."

"ત્યારે હવે ઇન્દિરાવતીના વિવાહનો નિશ્ચય થયો, એમ જ સમજવું ને?"

"હવે માત્ર લગ્ન થવાનું બાકી છે." લક્ષ્મીધન બોલ્યો: "દીવાકરના મામા બે-ત્રણ દિવસમાં અહીં આવી જાય એટલે ગોર મહારાજને બોલાવી લગ્નનું મુહૂર્ત જોવરાવીએ અને ચાર ચોખા છાંટી દઇએ એટલે આપણને શાંતિ!"

ધીમે ધીમે આ હકીકત વસંત-મંદિરમાં રહેતાં તમામ માણસોના જાણવામાં આવી. તે ઇન્દિરાવતીના કાન ઉપર પણ આવી. તેના મનમાં શો વિચાર હતો એ વાચકોથી અજ્ઞાત નથી. અર્થાત્ આ હકીકતથી ઇન્દિરાને કેટલો આનંદ થયો હશે તેનો વિચાર કરવાનું કામ અમે વાચકોને જ સોંપીએ છીએ. માલતીએ પોતાની મોહક વાગ્જાલ પ્રસારીને તથા તેના ભાવિ સૌખ્યનું વર્ણન કરીને તેના મનને આનંદિત કરવાનો પ્રયત્ન ચાલુ રાખ્યો હતો. ઇન્દિરા આજ્ઞાધારક કુમારિકા હોવાને લીધે તેને એમ લાગતું હતું કે પોતાના પિતાની ઇચ્છાનું રહેજ પણ ઉલ્લંઘન કરવું નહિ. તેણે એવો વિચાર કર્યો કે "કામસેનનું શું થયું એ બરોબર જાણવામાં આવ્યું નથી. કામરાજ પણ પોતે કામસેન છે એમ કબૂલ કરતો નથી. તો પછી મારે કેવળ આશામાં ને આશામાં શા માટે ઝુરાવું? મારા નસીબ ઉપર વિશ્વાસ રાખી, બાપુની ઇચ્છા પ્રમાણે વર્ત્તવું એજ મારૂં કર્ત્તવ્ય!"

એમ છતાં પણ આ લગ્નની વાત નિકળતાં તેનું મન ક્ષુબ્ધ બની જતું હતું. આ લગ્નના સંબંધમાં પોતાનું મન પોતાને કાંઇક જુદું જ કહે છે એમ તેને લાગતું. પરંતુ તે શું કહે છે એ બાબત તે સ્પષ્ટપણે સમજી શકતી ન હતી. એથી તે ખિન્ન અને ઉદાસિન રહ્યા કરતી હતી.

---

## પ્રકરણ ૧૪ મું.

---

### લગ્નમાં વિઘ્ન.

માલતી અને ઇન્દિરાવતી વચ્ચે કશો સગપણનો સંબંધ ન હતો, તથાપિ માલતીનો ઇન્દિરા ઉપર અત્યંત પ્રેમ હતો. લક્ષ્મીધન જે કાંઈ કરશે તે તેની પુત્રીના કલ્યાણનું જ હશે એવી માલતીની ખાત્રી હતી. તેને જગતનો વિશેષ અનુભવ પણ ન હતો, એટલે તેણે લક્ષ્મીધનને પસંદ પડતી અનેક વાતો કરીને ઇન્દિરાવતીના મનને દીવાકરના સાથે થનારા લગ્નને અનુકુળ બનાવી દીધું હતું.

માલતીને પોતાના જન્મના સંબંધમાં શું ગુપ્ત રહસ્ય છે એ માલૂમ ન હતું. માત્ર પોતાના જન્મને લગતો પ્રકાર અત્યંત ગૂઢ છે એટલું જ તે જાણતી હતી. મોટી બ્હેનને એ ગુપ્ત રહસ્યની માહિતી હતી. પરંતુ આટલાં વર્ષોમાં તેણે એ રહસ્યનો માલતીની પાસે પણ

પરિસ્ફોટ કર્યો ન હતો. માલતીએ એક–બે વખત પ્રશ્ન કરીને મોટી બ્હેન પાસેથી ખરી હકીકત જાણી લેવાનો પ્રયત્ન કર્યો હતો. પણ રેણુકાએ તેના એ પ્રયત્નને સફળ થવા દીધો ન હતો. એથી માલતીએ પણ પુનઃ તેને એ બાબતમાં કશું પણ પૂછવું નહિ એવો નિશ્ચય કર્યો હતો. માત્ર એક–બે વખત મોટી બ્હેને તેને એટલી સૂચના કરી હતી કે "તારા ઓરમાન ભાઇઓ અજ્ઞાત વાસમાં છે માટે તું કોઇના પણ મોહમાં પડીશ નહિ. કદાચ કોઈ તને ભુરકી નાખે, અને તે જ તારો ભાઈ નિકળે તો! એટલા માટે તારો ખરો પિતા કોણ છે એ તારા જાણવામાં આવે ત્યાં સુધી તું કોઈની સાથે લગ્ન કરવાની ઇચ્છા કરીશ નહિ. તારી ઇચ્છા હોય ત્યાં સુધી તું અમારી પાસે રહે; પરંતુ અમે પોતે તારા લગ્નની વાત કદી પણ કાઢનાર નથી. જો તને અમારે ત્યાં રહેવાનું પસંદ ન પડે તો તું તારી મરજીમાં આવે ત્યાં રહેજે, પરંતુ લગ્નની વાત માત્ર કાઢીશ નહિ!" મોટી બ્હેનની આ સૂચના સાંભળ્યા પછીથી માલતીના મનમાં પોતાના જન્મના સંબંધમાં અનેક શંકાઓ ઉદ્‌ભવતી હતી. છોકરીને તારૂણ્ય પ્રાપ્ત થતાં તેને પોતાના લગ્નની ઇચ્છા થાય એ સ્વાભાવિક છે. તે ઈચ્છા પૂર્ણ નહિ થવાથી માલતી સદૈવ ઉદાસિન રહ્યા કરતી હતી. તેના કુળ અને માતાપિતાની કોઇને માહિતી નહિ હોવાથી, કોઈ તેની માગણી કરવાને પણ આવતું ન હતું. માત્ર એટલું સારૂં હતું કે "હજી સુધી તારૂં લગ્ન કેમ કરતા નથી?" એવી ટાંચણી કરનાર કોઈ સખી કિંવા આડોશીપાડોશી ન હતું.

બે ત્રણ દિવસો પસાર થયા. માગશર મહિનો નજીક આવ્યો. દીવાકરનો મામો પણ સૂર્યપુરથી આવી પહોંચ્યો. તેણે આવીને કન્યા જોઈ અને પસંદ કરી. તથાપિ વરપક્ષની મહત્તા દર્શાવવાને

ખાતર તેણે ઇન્દિરાવતીમાં જે દોષો ન હતા તેવા એક—બે કાલ્પનિક દોષો શોધી કાઢયા ! લક્ષ્મીધન કન્યાનો પિતા હતો અને દીવાકરની સાથે પોતાની પુત્રીનું લગ્ન કરવાને તે કેટલાંક કારણોથી ઉત્કંઠિત બન્યો હતો. એટલે તેણે વિશેષ ચર્ચા નહિ કરતાં નમ્રતાપૂર્વક દીવાકરના મામાને પોતાની પુત્રીનો સ્વીકાર કરવાની વિનતિ કરી. આ લગ્ન દીવાકર અને તેના મામાને પણ ઇષ્ટ હોવાથી તેમણે કન્યા પસંદ કરી અને ચાંલ્લાની રકમના સંબંધમાં ચર્ચા શરૂ કરી.

લક્ષ્મીધન અત્યંત શ્રીમંત હતો. તેને આ એક કન્યા સિવાય બીજું કશું પણ સંતાન નહતું. એટલે તેની સર્વ સંપત્તિ જ્યારે ત્યારે તેની દીકરીને જ મળનાર હતી. એટલે એ સંબંધમાં કશું પણ કહેવા જેવું ન હતું. હવે માત્ર દીવાકર ઓધન તરીકે કેટલી રકમ આપશે તથા લગ્નમાં લાવવાને માટે શા શા અલંકાર કરાવશે એ વિષયમાં લક્ષ્મીધન અને દીવાકરના મામાની વચ્ચે વાતચીત શરૂ થઇ. એ વાતચીતપરથી લક્ષ્મીધન જોઇ શક્યો કે દીવાકરનો મામો હૂશયાર અને વ્યવહારકુશળ છે.

હવે કન્યાની જન્મપત્રિકાના સંબંધમાં વાત નિકળી. અત્યારે તો જ્યાં ઘોડીયામાંથી લગ્ન થનાં હોય ત્યાં જન્મપત્રિકાને નેવે જ મેલવામાં આવે છે અને કદાચ કોઇ શ્રદ્ધાવાન્ મનુષ્ય વરકન્યાનો મેળ જામશે કે નહિ તેવા હેતુથી જો જન્મપત્રિકા જોશી મહારાજને બતાવવાનો અને એકબીજાના ગ્રહ નક્કી કરવાનો આગ્રહ કરે છે તો જે પક્ષનો વિવાહ કરવાનો આગ્રહ હોય તે પક્ષ અગાઉથી જોશીબાવાને સંતુષ્ટ કરી આવે છે. એટલે જોશી મહારાજ આંગળીના વેઢા ગણી, થોડો સમય ઉંચે છત સામે જોઇ, ઊંડો વિચાર કરી, છેવટે

બન્નેના ગ્રહ એક બીજાને અનુકુળ છે અને વરકન્યાનું જોડું અવિચળ તથા સુખી રહેશે એવો અભિપ્રાય આપી દે છે. પછી ભલેને કન્યા ચોરીમાં જ રાંડે, અથવા તો પરણીને સાસરે આવ્યા પછી પાંચમે મહિને પલાયન થઈ જાય ! પરંતુ અગાઉ એવું ન હતું. તે વખતના લોકો વિશેષ ભાવિક હોવાથી જ્યોતિષ ઉપર તેમની પૂર્ણ શ્રદ્ધા હતી; અને ષડાષ્ટક, કિંવા પાપગ્રહ બળવાન્ હોય તો એ લગ્ન થતું જ નહિ. લક્ષ્મીધને દીવાકર પાસે લગ્નની વાત કાઢી ત્યારે જ દીવાકરે જન્મપત્રિકાની માગણી કરી હતી અને તે તેણે લક્ષ્મીધન પાસેથી લઇને પોતાના મામા તરફ મોકલી આપી હતી. દીવાકરની પાસે તેની જન્મપત્રિકા ન હતી, પરંતુ તેનો મામો સૂર્યપુરથી આવ્યો ત્યારે પત્રિકા લેતો આવ્યો હતો. પત્રિકાની વાત નિકળતાં તેણે ઇન્દિરાવતી અને દીવાકર બન્નેની જન્મપત્રિકા લક્ષ્મીધનના હાથમાં મૂકી. પરંતુ એમાં તે શું સમજી શકે? તેણે પોતાના એક કારકુનને ગાડી લઇને જોશી મહારાજને તેડવા વિલાસપુર મોકલ્યો. જોશી મહારાજ આજની બેઠકમાં હાજર હોવાની ખાસ આવશ્યકતા હતી. કારણ કે માગશર માસમાં લગ્નવિધિ ઉકલી નાંખવાનો લક્ષ્મીધનનો વિચાર હતો. ત્યારપછી પણ લગ્નનાં મુહૂર્ત્ત તો પુષ્કળ હતાં. તથાપિ પોતે વ્યાપારધંધામાં પડશે તો આ કાર્ય કરવાની ફુરસદ પોતાને નહિ મળે એમ લક્ષ્મીધન માનતો હતો, અને ચાલુ સાલની મોસમનો હજી પ્રારંભ જ થયેલો હોવાથી અત્યારે લગ્ન ઉકેલી નાંખવાનો વ્યાપારી લક્ષ્મીધને વિચાર રાખ્યો હતો. વરપક્ષ પણ ઉત્સુક બન્યો હતો. એટલે **'શુભસ્ય શીઘ્રમ્'** એ કહેવતને અનુસરીને માગશર માસમાં જ કન્યાદાન દઈ દેવાનો લક્ષ્મીધને નિશ્ચય કર્યો હતો.

જોશી મહારાજને આવતાં એક પ્રહર લાગે તેમ હતું. તે દરમિયાન દેવા લેવાના બાબતનો નિકાલ કરી નાખવાની દીવાકરના મામાએ સૂચના કરી. તે બોલ્યો: "અમારા સૂર્યપુરના વિદ્વાન્ જોશીને આ પત્રિકા બતાવીને તેમનો અભિપ્રાય મેં લીધો હતો. વરકન્યાના ગ્રહ પરસ્પર અનુકૂળ છે એમ તેમણે મને જણાવ્યું હતું. એટલે આપના જોશી પણ એમ જ કહેશે એવી મારી ખાત્રી છે. માટે આપણે એ બાબતની રાહ નહિ જોતાં બીજી વાતનો નિકાલ લાવી દઇએ."

"મારી કાટુંબિક સ્થિતિ શી છે, એ આપને માલુમ છે." લક્ષ્મીધને કહ્યું: "જે કાંઈ મારૂં છે તે મારી દીકરીનું જ છે! એથી વિશેષ હું શું કહું?"

દીવાકરનો મામો બોલ્યો: "એ તો અમને માલુમ જ છે. પરંતુ આપ વરને કેટલો ચાંલ્લો આપશો તે નક્કી થવું જોઇએ. આપ આપની દીકરીને જે કાંઈ આપશો એ તો સ્ત્રીધન ગણાશે. તે સિવાય દીવાકરને શું આપશો અને અમારા પક્ષનાં સ્ત્રીપુરુષોને પુરત શી કરશો તે જણાવો."

"પચાશ હજારની રકમ હું દીવાકરને ચાંલ્લાની ગણીને આપવાનો છું." લક્ષ્મીધને પોતાનો વિચાર જણાવ્યો: "અને તેટલી જ રકમ તમારા પક્ષનાં સ્ત્રીપુરુષોનું સ્વાગત કરવામાં ખર્ચવાનો મારો ઇરાદો છે."

દીવાકરનો મામો બોલ્યો: "અમે કન્યાને પહેરાવવાને માટે ત્રણ લાખના દાગીના તૈયાર રાખ્યા છે. પરંતુ જો તમે ચાંલ્લાની રકમમાં વધારો કરશો તો અમે પણ દાગીનાની રકમ વધારીશું".

લક્ષ્મીધને કહ્યું: "હું મારી દીકરીનું સાલંકૃત કન્યાદાન આપ-

વાનો છું, માટે દાગીનાની દરકાર કરતો નથી. લગ્ન થયું એટલે કન્યા આપની થઈ. પછી આપ આપની ઈચ્છામાં આવે તેટલા દાગીના તેને પહેરાવો કિંવા નહિ. એ વિષયમાં મારે કશું પણ બોલવાનું નથી."

છેવટે થોડી વિશેષ ચર્ચાને અંતે લક્ષ્મીધને એક લાખનો ચાંલ્લો આપવાનો સ્વીકાર કર્યો.

એટલામાં જોશી મહારાજ પણ આવી પહોંચ્યા. તેમણે પોતાની પાઘડીમાંથી પંચાંગનું મોટું ટીપણું કાઢયું. લક્ષ્મીધનના એક નોકરે જોશી મહારાજને બેસવા માટે એક રંગીન પાટલો લાવી આપ્યો. જોશી મહારાજે આસન સ્વીકાર્યા પછી લક્ષ્મીધને બન્ને જન્મપત્રિકા જોશી મહારાજના હાથમાં આપીને કહ્યું: "મહારાજ! મારે મારી દીકરીનું લગ્ન કરવું છે. માટે આપ આ બન્ને પત્રિકાઓનું બારીક નિરીક્ષણ કરી જૂઓ કે બન્નેના ગ્રહ પરસ્પર અનુકુળ છે કે નહિ."

જોશી મહારાજે પત્રિકા હાથમાં લીધી અને ધન, મકર, મીન, મેષાદિનાં નામનો ઉચ્ચાર કરતાં, આંગળીના વેઢા ગણવાનો પ્રારંભ કર્યો. ત્યારપછી એક લાકડાની પાટી ઉપર ધૂળ નાખીને તેના ઉપર તેમણે કેટલાક આંકડા લખ્યા. જોશી મહારાજની કૃતિ તરફ લક્ષ્મીધન ધ્યાન આપી રહ્યો હતો. જોશી મહારાજ આંકડા માંડતા હતા અને ભૂસી નાખતા હતા. એ પ્રમાણે તેમનું કાર્ય ચાલતું હતું તે વખતે તેમની મુદ્રા પણ ઉત્તરોત્તર પ્રસન્ન થતી જતી હતી. છેવટે તેમણે જણાવ્યું: "બન્નેના ગ્રહ પરસ્પર અનુકુળ છે; અને કોઇ પણ જાતનો કુયોગ આવતો નથી. માટે લગ્ન કરવામાં કશી પણ હરકત નથી."

લક્ષ્મીધનની ચિંતા એ સાંભળીને દૂર થઇ ગઈ. તેણે કહ્યું:

"મહારાજ ! આ શુભ કાર્ય બને તેટલું ત્વરાથી કરી નાખવાનો મારો વિચાર છે. માટે માગશર મહિનામાં કયું મુહૂર્ત પ્રશસ્ત છે તે કૃપા કરીને જોઇ આપો."

જોશી મહારાજે પોતાના પંચાંગનું ટીપણું કાઢયું, બન્ને પત્રિકા પોતાની સામે મૂકી અને વેઢા ગણવાનું ચાલુ કર્યું. થોડી વાર વિચાર કર્યા પછી તેમણે માગશર વદી ૮ નું મુહૂર્ત નક્કી કરીને તે લક્ષ્મીધનને જણાવ્યું. તે મુહૂર્તના સંબંધમાં થોડી 'ભવતિ ન ભવતિ' થયા પછી એ મુહૂર્ત કાયમ થયું અને પછી જોશી મહારાજને યોગ્ય દક્ષિણા આપીને તેમને પ્રસન્ન કરવામાં આવ્યા.

તેઓ વિદાય થયા પછી પુનઃ લેવા દેવાની વાતનો પ્રારંભ થયો અને ચાંલ્લો, સ્ત્રી ધન, પુરત વગેરેની યાદી કરવામાં આવી. એ યાદીનું કામ પૂરૂં થયા પછી વ્યાવહારિક રીતે લગ્નનો ઠરાવ કાયમ કરવામાં આવ્યો.

એક સામાન્ય મનુષ્યને ત્યાં લગ્ન કાર્ય કરવાનું હોય છે તો-પણ તેને કેટલો ખટાટોપ કરવો પડે છે એ વાચકોને માહિત છે. ત્યારે લક્ષ્મીધન તો કોટયાધીશ હતો. તેમ જ તે એકલો હોવાથી લગ્નકાર્યને લગતી તમામ તયારી કરવાનો બોજો તેના જ શિર ઉપર પડયો હતો. એક તરફથી પોતાના વ્યાપારધંધા તરફ લક્ષ આપવું અને બીજી તરફથી વસંત-મંદિરને સુશોભિત બનાવવું, વસ્ત્રાલંકારોની ખરીદી કરવી, સ્નેહીઓ તથા સગાંઓને કુંકુમપત્રિકા મોકલવી, વગેરે અનેક કામોપર તેને જ લક્ષ આપવું પડતું હતું. તેને ત્યાં વરિષ્ટ પ્રતિના નોકરો ન હતા એમ કાંઇ ન હતું. પરંતુ નોકરો પાસેથી કામ લેવાનું હોય છે ત્યારે તેમના કામ ઉપર નજર રાખતાં રાખતાં જ માલિકનો જીવ બેજાર બની જાય છે. અર્થાત્

લક્ષ્મીધનની પણ એવી જ સ્થિતિ હતી. પોતાને ત્યાં પોતાની હયાતિમાં આ પહેલું અને છેલ્લું શુભ કાર્ય હતું. તેથી એ કાર્યમાં કોઈ પણ જાતનો વિક્ષેપ ન આવે એવી લક્ષ્મીધનની ઇચ્છા હતી. એટલે મુહૂર્ત્તનો નિશ્ચય થયા પછી તેનો તમામ સમય તૈયારીમાં જ જતો હતો.

વાતવાતમાં માગશર માસના પહેલા પંદર દિવસ તો પૂરા પણ થઇ ગયા. સગાંવ્હાલાં એકત્ર થયાં અને સર્વ સાહિત્ય પણ તૈયાર થઇ ગયું. વિવાહવિધિનું મુહૂર્ત્ત તો નક્કી હતું, પરંતુ વાક્-નિશ્ચયનો વિધિ ઉકેલી લેવાનો હોવાથી શુભ દિવસે જોશી મહારાજ, કુલગુરુ અને વર પક્ષ તરફના માણસોને આમંત્રણ કરવામાં આવ્યું.

અત્ર એક ખુલાસો કરવાની જરૂર છે. અત્યારની વિવાહપદ્ધતિ અને આ કથાનકના કાળમાં પ્રચલિત વિવાહપદ્ધતિમાં મોટો ફેરફાર થયેલો દૃષ્ટિગોચર થશે. દેશકાલ પરત્વે અન્ય આચારોમાં જેમ ફેરફાર થયો છે તેમ વિવાહની બાબતમાં પણ થયેલું છે. હાલમાં મંડપ પ્રતિષ્ઠા, પૂણ્યાહવાચન, વગેરે સર્વ વિધિ ઉકેલ્યા પછી અંતઃપટ ધરવાની પહેલાં બહુ તો એક ઘટિકા અગાઉ વાગ્દાનનો વિધિ કરવામાં આવે છે. પરંતુ તે સમયની પદ્ધતિ જુદી હતી. અત્યારે વાગ્દાન સમયે વરની જરૂર પડતી નથી. પરંતુ આશ્વાલયન સૂત્ર પ્રમાણે જોઇએ તો વાગ્દાન સમયે વરે પોતાની સાથે પોતાના વડીલ તથા ઈતર આપ્તજનોને લઇને વધુના ગૃહે આવવું જોઇએ એવું તેમાં લખેલું છે. આ પ્રકાર તે સમયે ચાલુ હતો. વિવાહસંસ્કારથી ચાર-પાંચ દિવસ પહેલાં જ વાગ્દાનનો વિધિ કરવામાં આવતો હતો. આ સશાસ્ત્ર વિધિ થયો એટલે તે લગ્ન કાયમ થયું એમ માનવાનો વહિવટ તે પ્રસંગે હતો. એ રીવાજને અનુસરીને લક્ષ્મીધને વાગ્દાનનો વિધિ પૂર્ણ કરવાની વ્યવસ્થા કરી હતી.

શુભ મુહૂર્ત્ત થતાં જ લક્ષ્મીધનના કુલગુરુએ આવશ્યક સાહિત્યો મંડપમાં લાવીને તેને શાસ્ત્રોક્ત રીતિએ વ્યવસ્થાપૂર્વક ગોઠવ્યાં. ઉપાધ્યાય એ પ્રમાણે તૈયારી કરતા હતા તે વખતે પોતાના પક્ષના ઉપાધ્યાય, સુવાસિની અને ભિક્ષુક બ્રાહ્મણોની સાથે દીવાકર અને તેનો મામો તથા તેનાં બીજાં સગાંસંબંધીઓ આવ્યાં. તે પ્રસંગે વધુને આપવાને માટે તેમણે પોતાની સાથે ઉચિત વસ્ત્રાલંકાર તથા બીજું મંગલ સાહિત્ય આણ્યું હતું.

એ પ્રમાણે વરપક્ષના મનુષ્યોને મંડપ: પાસે આવતાં જોઇને લક્ષ્મીધન પોતાના આપ્ત ઇષ્ટોને સાથે લઇને તેમની સામે ગયો, અને તેમને મંડપમાં નાંખવામાં આવેલા ઉત્કૃષ્ટ આસન ઉપર બેસાર્યા. તેમની સાથે સત્કારનાં ભાષણો થતાં હતાં, તે વખતે જોશી મહારાજે મુહૂર્ત્ત નજીક આવ્યાની સૂચના કરી. એ સૂચનાને અનુસરીને લક્ષ્મીધને કન્યાના મામાને કન્યાને મંડપમાં લાવવાને મોકલ્યો. કન્યાને હરિદ્રલેપન કરી, સુગંધી પીઠી લગાવીને અભ્યંગ સ્નાન કરાવવામાં આવેલું હતું. એથી તેનાં નાજુક અવયવો સ્નિગ્ધ અને મનોહર દેખાતાં હતાં. તેનો કેશપાશ સ્કંધપ્રદેશ ઉપર પ્રસરેલો હતો. તેણે સાંપ્રત પ્રસંગને અનુસરતો મંગળ વેશ અને અલંકાર ધારણ કર્યાં હતા. એવી સુકુમાર અને સુંદર ઇન્દિરાવતીને તેનો મામો મંડપમાં લાવ્યો. એ મંગળ વેશના યોગે તેનું સૌંદર્ય સોગણું વધી ગયું હતું. "આવા પ્રકારની વધુ આ દીવાકરને મળનાર છે, એ તેનું મહદ્‌ભાગ્ય જ સમજવું" એ ભાવાર્થનો ઉદ્‌ગાર ત્યાં એકત્ર થયેલાં સ્ત્રીપુરુષોનાં મુખમાંથી નિકળતો હતો. તમામ મનુષ્યો જાણે તેના તેજથી અંજાઇ ગયાં હોય, તે પ્રમાણે કેટલોક સમય તેની સામે જ જોઇ રહ્યાં.

છેવટે લક્ષ્મીધને કુલગુરુને વાગ્દાનના વિધિનો પ્રારંભ કરવાની સૂચના કરી એટલે સર્વ મનુષ્યોને ભાન આવ્યું. લક્ષ્મીધન અને દીવાકરનો મામો સામસામા બેઠા અને દીવાકરના મામાને વધૂ પક્ષના ઉપાધ્યાયે આચમન કરાવ્યું.

આચમનપ્રાણાયામ થયા પછી ક્રિયા આગળ ચાલતાં જ મોટા વેગથી કોઇ ઘોડેસ્વાર મંડપ તરફ આવતો હોય એમ મંડપમાં બેઠેલાં માણસોને દેખાયું. તે સ્વાર મંડપના દ્વાર પાસે જ ઘોડા પરથી નીચે ઉતર્યો. તેણે આખું શરીર બખતરથી ઢાંકેલું હતું. ચ્હેરાના ભાગને પણ કોઈ જોઈ ન શકે તેવી રીતે આચ્છાદિત કર્યો હતો. તે શસ્ત્રાસ્ત્રથી સજ્જ થયેલો હતો. તે બીજા કોઈ તરફ લક્ષ ન આપતાં ઠેઠ લક્ષ્મીધન પાસે જઇને ઊભો રહ્યો અને બોલ્યો: "મહારાજ! આ વિધિ સામે મારો વાંધો છે!"

ઉપાધ્યાયે પૂછ્યું: "કેમ વારૂ?"

સર્વાંગે ઢંકાયેલો વીર પુરુષ બોલ્યો: "જૂઓ આ!" એમ કહેતાં તેણે પોતાના હાથ માંહેની એક ન્હાની વીંટી લક્ષ્મીધનને દર્શાવી. તે મુદ્રા દૃષ્ટિએ પડતાં જ ઇન્દિરાની મુદ્રા કિંચિત્ તેજસ્વી બની. પરંતુ આવી અકલ્પિત રીતે એ વીરને ત્યાં આવેલો જોઇને ઇન્દિરાવતીને અત્યંત હર્ષ થયો અને એ હર્ષાતિરેકથી તેને પ્રબળ મૂર્ચ્છા આવી. તે બેશુદ્ધ બનીને પાછળ ઊભેલી માલતી ઉપર પડી!

# પ્રકરણ ૧૫ મું.

## દીવાકર.

આ પ્રકારથી ત્યાં એકત્ર થયેલા લોકોને અત્યંત આશ્ચર્ય થયું. ખરો પ્રકાર શો હશે તે સંબંધમાં દરેક જણુ પોતપોતાના મનમાં તર્ક કરવા લાગ્યો. લક્ષ્મીધનનો ચ્હેરો એકદમ શ્યામ પડી ગયો હતો. પેલા તરૂણે આગળ કરેલી વીંટી જોઇને કેટલાક ચતુર મનુષ્યોએ ખરો પ્રકાર શો હશે એ બાબતમાં તર્ક કરી લીધો હતો. હવે શું થાય છે એ જોવા તરફ તેમનું લક્ષ વેધાયું હતું.

લક્ષ્મીધને નમ્રતાપૂર્વક એકત્ર થયેલા માણસોને વિનતિ કરી: "આપ કૃપા કરીને થોડી વાર શાંત રહેજો. હું જરા આ તરૂણની સાથે એકાંતમાં વાત કરીને ખરી હકીકત શી છે તેનો ખુલાસો મેળવી લઉં છું." એમ કહીને તેણે કવચધારી તરૂણને કહ્યું: "તમે કોણ છો એ હું જાણતો નથી, તથાપિ તમને કહું છું કે તમે મારી સાથે પેલી બાજુના દિવાનખાનામાં આવીને આપનું કહેવું શું છે તેનો ખુલાસો કરો તો સારૂં."

"ભલે, હું મોટા આનંદપૂર્વક આપની સાથે આવવાને તૈયાર છું." કવચધારી પુરુષ બોલ્યો.

દિવાનખાનામાં ગયા પછી પોતાનું કથન બીજું કોઈ સાંભળી શકે તેમ નથી, એ બાબતની ખાત્રી કરીને લક્ષ્મીધને પેલા તરૂણને કહ્યું: "તેં તારા વચનનો ભંગ કર્યો કે ?"

તરૂણે જવાબ આપ્યો: "મહારાજ! મેં મારૂં વચન ભંગ કર્યું

નથી. અહીં જો કે એકાંત છે ખરી, તોપણુ મારે જે કહેવાનું છે તે અત્યંત ગુપ્ત હોવાથી તે હું આપને કાનમાં કહીશ. મારા એક શબ્દ માત્રથી મારા આજના વર્ત્તનનું સમર્થન થશે. મહારાજ! મારૂં કથન સાંભળીને આપને અત્યંત આશ્ચર્ય થશે, અને આપ કેટલી મોટી ભૂલ કરો છો એ ધ્યાનમાં આવતાં, આપ મારો મોટો ઉપ-કાર માનશો એવી મારી ખાત્રી છે!"

એટલું બોલીને કવચધારી તરૂણે લક્ષ્મીધનના કાનમાં કાંઈક વાત કરી. એ સાંભળીને વૃદ્ધ લક્ષ્મીધનને એટલું આશ્ચર્ય થયું અને એટલો બધો ક્રોધ ચડગો કે જો તરૂણે તેને વખતસર સૂચના આપી ન હોત તો લક્ષ્મીધને તે જ વખતે બૂમ પાડી હોત. એટલું થયા પછી એ તરૂણે લક્ષ્મીધનને નમ્રતાપૂર્વક પ્રણામ કર્યા અને તે દિવા-નખાનામાંથી બહાર આવીને એકત્ર થયેલા લોકો તરફ બિલકુલ લક્ષ ન આપતાં મંડપમાંથી બહાર પડ્યો. મંડપના દરવાજા પાસે તેણે પોતાનો ઘોડો ઊભો રાખ્યો હતો. તેના ઉપર તે ચડી બેઠો અને આમ તેમ ન જોતાં, ઘોડાને એડી મારીને મોટા વેગથી તે ત્યાંથી પસાર થઈ ગયો.

તેની પાછળ પાછળ લક્ષ્મીધન પણ મોટા દિવાનખાનામાં આવ્યો હતો. પરંતુ તમામનું લક્ષ પેલા કવચધારી પુરુષ તરફ હોવાથી તેની સામે કોઇએ જોયું ન હતું. તે કવચધારી પુરુષ દષ્ટિમર્યાદાની પેલી મેર ગયો એટલે તમામનાં નેત્રો આ વૃદ્ધ તરફ વળ્યાં. આ વખતે તેનાં નેત્રો દઢ નિશ્ચયી દેખાતાં હતાં. અર્થાત્ અજ્ઞાત મનુષ્યે જે કાંઈ તેને કહ્યું હતું એ વાત તેના માન્યામાં આવી હોય એમ સ્પષ્ટ દેખાતું હતું. તે એકત્ર થયેલા મ્હેમાનોને હાથ જોડીને કહેવા લાગ્યો: "મહારાજ! આપે મારી વિનતિને માન આપીને મારા આં-

ણાને પાવન કર્યું છે એ આપનો મારા ઉપર મોટો ઉપકાર થયો છે. પણ મહારાજ! અમુક વિલક્ષણ અને અત્યંત મહત્ત્વની હકીકત બરોબર અત્યારે જ મારા જાણવામાં આવવાથી આજનો સમારંભ હાલ તુરત બંધ રાખવાની ફરજ પડે છે. જે હકીકત મારા જાણવામાં આવી છે તેની ખાત્રી કર્યા સિવાય જો હું મારી એકની એક દીકરીનો વિવાહ કરવાની ઉતાવળ કરી દઉં તો મેં જાતે જ મારી દીકરીનું અકલ્યાણ કરેલું ગણાય તેમ છે. એટલે હું આપને વિનતિ કરું છું કે આજે આપે પધારીને મંડપની શોભામાં વૃદ્ધિ કરી છે તે જ પ્રમાણે પુનઃ પણ જ્યારે હું આપને વિનતિ કરું તે વખતે આપ મારા ઉપર અનુગ્રહ કરશો! જે પ્રકાર બની ગયો છે તે કાંઇક વિલક્ષણ છે ખરો, તથાપિ તેના સંબંધમાં ભળતાસળતા કુતર્કો મનમાં લાવવાની બિલકુલ જરૂર નથી. પૂર્ણપણે તપાસ કર્યા પછી જે મારા જાણવામાં આવશે તે આપોઆપ આપના પણ જાણવામાં આવશે."

લક્ષ્મીધનનો ઉપાધ્યાય સર્વને ઉદ્દેશીને બોલ્યો: "જે કાંઇ વિઘ્ન ઉપસ્થિત થવાનું હતું તે આજે જ થયું એ સારું થયું. નહિ તો ભવિષ્યમાં મોટો ઘોંટાળો થાત. પરંતુ યજમાન્ મોટા ભાગ્યવાન્ હોવાથી તેમને બરોબર સમયે ચેતવણી મળી ગઈ. એ પણ ઇશ્વરનો તેમના પર મોટો અનુગ્રહ જ સમજવો! વળી બીજી વાત એ પણ છે કે જે કાર્યમાં વિઘ્ન આવે તે કાર્ય કરવું નહિ એવી શાસ્ત્રની આજ્ઞા છે!"

આટલો પ્રસંગ બન્યા પછી લોકો શામાટે રહે? આમંત્રિત ગૃહસ્થો એક પછી એક ત્યાંથી પસાર થવા લાગ્યા, અને થોડા સમ-

યમાં જ મંડપ ખાલી થઇ ગયો. માત્ર દીવાકર તરફના માણસોને રોકાવાની લક્ષ્મીધને સૂચના કરી હતી.

આ એકંદર પ્રકારથી રેણુકાને પણ મોટું આશ્ચર્ય થતું હતું. તેણે માલતીને પૂછ્યું: "માલતી! આનું કારણ શું હશે?"

"કારણ તો મારા જાણવામાં નથી." માલતીએ જવાબ આપ્યો: "પણ ખરૂં કહું! મારા અંતઃકરણમાં એવું થયા કરતું હતું કે આ લગ્ન ન થાય તો સારૂં! મને આ વર બિલકુલ પસંદ નહતો."

"મને પણ એ છોકરો બિલકુલ પસંદ પડતો ન હતો." રેણુકાએ કહ્યું: "પણ લક્ષ્મીધનને એ પસંદ પડયો ત્યારે મારાથી શી રીતે ના કહેવાય? વળી એને પોતાની દીકરીના કલ્યાણની ચિંતા છે જ. અર્થાત્ તે જે કરશે તે પૂરેપૂરો વિચાર કરીને કરશે એવી મારી ખાત્રી હતી. એટલે મેં આ કાર્યમાં આડી પડવાનું જરૂરી ધાર્યું ન હતું. અત્યારે તો જે થયું તે એક રીતે સારૂં જ થયું છે."

તમામ મનુષ્યો ગયા પછી લક્ષ્મીધને દીવાકરના મામાને કેટલાક પ્રશ્નો કર્યા, પરંતુ તેના તરફથી કશો સમાધાનકારક ઉત્તર નહિ મળવાથી તેણે દીવાકરને પોતાની પાસે બોલાવ્યો. દીવાકર દૃષ્ટિએ પડતાં જ લક્ષ્મીધનનાં નેત્રો ક્રોધથી રક્ત બની ગયાં. તે મોટા તિરસ્કારપૂર્ણ સ્વરે બોલ્યો: "હરામખોર! કૃતઘ્ની! તેં મારી સાથે જે વર્તન કર્યું છે તે માટે તને શી શિક્ષા કરવી?"

દીવાકર પોતે અત્યંત આશ્ચર્યચકિત બની ગયો હોય તેવો દેખાવ કરતો બોલ્યો: "મહારાજ! આપ આ શું કહો છો?"

દીવાકરની આ ધૃષ્ટતા જોઇને લક્ષ્મીધન વિશેષ ચિડાયો અને બોલ્યો: "નરાધમ! તારાં સર્વ કૃત્યો મારા જાણવામાં આવ્યાં છે. એટલે હવે તારી દગાબાજી મારી પાસે ચાલી શકે તેમ નથી. જે

વધારે ચુંચાં કરીશ તો તને દેહાન્ત શિક્ષા કરાવવા જેટલો પુરાવો મારી પાસે છે. તું કોણ છે એ મારા સમજવામાં આવ્યું છે; અને તું હવે બીજી સો દાઢીઓ રાખે તોપણ તે નકામી છે. હું આટલા દિવસથી તારા અતિ પરિચયમાં હોવા છતાંયે આજ સુધી તને પિછાની શક્યો ન હતો. કારણ કે હું વૃદ્ધ થયેલો હોવાથી મારી આંખોનું તેજ અગાઉ કરતાં કમી થયું છે. પણ તેણે-પેલા કવચધારી પુરુષે તને એ જ વખતે પિછાની લીધો હતો, અને હવે મેં પણ તને પિછાની લીધો છે. તું પેલા નીચ ચંદ્રગુપ્તનો છોકરો મિત્રગુપ્ત છે. એ બાબતમાં હવે મને જરી પણ શંકા નથી. બોલ, હવે તારે શું કહેવાનું છે?"

પોતાની લુચ્ચાઈ પૂરેપૂરી પ્રકટ થઇ ગઈ છે એ જોઇને મિત્રગુપ્ત નફ્ટાઇપૂર્વક બોલ્યો: "મારે અત્યારે માત્ર એટલું જ કહેવાનું છે કે જો તમે મને અહીંથી સહિસલામત પસાર થઇ જવા દેશો તો હું તમારા જેવા કુશાગ્ર બુદ્ધિવાળા, દક્ષ, દુરદર્શી અને કોટયાધીશ ગૃહસ્થની દુનિયામાં હાંસી થવા દઇશ નહિ."

"દુષ્ટ!" લક્ષ્મીધન બોલ્યો: "આવું નફ્ટાઇભર્યું ભાષણ કરીને મારા ક્રોધમાં વૃદ્ધિ ન કર. જો મારો ક્રોધ મર્યાદાની બહાર ગયો તો પછી મારૂં શું થશે એની જરી પણ દરકાર નહિ કરતાં તને તો હું એકદમ સરકારના સ્વાધીનમાં સુપ્રત કરી દઇશ. એ બાબત સ્હેજ પણ શંકા રાખીશ નહિ."

"એમ હોય તો હું અત્યારે ને અત્યારે જ અહીંથી ચાલતો થાઉં છું. મારે હવે અહીં કશું પણ કરવાનું બાકી રહેતું નથી." તાંડેલનો છોકરો બોલ્યો.

લક્ષ્મીધને કહ્યું: "મારા પ્રશ્નનો ખરો ઉત્તર આપજે. તું સૂર્ય-

પુરની જે પેઢીનો ભાગીદાર બનીને અહીં આવ્યો હતો તે પેઢી–"

"તે પેઢીએ દીવાળું કાઢયું છે!" મિત્રગુપ્તે જવાબ આપ્યો.

"શું કહે છે? દીવાળું કાઢયું છે?" લક્ષ્મીધને આશ્ચર્યોદ્‌ગાર કાઢયો.

"હા હા, દીવાળુ કાઢયું છે! જો તે પેઢીએ દીવાળું કાઢયું ન હોત તો તેના માલિકે મારા જેવાને ભાગીદાર શાનો બનાવ્યો હોત? અને મૂળ કાગળપત્રો મારે હસ્તક શાના સોંપ્યા હોત?" મિત્રગુપ્તે ખુલાસો કર્યો.

"ત્યારે તું મારી દીકરીને સ્ત્રીધન તરીકે જે રોકડી રકમની હુંડીઓ લખી આપનાર હતો તે બનાવટી જ હતી ને?" લક્ષ્મીધને પૂછ્યું.

"બધી કાંઇ બનાવટી નહિ. પણ જે ખરી હતી તેમાંથી પણ એક પાઇ ઉત્પન્ન થવાની આશા ન હતી. દક્ષિણ દેશમાં ઘણી પેઢીઓએ દીવાળાં કાઢયાં છે અથવા તો કાઢવાની તૈયારીમાં છે. તેમના ઉપરની એ હુંડીઓ હતી. આ બધો વ્યૂહ મારા વડીલે રચ્યો હતો. તેઓ એ પેઢીની અંતર્ગત સ્થિતિ ઘણા દિવસથી જાણતા હતા."

પોતે એક મોટા સંકટમાંથી મુક્ત થયો છે એ વિચાર આવતાં સંતુષ્ટ બનીને લક્ષ્મીધન બોલ્યોઃ "પણ આ નાટક ભજવવામાં તમારો હેતુ શો હતો? કારણ કે હું મારી દીકરી તને આપીશ જ, એવી કલ્પનાથી કાંઈ તમે આટલો મોટો વ્યૂહ રચ્યો નહિ જ હોય!"

"આપને જ ફસાવવા એવો ખાસ હેતુ ન હતો." મિત્રગુપ્તે કહ્યુંઃ "આપ અમારા ફંદામાં ન આવ્યા હોત તો બીજા કોઈ શ્રીમંત ગૃહસ્થને પકડત. એક વખત લગ્ન થઇ ગયા પછી અમારી સાથે સંબંધ કરનારને સ્વાભાવિક રીતે જ અમારી લુચ્ચાઇને છૂપા-

વવી પડત. એવી રીતે કોઇની પણ પાસેથી પૈસો મેળવવાને આ દી-વાળું કાઢી બેઠેલી પેઢીને તે ધીરીને હું તેનો ભાગીદાર ચાલુ રહ્યો હોત. કદાચ મારી આ લુચ્ચાઇ બહાર આવી ન હોત તો હું દીવાકર નામને જ કાયમ કરત. 'દીવાકર' નામ 'મિત્રગુપ્ત' નામ કરતાં કોઇ-પણ રીતે ઉતરતું કે ખરાબ દેખાતું નથી."

લક્ષ્મીધનના હોઠ ક્રોધથી ધ્રૂજતા હતા. તો પણ સ્હેજ શાંતતા ધારણ કરીને તે બોલ્યો: "વારૂ, તું અત્યારે ને અત્યારે જ અહીંથી ચાલતો થઈ જા. હું તને એટલું કહી રાખું છું કે જો તું આવતી કાલે સ્હાંજે વિલાસપુરની હદમાં દષ્ટિએ પડયો, તો મારી હાંસીની સ્હેજ પણ દરકાર નહિ કરતાં હું તને એકદમ સરકારને સ્વાધીન કરી દઇશ!"

"હું જવાનો જ છું!" મિત્રગુપ્ત જતો જતો બોલ્યો: "હવે મારે અહીં કિંવા વિલાસપુરમાં રહેવાની કશી પણ જરૂર નથી." એમ કહીને તેણે વૃદ્ધ લક્ષ્મીધનની ચેષ્ટા કરવાને તેને પ્રણામ કર્યા, અને તે વસંત–મંદિરમાંથી એકદમ ચાલતો થઈ ગયો. પોતાની યુક્તિ રદ જવાથી તેને થએલા ખેદની કલ્પના વાચકો કરી શકશે.

---

## પ્રકરણ ૧૬ મું.

---

### સહસ્રાર્જુન.

ગત પ્રકરણમાં વર્ણવેલી ઘટનાને એક માસ વિતી ગયો, ચોમાસામાં વર્ષાદ પુષ્કળ અને વખતસર પડેલો હોવાથી ખેતરોમાં પાક સારો થયો હતો. કોઇ સ્થળે કાપણી થતી

હતી તો કોઇ સ્થળે તેને ગાડાંમાં ભરીને ખળામાં લઇ જતા હતા. નિઃસર્ગ દેવીની શોભા આ દિવસોમાં અતિ ઉત્તમ દેખાતી હતી. એક દિવસે સંધ્યાકાળે કામરાજ કિંવા ધીરસેન–તાંડેલને તેણે પોતાનું એ નામ જણાવ્યું હતું એ વાચકોના સ્મરણમાં હશે જ—પોતાના મૂલ્યવાન્ અશ્વ ઉપર સ્વાર થઇને પોતાના બે સેવકોની સાથે જતો હતો. તેનો આ સમયનો પોશાક લશ્કરી દેખાવનો પરંતુ સાદો હતો. તેના બંને સેવકો પણ તેના જેટલી જ ઊમરના–લગભગ વીશ એક-વીશ વર્ષની ઉમરના–હતા. તેમના ઘોડા પણ પાણીદાર હતા. શ્રીન-ગરના રાજ્યના સૈન્યમાં આ બે જણાએ પણ પોતાના માલિકની સાથે નોકરી કરી હતી. એ લોકો મૂળ વિલાસપુરના રહીશ હતા, પરંતુ ભુજબળથી ભાગ્યપરીક્ષા કરાવવાને તેઓ શ્રીનગર ગયા હતા. પોતાની જન્મભૂમિના દર્શન કરવાની તેમની ઇચ્છા હોવાથી તેઓ પણ પોતાના માલિકની પાછળ પાછળ વિલાસપુર આવેલા હતા. તેમનાં મૂળ નામ ગમે તે હોય પરંતુ કામરાજ કિંવા ધીરસેન અત્યારે તેમને જે નામથી બોલાવતો હતો તે નામ સહદેવ અને નકુલ હતાં.

તેમના અશ્વો થાકી ગયેલા દેખાતા હતા. એ ઉપરથી તેઓ લાંબા સમયથી પ્રવાસ કરતા હોય એમ લાગતું હતું. કામરાજ પોતાના મનમાં કાંઇક વિચાર કરતો પોતાના અશ્વને ધીમે ધીમે ચલાવતો હતો. તેના સેવકો સહદેવ અને નકુલ પણ પરસ્પર ધીમે ધીમે આ-નંદવાર્ત્તા કરતા હતા.

જે રસ્તાપર તેઓ આગળ વધતા હતા તે રસ્તો સાંકડો હતો, અને આગળ જતાં વધારે ને વધારે સાંકડો થતો જતો હતો. થોડેક આગળ ગયા કે રસ્તો ઘણો જ ન્હાનો દેખાવા લાગ્યો. રસ્તાની

બન્ને બાજુએ ગીચ ઝાડી હતી. તે ઝાડી એકમેકની સાથે મળી ગયેલી હોવાથી તેની રસ્તા ઉપર કમાન બની ગઇ હતી. એ ત્રણ જણા આ સ્થળે આવી પહોંચ્યા તે વખતે પાછળથી આવતા ઘોડાના દાબડાને અવાજ સંભળાવા લાગ્યો. સહદેવ અને નકુલ પાછળ હતા. તેમણે પાછળ ફરીને જોયું તો ત્રણ સ્વારો એ જ રસ્તા પર આવતા દેખાયા. આવનારા સ્વારોના પોશાક પરથી એક માલિક અને બે સેવકો હોય એમ લાગતું હતું. પાછળ આવનારા સ્વારો વેગભર ઘોડા દોડાવતા આવતા હતા. એથી સહદેવ અને નકુલે પોતાના અશ્વોને રસ્તાની બાજુએ લઇને તેમને રસ્તો ખુલ્લો કરી આપવો જોઇતો હતો. પરંતુ તેમણે એવું કશું પણ કર્યું નહિ.

આગળ રસ્તો બંધ જોઇને પાછળ આવનારામાંનો મુખ્ય સ્વાર ચિડાઇને બોલી ઉઠયોઃ “એ મૂર્ખાઓ ! રસ્તામાંથી બાજુએ થાઓ, અથવા ઘોડા જલ્દી ચલાવીને આગળ વધો. આમ રસ્તો રોકીને શું ચાલો છો ? હજી પણ બાજુએ નથી થતા ? ખબરદાર, હરામખોરો ! જો હવે રસ્તો રોકશો તો હું તમને શિક્ષા કરીશ.”

એ શબ્દો કાને પડતાં જ કામરાજને ગુસ્સો ચડયો અને તે પોતાના ઘોડાને પાછો ફેરવીને બોલ્યોઃ “અહો, અભિમાની મહારાજ ! મારા સેવકોને ટોકવાનું કારણ શું ?”

નવીન સ્વાર આ પ્રશ્નથી વધારે ચિડાયો અને બોલ્યોઃ “હું તેમને જ ટોકું છું એમ નથી, પરંતુ તમને પણ કહું છું કે તમે રસ્તાપરથી બાજુએ થાઓ; નહિ તો તમને પણ શિક્ષા કરવી પડશે !”

આ અપમાનથી ક્રુદ્ધ બનેલા કામરાજનાં નેત્રો લાલ થઇ ગયાં અને વિલક્ષણ તેજથી ચમકવા લાગ્યાંઃ “તને તારા જીવ ઉપર

કંટાળો આવ્યો હોય એમ દેખાય છે." તે પેલા ગૃહસ્થને ઉદ્દેશીને બોલ્યો: "નહિ તો તું આટલી ઉદ્ધતાઈપૂર્વક મારી સાથે બોલ્યો ન હોત. જે જીભથી તેં એ શબ્દો ઉચ્ચાર્યા છે તે જીભને બરોબર શિક્ષા થયા સિવાય તું અહીંથી આગળ વધી શકીશ નહિ, એ ચોક્કસ માનજે."

નવીન સ્વાર બોલ્યો: "બસ ! બંધ કર તારો બકબકારો, અને મૂંગો મૂંગો રસ્તો છોડી દે, નહિતો તારા આખા જન્મારામાં જેટલી અક્કલ તને નહિ મળી હોય, તેટલી હું ચાર-પાંચ પળમાં જ આપી દઇશ !"

"ત્યારે તું પહેલાં તારૂં જ રક્ષણ કર." કામરાજ બોલ્યો. એ શબ્દો ઉચ્ચારતાં ઉચ્ચારતાં જ તેણે પોતાની સમશેર મિયાનમાંથી બહાર કાઢી. સહદેવ-નકુળે પણ પોતાના માલિકનું અનુકરણ કરીને પેલા નવીન સ્વારના સેવકો ઉપર હલ્લો કર્યો. તે સેવકોએ પણ પોતાના માલિકની માફક ક્ષણાર્ધનો પણ વિલંબ ન કરતાં પોતપોતાની તલવાર ખેંચી.

પેલો નવીન સ્વાર પોતાની તલવાર બહાર કાઢીને, કામરાજનો ઘા પોતાની ઢાલપર સાંભળતો, પોતાના સેવકોને ઉદ્દેશીને બોલ્યો: "શાહબાસ, જૂવાનો ! તમે બન્ને જણા આ બન્ને હરામખોરોના સમાચાર લ્યો. તે દરમિયાન હું પણ તેમના નષ્ટ માલિકની ખોડ ભૂલાવી દઉં છું !"

થયું; યુદ્ધનો પ્રારંભ થયો ! અત્યારે ત્રણે દ્વંદ્વ યુદ્ધ કરતા હતા. નવીન સ્વાર મોટા ચાપલ્ય અને કૌશલ્યપૂર્વક કામરાજનો પ્રહાર ચૂકવતો હતો. પરંતુ તે પોતાનું રક્ષણ કરવા સિવાય વિશેષ કશું પણ કરી શકતો ન હતો. તેને પોતાના તમામ યુદ્ધકૌશલ્યનો પોતાના રક્ષણકાર્યમાં જ ઉપયોગ કરી નાખવો પડતો હતો એ જ પ્રકાર તેના

સેવકોના સંબંધમાં પણ ચાલતો હતો. સહદેવ અને નકુલનો મારો ચૂકવવાના કાર્યમાં જ નવીન સેવકો રોકાઇ ગયા હતા. તેમને પોતાના પ્રતિપક્ષીઓ ઉપર ઉલટી પડવાનો બિલકુલ અવકાશ ન હતો. નવીન સરદાર કાંઇ સામાન્ય પ્રકારનો યોદ્ધો ન હતો. તેને પોતાના યુદ્ધકૌશલ્યનું અભિમાન હતું. એ કુશળ યોદ્ધો હોવાથી જ અત્યારસુધી કામરાજની સામે ટકી શકયો હતો. પરંતુ અલ્પ સમયમાં જ તેનું અભિમાન દૂર થયું; અને પોતાના પ્રતિપક્ષીને અર્ધ ક્ષણમાં જ જેર કરી દેવાની જે કલ્પના તે કરતો હતો તેને બદલે પ્રતિપક્ષી પોતાને પરાજિત કરી દેશે એ બાબતની હવે તેને ખાત્રી થઈ ચૂકી હતી. દશ–પંદર પળ સુધી તેઓ મોટી કુશળતાથી યુદ્ધ કરતા હતા. પોતપોતાનો પ્રતિપક્ષી હજી પણ પાછો હઠતો નથી એ જોઇને તેમને અધિક સ્ફુરણ થતું હતું અને વીરશ્રી શરીરમાં સંચરતાં વિશેષ જોર પૂર્વક તેઓ પરસ્પર શસ્ત્રપ્રહાર કરતા હતા. પોતાના શત્રુને ચીત કરવાની સંધિ સાધવાને કામરાજ ટાંપી રહ્યો હતો. બરોબર લાગ મળતાં જ તે પોતાના ઘોડાને શત્રુની તદ્દન નજીકમાં લઈ ગયો; અને સંધિ મળતાં જ અતિ જોરપૂર્વક તેણે એક પ્રહાર શત્રુપર કર્યો. તે પ્રહારને ચૂકવવાનો પ્રયત્ન કરતાં તેનો પ્રતિપક્ષી—નવીન સ્વાર ઘોડા પરથી નીચે આવ્યો. તેના હાથમાંની તલવાર એક બાજુએ જઇ પડી; અને તે પણ જમીન પર પડી ગયો. પોતે પરાજિત થઇ ચૂકયો છે એ જોતાં જ એ નવીન સ્વારે પોતાના જમણા હાથવડે એક ગુપ્ત સંકેત કર્યો.

એ સંકેત દૃષ્ટિએ પડતાં જ કામરાજના મુખમાંથી આશ્ચર્યોદ્ગાર સરી પડયો. તેણે બીજી જ ક્ષણે પોતાની તલવારને મિયાનમાં નાખી દીધી. તે એકદમ ઘોડા પરથી કૂદ્યો અને જેની સાથે તે અ-

ત્યારસુધી ક્રોધપૂર્વક યુદ્ધ કરી રહ્યો હતો તે પ્રતિપક્ષીને હવે તેણે આદરપૂર્વક પોતાનો હસ્ત આપીને બેઠો કર્યો. એ બે જણા વચ્ચે એક-બે ભાષણો થયાં. પરંતુ તે અત્ર આપવાની આવશ્યકતા નથી. નવીન સ્વાર પણ હવે પૂર્વના વૈરભાવ અને તિક્ષ્ણ મુદ્રાનો ત્યાગ કરી આનંદપૂર્વક કામરાજના હાથમાં હાથ રાખીને ઊભો રહ્યો.

તે બોલ્યો: "મહારાજ! આજના ટંટાનો પ્રથમ પ્રારંભ મેં કર્યો છે. એ માટે મને અત્યંત ખેદ થાય છે. હું આપની નમ્રતાપૂર્વક ક્ષમા માગું છું, તેનો સ્વીકાર કરો!"

કામરાજ ગંભીરપણે બોલ્યો: "ગત વસ્તુનો વિચાર કરવો નકામો છે. પણ આપણા સેવકોમાં શું ચાલી રહ્યું છે?"

"તમારા સેવકો મારા સેવકોને ચીત કરવાની તૈયારીમાં જ છે!" નવીન સ્વારે જણાવ્યું.

કામરાજ કિંચિત્ હાસ્યવદન કરીને બોલ્યો: "એ પણ કાંઇ ઓછા શૂરવીર નથી! તેમણે આવા ખેલ તો અનેક વાર ખેલ્યા છે. અરે, સહદેવ-નકુલ! તમારો હાથ ખેંચી લ્યો, તમારી તલવાર મિયાનમાં નાખો અને તમારા પ્રતિપક્ષીઓને તમારા મિત્રો માનો. ચલો-શાહબાસ!"

કામરાજની આજ્ઞા પ્રમાણે સહદેવ-નકુલે પણ પોતાની તલવારને મિયાનમાં નાખી અને આ ન્હાનકડા યુદ્ધનો અંત આવ્યો.

નવીન ગૃહસ્થે પણ જમીન પર પડેલી પોતાની તલવાર ઉચકીને મિયાનમાં નાખી અને ઘોડા પર પુનઃ સ્વાર થતાં તેણે પૂછ્યું: "આ આપના સેવકોનાં પણ પાંચ પાંડવોમાંના બે ન્હાના ભાઇઓનાં નામે નામ છે ને શું?"

"હા, એ નામો સહજમાં વિસરી શકાય તેવાં નથી." કામ-

રાજ બોલ્યો: " આ બન્નેએ શ્રીનગરમાં મોટાં મોટાં પરાક્રમ કરેલાં છે અને ત્યાંના સૈન્યમાં પણ તેમનું મોટું માન છે!"

" મેં પણ મારો પુષ્કળ સમય દક્ષિણ દેશમાં જ વિતાડેલો છે. યુદ્ધશિક્ષણ મેં એ દેશમાં જ સંપ્રાપ્ત કર્યું હતું અને આપણા સંપ્રદાયની દીક્ષા પણ મને ત્યાં જ મળી હતી." નવીન સ્વારે જણાવ્યું.

" મેં યુદ્ધશિક્ષણ તો અહીં વિલાસપુરમાં જ સંપાદન કર્યું હતું. પરંતુ દિક્ષા શ્રીનગરમાં લીધી હતી. તે રાજ્યમાં આપણા સંપ્રદાયના પુષ્કળ માણસો છે. આશરે પાંચ વર્ષ પહેલાં સ્વામી મહારાજ શ્રીનગરમાં સંચાર કરતા હતા. તે વખતે તેમનો ઉપદેશ જેના જેના કાનપર પડયો હતો તેણે તેણે તેમની પાસેથી દીક્ષા લીધી હતી. આ સંપ્રદાયની દીક્ષા લીધા પછી મને પુષ્કળ અનુભવ મળ્યો છે. યુદ્ધનો ઘનઘોર પ્રસંગ ચાલુ હોય; એટલામાં શત્રુપક્ષમાંથી જ એકાદો ગુરુબંધુ મળી આવે, અને તે સંકેત કરીને પોતાનો પરિચય આપે! એટલું જ નહિ, પણ એક વખત અમારો મુકામ એક બંદરમાં હતો. તે વખતે અમને ઘણી જ મુશ્કેલી નડી હતી. સીધાસામાનનાં વહાણો પ્રતિકુલ વાયુને લીધે પાછળ રહ્યાં હતાં. અમે માત્ર ખાલી હાથે તે બંદરમાં ઉતર્યા હતા. પણ ત્યાં મારી અને એક ગુરુબંધુની મુલાકાત થઇ. એથી મારે તો કોઇ પણ જાતની અગવડ વેઠવી પડી નહતી. મારી સાથેના બીજા સૈનિકો ધર્મશાળામાં, દેવાલયોમાં, રસ્તા ઉપર, જેને જ્યાં ફાવ્યું ત્યાં પડયા પડયા પોતાના દિવસો કાઢતા હતા અને હું પેલા ગુરુબંધુને ત્યાં પિંછાંના ગાદલા ઉપર આળોટતો હતો. આપે કહ્યું કે આપે પરદેશમાં ઘણો સમય ગાળ્યો છે, તો શું આપ ક્યાંય સૈન્યમાં હતા ?"

" સિપાઇગીરી કરીને કીર્તિ મેળવવાનું મારા નસીબમાં માંડયું

જ નથી." નવીન સ્વારે એક નિઃશ્વાસ નાખતાં કહ્યું: "અહા, જો મેં કોઇ સૈન્યમાં નોકરી કરી હોત તો આજે હું મારા દિવસો સુખમાં પસાર કરતો હોત."

"તથાપિ આપ યુદ્ધકર્મમાં જણાઓ છો તો પ્રવીણ!" કામરાજે કહ્યું.

"મેં ક્ષત્રિયકુલમાં જન્મ ધારણ કરેલો હોવાથી યુદ્ધનું મને થોડું જ્ઞાન છે ખરું." નવીન સ્વારે જણાવ્યું: "એમાં કાંઈ વિશેષ નથી. અસ્તુ, પણ મેં મૂર્ખપણે ઉપસ્થિત કરેલા યુદ્ધમાં જેણે મારો પ્રાણ બચાવ્યો છે તે મહા પુરુષ અને મારા ગુરુબંધુનું નામ હજુ મારા જાણવામાં નથી આવ્યું!"

"મારૂં નામ ધીરસેન!" કામરાજે જણાવ્યું: "પણ તમે તમારૂં નામ હજીસુધી મને કહ્યું નથી."

નવીન સ્વારે કહ્યું: "મારૂં નામ સહસ્રાર્જુન છે!"

પોતાનું નામ જણાવતાં સહસ્રાર્જુનના મનમાં કશું દુઃખ થતું હોય એમ કામરાજને લાગ્યું. પરંતુ એ વિષયમાં કશો પણ ઉલ્લેખ નહિ કરતાં તે બોલ્યો: "સહસ્રાર્જુન! આજે અકલ્પિત રીતે આપણો મેળાપ થયો છે અને પરસ્પર મિત્રતા જામી છે. તો હવે આપણે એક બીજાની સાથે ખૂલ્લા દિલથી વર્ત્તવું એ જ આપણું કર્ત્તવ્ય છે. આપણો બન્નેનો આગળ જવાનો રસ્તો એક જ છે. તો આપણે સાથે સાથે જ પ્રવાસ કરીએ એવી મારી ઇચ્છા છે. પછી તો જેમ આપની મરજી હોય તે પ્રમાણે ઠરાવીશું. તેમાં મારો ખાસ આગ્રહ નથી."

સહસ્રાર્જુન બોલ્યો: "મારે અહીંથી મણિપુર જવાનું છે.

આજની રાત્રી ત્યાં ગાળવાનો મારો વિચાર છે. મને લાગે છે કે મણિપુર અહીંથી લગભગ બે કોશ દૂર હશે."

"હા, એટલું જ; એથી વધારે દૂર નથી." કામરાજે કહ્યું: "મેં પણ આજની રાત્રી મણિપુરમાં જ રહેવાનો વિચાર કર્યો છે."

"ત્યારે ત્યાંસુધી આપણે સાથે સાથે જ જઈશું." [illegible]ર્જુને જણાવ્યું.

"ત્યાંસુધી એટલે ?" કામરાજે પૂછ્યું: "ત્યાંથી આપને ક્યાંય આગળ જવું છે કે શું ?"

સહસ્રાર્જુને બેદરકારીપૂર્વક જવાબ આપ્યો: "એ કાંઇ અત્યારે કહી શકાય તેમ નથી. આજની રાત્રીએ જે બનશે તેના ઉપર કાલનો વિચાર !"

કામરાજ સ્હેજ ટોકતો બોલ્યો: "સહસ્રાર્જુન ! હું તમારી સાથે મણિપુર સુધી આવું છું તે કેવળ મિત્રત્વને ખાતર જ આવું છું. તમારા મનમાં શું છે અથવા તમારે ત્યાં શું કામ છે એ બાબતમાં ઊંડા ઉતરવાનું મને કશું પણ કારણ નથી."

"ધીરસેન ! મેં બેદરકારીપૂર્વક આપેલા ઉત્તરથી આપને માઠું લાગ્યું હોય એમ દેખાય છે." સહસ્રાર્જુને કહ્યું: "પણ આપને માઠું લગાડવાની મને બિલકુલ ઇચ્છા નથી. માત્ર હમણાંના દિવસો કેવા ચમત્કારિક છે એ તમે જાણો છો. અત્યારે વિશ્વાસ એ અતિ મોંઘી વસ્તુ બની ગઇ છે. પ્રત્યક્ષ સગા ભાઇ ઉપર વિશ્વાસ મૂકવો કે કેમ, એ પણ એક સવાલ છે. એટલે એથી વિશેષ વિવેચન કરવાની કશી પણ જરૂર નથી."

કામરાજ દુઃખપૂર્વક નિઃશ્વાસ નાખતો બોલ્યો: "હા, એમ છે ખરૂં. હમણાંના દિવસો અતિ કઠિન બન્યા છે ખરા. પણ સહ-

સ્રાર્જુન ! તમને ખરૂં કહું છું કે જો કોઇને વિશ્વાસ મૂકવા લાયક એક પણ મનુષ્ય ન મળે તો તે મનુષ્ય લાંબે સમયે એકલપેટો બની જાય છે અને અવિચારને લીધે કાંઇક ભળતુંસળતું કામ કરી નાખે છે. ”

“ એ વાત સાચી છે. તો પણ સાંપ્રતકાળમાં બહુ વિચારપૂર્વક વર્તવું જોઇએ. ” સહસ્રાર્જુને અભિપ્રાય આપ્યો: “ કારણ કે હાલમાં રાજકીય કાવતરાં સ્થળે સ્થળે દૃષ્ટિગોચર થાય છે. રાજદ્રોહના આરોપથી લોકોને તડાતડ શિક્ષા થાય છે. કોણ જાણે, આપણે જેની સાથે ભાષણ કરતા હોઇએ તે એકાદો બંડખોર પણ હોય; અથવા તો બીજા કોઇ આરોપથી શિક્ષા પામેલો પરંતુ સરકારના હાથમાં તાળી દઇને પસાર થઈ ગયેલો એકાદો ઘોર અપરાધી પણ હોય ! ”

સહસ્રાર્જુનના આ શબ્દો સાંભળીને કામરાજ ચમક્યો. સહસ્રાર્જુન આ શબ્દો પોતાને ઉદ્દેશીને તો બોલતો નહિ હોય, એવી શંકા તેના મનમાં આવી. તેણે પોતાના સોબતી તરફ વેધક દૃષ્ટિએ જોયું. તે વખતે એ પણ પોતાની સામે એવી જ રીતે જૂએ છે, એમ કામરાજના ધ્યાનમાં આવ્યું. પરસ્પરના મનમાં પરસ્પરના વિષયમાં વિપરીત ભાવના ઉત્પન્ન થઇ પરંતુ તે લાંબો સમય ટકી નહિ. પછી સહસ્રાર્જુન જાણે પોતાના જ મનમાં વિચાર કરતો હોય તેવી રીતે પરંતુ કામરાજ સાંભળી શકે તેટલા મોટા અવાજે બોલ્યો: “ અત્યારની સ્થિતિ જ એવી છે કે આવા પ્રકારના વિચારો સ્વાભાવિક રીતે જ મનમાં આવ્યા સિવાય રહે નહિ. કારણકે અનંગપુરના કારસ્થાનમાં જેમને દેહાન્ત શિક્ષા થયેલી છે તેમનાં અને જેઓ સરકારના હાથમાં નહિ સપડાતાં પલાયન થઇ ગયા છે તેમનાં નામની

યાદી હજી લોકોનાં નેત્રોની સમક્ષ જ છે. સરદાર બલભદ્રપ્રસાદ, સરદાર કેશવચંદ્ર, સરદાર ઇંદ્રસેન, જયદ્રથ અને કુમાર કૃષ્ણવર્માને તો ફાંસીની શિક્ષા થઈ છે અને તેઓ ફાંસીને લાકડે લટક્યા પણ છે. પરંતુ તે સિવાય સરદાર પ્રદ્યુમ્નરાયનો ભાણેજ અને સરદાર કેશવચંદ્રનો ભત્રિજો કામસેન, જયદ્રથનો ભાઇ મિહિરસેન અને સરદાર દુર્જયવર્મા વગેરે પુષ્કળ માણસોને કાવતરામાં સામેલ થવાના આરોપસર દેહાન્ત શિક્ષા થયેલી છે, તેઓ સરકારના સપાટામાં નહિ આવતાં પસાર થઈ ગયા છે!"

"તમે હમણાં જે નામ લીધાં," કામરાજ બોલ્યો: "તે સિવાય સરદાર સત્યવર્મા અને તેમના બે બંધુને પણ કશા અજ્ઞાત કારણોને લીધે દેહાન્ત શિક્ષા થયેલી છે, અને તેમનાં નામો પણ એ યાદીમાં સામેલ છે."

"એટલા જ શું, પણ બીજા ઘણા લોકો એ કાવતરામાં સામેલ હોવાથી તેમનાં નામો એ યાદીમાં દાખલ કરવામાં આવ્યાં છે. પણ આપણે શું? જવા દો એ વાત. આપણે વાતચીતમાં ઘણો જ વિષયાન્તર કરી નાખ્યો! જે વાત ચાલે છે તે જ ચાલવા દો."

"આપણે વિષયાન્તર કરી દીધો છે એમ તો આપણાથી કહી શકાય નહિ." કામરાજે કહ્યું: "સાંપ્રત સમયમાં આપણે કોઇના ઉપર વિશ્વાસ મૂકી શકીએ તેમ નથી, એવું તમે જે બોલ્યા, તેની સિદ્ધીને માટે આ તો માત્ર ઉદાહરણ તમે રજુ કર્યું હતું!"

# પ્રકરણ ૧૭ મું.

## ભેદી દાદર !

આ સમયે એક બીજાએ પુનઃ પરસ્પરની સામે વેધક દૃષ્ટિ કરી. પોતાનો સોબતી પોતાની સાથે ખૂલ્લા દિલથી બોલતો નથી, તે ઘણી વાત પોતાથી છૂપાવે છે એમ તે બન્નેને લાગ્યું. તેઓ પરસ્પરના વિષયમાં શંકાશીલ બન્યા, અને જાણે તેઓ 'તમે ઉપરથી જેવા દેખાઓ છો તેવા અંદરથી નથી, અને હું પણ જેવો દેખાઉં છું તેવો નથી', એમ પરસ્પર કહેતા હોય, તેવી રીતે અર્થપૂર્ણ દૃષ્ટિથી એક બીજાની સામે જોતા હતા.

એ સમયે તેમના સેવકો તેમની પાછળ કેટલેક દૂર આનંદગમતની વાતો કરતા પોતાના અશ્વોને ચલાવતા હતા. સહસ્રાર્જુન અને કામરાજ એક બીજાની સાથે વાત ન કરતાં, એક બીજા તરફ આડી દૃષ્ટિએ જોતા મૌનપણે પોતાના અશ્વોને સાથે સાથે ચલાવતા હતા. એ રીતે તેમણે અમુક અંતર કાપ્યા બાદ તેમની વચ્ચે પુનઃ ભાષણનો પ્રારંભ થયો. તે બન્ને જણા જે સંપ્રદાયના અનુયાયી હતા તે સંપ્રદાયના સંબંધમાં વાતચીત ચાલુ થઇ. કારણ કે જે વાતના સંબંધમાં દિલ ખૂલ્લું કરીને બોલી શકાય તેમ હતું તે માત્ર એ એકજ હતી. કામરાજે પોતાના અનુભવમાં આવેલી બે-ત્રણ વાતો સહસ્રાર્જુનને કહી; અને મુશ્કેલીના પ્રસંગોમાં પોતાના સંપ્રદાયના લોકો પરસ્પર કેવી સહાય કરે છે તેનું રસભરિત ભાષામાં વર્ણન કર્યું. તે સાંભળીને સહસ્રાર્જુનને ઉત્સાહ વાધ્યો અને એક

વાત કહેવાની ઇચ્છા તેનાં મનમાં ઉદ્ભવી પરંતુ તેના મનમાં સ્હેજ સંશય આવ્યો. તે બોલ્યો: " તમે હમણાં જે વાત મને કરી એના કરતાં પણ એક વિલક્ષણ પ્રસંગનો મને અનુભવ થયો છે."

કામરાજ બોલ્યો: મને આપણા સંપ્રદાયને લગતી વાત સાંભળવાની ઘણી જ ઉત્સુકતા થઈ છે. તો જે પ્રસંગનો તમને અનુભવ થયો હતો તે મને જણાવો!"

સહસ્રાર્જુને કહ્યું: " જ્યારે તમારૂં મન આટલું ઉત્સુક થયું છે ત્યારે હું પણ એ વાત તમને કહું છું. પરંતુ એ વાતને ગુપ્ત રાખવાની જરૂર છે." એટલું કહીને પાછળ આવતા સેવકો તરફ સહસ્રાર્જુને દૃષ્ટિ કરી. તેઓ પોતાનું ભાષણ સાંભળી ન શકે એટલા અંતર ઉપર છે અને પરસ્પર ગપ્પાં મારવામાં દંગ બની ગયા છે, એવી તેની ખાત્રી થયા પછી તે બોલ્યો: " હું જે હકીકત હવે તમને કહેવા માગું છું તે ગુપ્ત રાખવાને માટે એ વાત માંહેનાં નામ, ગામ હું તમને જણાવીશ નહિ. પરંતુ એટલું જ કહું છું કે તમે એ હકીકત અંતપર્યંત શ્રવણ કરશો એટલે હું તેને આટલી ગુપ્ત રાખવાનો પ્રયત્ન શા માટે કરૂં છું તે આપોઆપ તમારા ધ્યાનમાં આવશે. હું કેટલાક મહિના પહેલાં મારા એક સગાને મળવાને માટે ગયો હતો. તેમનું મકાન મોટું અને કિલ્લાના જેવું છે. કેટલાંક કારણોને લીધે મારે તેની પાસે એકલા જ જવાની ફરજ પડી હતી. તેણે બહારથી તો મારી મ્હેમાનગતી ઘણી જ સારી રીતે કરી. વાસ્તવિક રીતે જોઇએ તો દીર્ઘકાળ પર્યંત અમે એક બીજાથી જુદા પડી ગયેલા હોવાને લીધે હું તેને અપરિચિત જેવો લાગું એ સ્વાભાવિક હતું. હું તેની પાસે મદદ માગવાને ગયો હતો, એટલે તેણે મને એટલું બધું માન આપવું તે વાજબી પણ ન હતું. પછી રાત્રીએ

અમે જમવા બેઠા ત્યારે અમારી સાથે મારા એ સગાનો કારભારી પણ હતો. આપણા સંપ્રદાયના રીવાજ મુજબ જમતી વેળાએ મેં મારા જમણા હાથે પંથમુદ્રા કરી. એ જોતાં એ કારભારીએ પણ મને ઇશારત કરીને મુદ્રા દર્શાવી. તે કારભારી આપણા પંથનો છે એ જાણીને મને અત્યાનંદ થયો. તે દિવસે એવી રીતે અમારો પરસ્પર પરિચય થયો તે સારૂં જ થયું. નહિ તો હું આજે આ હકીકત કહેવાને માટે જીવન્ત રહ્યો હોત નહિ !"

એટલી હકીકત કહીને સહસ્રાર્જુન કિંચિત્ કાળ સ્તબ્ધ રહ્યો. પૂર્વ વૃત્તાન્તના સ્મરણથી તેને અત્યંત ભીતિ લાગી હોય એવું તેના ચ્હેરાપરથી દેખાતું હતું.

થોડા સમય પછી તે કહેવા લાગ્યો: "ભોજન થતી વેળાએ મારા સગાએ મારી સર્વ હકીકત શાંતપણે સાંભળી લીધી. મેં જે માગણીઓ કરી હતી તે સર્વ, તેણે જરીપણ આનાકાની નહિ કરતાં, પૂર્ણ કરવાનું વચન આપ્યું. એવી રીતે તેની સાથે થયેલા સંભાષણમાં રાત્રીભોજન પૂર્ણ થયું. ભોજન પછી અમે તાંબુલસેવન કરતા હતા તે વખતે પેલો કારભારી અમારી પાસે આવ્યો. તે કાંઈ પેય પદાર્થના બે પ્યાલા ભરીને લાવ્યો હતો. તેણે એક પ્યાલો ઘરધણીના હાથમાં આપ્યો, અને બીજો પ્યાલો મારા હાથમાં આપતાં તે મારા સગાની અને મારી વચ્ચે ઉભો રહ્યો. એ વખતે તેનું મુખ મારા તરફ અને પીઠ પોતાના સ્વામી તરફ હતી. મારા હાથમાં પ્યાલો આપતાં તેણે દયાપૂર્ણ મુદ્રાથી મારી સામે જોઇને અત્યંત ધીમેથી—માત્ર હું એકલો જ સાંભળી શકું એવી રીતે કહ્યું: '**સાવધ રહેજો. દાદરના તેરમા પગથીયા ઉપર પગ ન મૂકશો.**' તેના એ શબ્દો મેં શાંતપણે સાંભળી લીધા. એ શબ્દો પરથી મેં તાત્પ-

કનોઅ તર્ક કર્યો કે આ કારભારીએ જે સૂચના કરી છે તે ઘણી જ મહત્વની છે. એ વિચાર આવતાં મેં ઘરધણી તરફ દૃષ્ટિ કરી. એ વખતે તેનું લક્ષ બીજી દિશા તરફ હોવાથી તેણે કારભારીનું ભાષણ સાંભળ્યું હોય કિંવા કારભારીને માટે તેને શંકા ગઈ હોય એવું મને લાગ્યું નહિ. કારભારી સ્હેજ દૂર જઈને ઊભો રહ્યો અને જ્યારે પુનઃ મારી દૃષ્ટિ તેના તરફ ગઈ એટલે તેણે પોતાના વદન ઉપર ગાંભિર્ય ધારણ કરીને પંથમુદ્રા દર્શાવી. અર્થાત્ હું સમજી શક્યો કે તેણે કહેલી હકીકત ઉપર મારે વિશ્વાસ મૂકવા એવું તે મને સૂચવે છે. તેની સૂચના મારા ધ્યાનમાં આવે છે એ દર્શાવવાને માટે મેં પણ તેની સામે મુદ્રા કરી. પેલા પેય પદાર્થનું પાન કરી રહ્યા પછી કારભારી પ્યાલા લઈને ચાલ્યો ગયો. થોડી વાર ઘરધણી અને મેં પ્રાસ્તાવિક વાતો કરી. પછી તે મને મારૂં શયનસ્થાન બતાવવાને સિદ્ધ થયો. ત્યાં એક સિંહના મુખવાળી બેડોળ દેખાતી શામદાનીમાં મીણબત્તી સળગતી હતી. તે શામદાની હાથમાં લઈને તે મને માર્ગ દર્શાવવાને સિદ્ધ થયો. એ વખતે મારા સગાની મુદ્રા એવી શાંત દેખાતી હતી કે આવા ગૃહસ્થ કપટ કરવાને તત્પર થાય-તે મારો જીવ લેવા જેટલી નીચતા દાખવે, એવી શંકા પણ મારા મનમાં આવી નહતી!

"અમે દિવાનખાનામાંથી બહાર પડ્યા એટલે આગળ તે અને પાછળ હું એમ અમે બે જણા ચાલવા લાગ્યા. એ મકાન ઘણું જ મોટું છે એ તો મેં તમને જણાવ્યું છે. બે ત્રણ ખંડ ઓળંગીને આગળ ગયા પછી એક લાંબી અને સાંકડી ચાલી અમારી દૃષ્ટિએ પડી. તે ચાલીમાં પ્રકાશને માટે એક દીવો ટાંગેલો હતો. તે ચાલીના બીજે છેડે આવેલો દરવાજો મારા સગાએ ઉઘાડ્યો એટલે એક વિસ્તીર્ણ દાદર મારી દૃષ્ટિએ પડ્યો. એ દાદર પાસે તે અટકી ગયો, અને

પોતાનું મસ્તક દુઃખે છે એવું જણાવીને પોતે ઉપર આવી શકશે નહિ એમ તેણે મને કહ્યું. ઉપર જઇને મારે કયે સ્થળે સૂવું એ તેણે મને સમજાવી દીધું અને મારા હાથમાં દીવો આપીને તે પાછો ફર્યો અને ચાલીના બીજે છેડે જે દરવાજો હતો તે તેણે બંધ કરી દીધો. દાદર જોતાં જ પેલા કારભારીએ ઉચ્ચારેલા શબ્દો પુનઃ મારા મનમાં ધુમવા લાગ્યા. હું અત્યંત ગભરાઇ ગયો. દાદરના પહેલા પગથીયા ઉપર પગ મૂકીને દરેક પગથીયું સંભાળપૂર્વક ગણતો ગણતો હું ઉપર ચડવા લાગ્યો. બરોબર સાવધાની પૂર્વક બાર પગથીયાં સુધી હું ઉપર ચડયો. ત્યાર પછી બાજુના કઠેરા ઉપર વજન દઇને તેરમા પગથીયાનો બિલકુલ સ્પર્શ નહિ કરતાં મેં ચૌદમા પગથીયા ઉપર પગ મૂક્યો. પણ આ વખતે મારો જીવ બિલકુલ ગભરાઈ ગયેલો હોવાથી કે બીજા કારણથી મારા એક પગનો ધક્કો તેરમા પગથીયાને લાગ્યો; અને હું ચૌદમા પગથીયા ઉપર પગ મૂકું છું ત્યાં તો મારી પાછળ પાંચ–છ પગથીયાં ધડોધડ દાદરથી છૂટા પડતા હોય એવો અવાજ મારા સાંભળવામાં આવ્યો. હું ચમકયો, અને મેં પાછળ દૃષ્ટિ કરી તો મેં શું જોયું? દાદર વચ્ચોવચ્ચથી તૂટી ગયેલો હતો અને તેની નીચે ઘણા ઊંડા કૂવા જેવો ખાડો હતો! તે ખાડો એટલો ઉંડો હતો કે મારી પાસેના દીવાના પ્રકાશથી પણ તેનું તળીયું મારી દૃષ્ટિએ પડતું ન હતું. મારો તમે પરાભવ કર્યો છે એ વાત ખરી છે, પણ લડાઇમાં શત્રુની સાથે બે હાથ કરતાં મારા મનમાં ભીતિનો લેશ માત્ર પણ સંચાર થતો નહિ. પરંતુ—"

"મેં આજપર્યંત પુષ્કળ મનુષ્યોની સાથે દ્વંદ્વયુદ્ધ કરેલું છે, પરંતુ તમારા જેવો નિર્ભયપણે તલવાર ચલાવનારો પુરુષ કદી પણ

મારી દૃષ્ટિએ પડયો નથી, એ હું પ્રાંજલપણે કબૂલ કરૂં છું!" કામરાજે પોતાના ગુરુબંધુની પ્રશંસા કરી.

"પરંતુ તે વખતે મને એટલી બીતિ લાગી કે પરસેવાથી મારૂં આખું શરીર ભિંજાઇ ગયું." સહસ્રાર્જુને વાકય પૂરૂં કરીને આગળ ચલાવ્યું: "તે વખતે મારા ધ્રૂજતા હાથમાંથી દીવો કેમ પડી ન ગયો એ બાબતનું મને આશ્ચર્ય થાય છે. કોણુ જાણે, મારા પગ નીચેનું પગથીયું પણ એવી રીતે ખસી પડશે તો, એવા ભયથી હું એકદમ બાકીનાં પાંચ–સાત પગથીયાં ચડીને ઉપર આવ્યો. ઉપર ગયા પછી મારા જીવમાં જીવ આવ્યો. હવે શું કરવું એ બાબતનો મને મોટો વિચાર થઈ પડયો હતો. આ મકાનમાં રહેવું તે જોખમ ભરેલું છે એવી તો મારી ખાત્રી થઇ ચૂકી હતી. મારો મધુરભાષી સગો કયારે અને કેવી રીતે મારો ઘાત કરશે તેનો કશો પણ નિશ્ચય નથી; એવું વારંવાર મારા મનને થવા લાગ્યું."

"આપની આ હકીકતથી જો આપનું મૃત્યુ થાય તો આપના સગાને લાભ થાય, એમ સમજી શકાય છે." કામરાજે તર્ક કર્યો.

"હા, મારો નાશ કરીને તેને મારી સંપત્તિનો વારસો મેળવવાની ઇચ્છા હતી. પરંતુ હું મારી હકીકત આગળ જણાવું છું. હું મારા વિશ્વાસઘાતી સગાના કબજામાં બરેબર રીતે સપડાયેલો હતો. એટલે હવે આ મકાનમાં રહેવું તે જોખમકારી છે એમ મને લાગ્યું. માટે અહીંથી કોઇ પણ માર્ગે ન્હાસી જવું એવો મેં નિશ્ચય કર્યો. તેની આ યુક્તિ રદ ગઈ હતી. તેથી તે પોતાના સેવકોની સહાયથી મારૂં ખૂન પણ કરશે એવી મને શંકા ઉપજી. બીજું એ કે હું જે કાર્યને માટે તેની પાસે ગયો હતો તે કાર્ય અત્યંત ગુપ્ત હતું અને મારે લગતી અનેક ગુપ્ત વાતોની તેને માહિતી મળી ચૂકી હતી. એ

ગુપ્ત વાર્ત્તા જો તે પ્રકટ કરે તો પણ મારો જીવ જવાનો સોદો હતો. અર્થાત્ આ મકાનમાંથી બને તેટલી ત્વરાથી પલાયન થઇ જવાનો નિર્ધાર કરીને હું મેડીનું બારિક નિરીક્ષણ કરવા લાગ્યો. મેડી ઉપર ઘણા ખંડ ખાલી હતા. પરંતુ તેમાં પ્રવેશ નહિ કરતાં હું સામેના ઝરૂખામાં જઇને ત્યાં આસપાસ જોવા લાગ્યો. ત્યાં ફરતાં ફરતાં તેની સામેના ભાગમાં એક છેડે થોડો પ્રકાશ મારી દૃષ્ટિએ પડયો. એટલે મારી પાસેનો દિવો એક દિવાનખાનમાં મૂકીને જે ભાગમાં પ્રકાશ પડતો હતો તે તરફ હું ગયો. મને દેખાયું કે ઘરધણી પોતાના એક સેવકના હાથમાં દીવો આપીને તેની સાથે ઉપર આવે છે. તે ઉપર આવીને મારો પ્રાણ લેવા માગતો હોય તો જ્યાં સુધી મારા હાથમાં તલવાર ધારણ કરવાની શક્તિ છે ત્યાં સુધી તેની સાથે યુદ્ધ કરવાનો મેં નિશ્ચય કર્યો. પરંતુ એવું કાંઇ કરવું પડયું નહિ. એ ઝરૂખાના છેડે એક દરવાજો હતો. એ દરવાજો બંધ કરીને તે ત્યાંથી ચાલ્યો ગયો. અર્થાત્ એ બાજુએ થઇને પલાયન થવાનો માર્ગ બંધ થઇ ગયો. ત્યારપછી જે દિવાનખાનામાં મેં દીવો મૂકયો હતો ત્યાં હું ગયો અને ત્યાંથી કયાંય પણ જવાનો રસ્તો છે કે નહિ એ હું જોવા લાગ્યો. બે–ત્રણ દિવાનખાનાં ઓળંગ્યા પછી હું વચલા ચોક પાસે આવ્યો. આ વખતે મારી પાસે દીવો ન હતો એ સારૂં થયું. કેમકે તે ચોકના નીચલા મજલામાં મારો સગો પોતાના ચાર સેવકો સાથે મસલહત કરતો મારી દૃષ્ટિએ પડયો. એ તરફ પણ મારે માટે રસ્તો બંધ હતો. એટલે પુનઃ હું ઝરૂખા ઉપર આવ્યો. ત્યાં જઇને જોવા લાગ્યો તો દિવાલની પાછળ એક મોટું આંબાનું વૃક્ષ હતું અને તેની ડાળીઓ ઝરૂખાની નજીકમાં હતી. એ જોઇને પેલી ડાળી ઉપર મારાથી ચડી શકાશે કે કેમ એ બાબતનો મેં નિર્ણય કરી લીધો. એ

માર્ગ પણ જોખમ ભર્યો હતો ખરો, પરંતુ તે લીધા સિવાય હવે બીજો એક પણ ઉપાય ન હતો. મેં વિચાર્યું કે મકાનની અંદર રહીને મારાઓના હથિયારના ભોગ થવા કરતાં આ વૃક્ષ ઉપર ચડતાં જો પ્રાણઘાત થાય તો તે વધારે સારૂં! એ વિચાર આવતાં મેં તલવારની મૂઠથી વૃક્ષની ડાળીને ધીરે ધીરે મારી તરફ ખેંચી, અને ગુરુદેવનું સ્મરણ કરીને હું તે ડાળી ઉપર ચઢી ગયો, અને ત્યાંથી વૃક્ષ ઉપર ગયો. આ પ્રયત્નમાં મને યશ મળ્યો. હું આંબા પરથી નીચે ઉતર્યો. આ સ્થળે એક પણ માણસ ન હતું. હું ત્યાંથી મારા પગલાંનો અવાજ ન થાય તેવી રીતે પસાર થઇ ગયો."

આટલી હકીકત કહીને સહસ્રાર્જુન અટકી ગયો. આવા પ્રકારના સંકટમાંથી સુરક્ષિતપણે પાર પડવા માટે કામગજે તેનું અભિનંદન કર્યું. તે બોલ્યો: "તમે જણાવેલી હકીકત ખરેખર ઘણી જ વિલક્ષણ છે! તમને ત્યાં અચાનક ગુરુબંધુ મળી ગયો અને એથી જ તમારો પ્રાણ બચવા પામ્યો. પણ તમે જે હકીકત કહી તેમાં તમારા સગાનું નામ, તેનો તમારી સાથેનો સંબંધ તથા તેનું સ્થળ–એટલાંનો નિર્દેશ કર્યો નથી. એ ઉપરથી એમ સમજી શકાય છે કે તમારા એ સગાની આ નીચતાને પ્રકટ કરીને તેને શિક્ષા કરાવવામાં તમને પણ કાંઈ નુકસાન હોવું જોઇએ?"

"તમારી કલ્પના સત્ય છે." સહસ્રાર્જુને જણાવ્યું: "અત્યારે હું તેને શિક્ષા કરાવી શકું તેમ હોત તો પણ જે કુળમાં મારો જન્મ થયો છે તે કુળના અભિમાનને ખાતર પણ એ વાત હું પસંદ કરત નહિ. એ એક વિશ્વાસઘાતી, દુષ્ટ મનુષ્યની નીચ કૃતિને લીધે આખા કુળને બટ્ટો લાગે, અને તેટલા ખાતર જ એ હકીકત કહેતાં મેં કોઈનું પણ નામ લીધું નથી."

"આપનું મન અતિશય ઉદાર છે એ જોઇને મને આપના તરફ વિશેષ માન ઉપજે છે." કામરાજે કહ્યું: "મને લાગે છે કે હવે એ નીચ સગાનું મુખ પણ જોવું નહિ, એવો આપે નિશ્ચય કર્યો હશે?"

"ના, એવો નિશ્ચય મેં કર્યો નથી." સહસ્રાર્જુન જોરપૂર્વક બોલ્યો: "એટલું જ નહિ પણ હું ખાસ તેની પુનઃ મુલાકાત લઇને તેના કાન બરોબર ઉઘાડવાનો છું. કેટલાક મહિના પહેલાં જે વાત હું તેને વિનતિ કરીને સિદ્ધ કરવા માગતો હતો તે હવે હું તેની પાસેથી બળાત્કારપૂર્વક સિદ્ધ કરવા માગું છું!"

"આ આપ શું કહો છો?" કામરાજે આશ્ચર્ય વ્યક્ત કર્યું: "એ નીચ અને વિશ્વાસઘાતી મનુષ્યના મકાનમાં પુનઃ પગ મૂકવાનું કામ ઘણું જ જોખમ ભરેલું છે એવું આપને લાગતું નથી કે શું?"

સહસ્રાર્જુન બેદરકારીપૂર્વક બોલ્યો: "એવું મને બિલકુલ લાગતું નથી. કારણ કે આ વખતે હું લુચ્ચાઈ ચલાવવાની તક આપીશ નહિ. પાછલી હકીકતથી જે શિક્ષણ મને મળ્યું છે તે ઉપરથી ભવિષ્યમાં શું કરવું એ બાબતનો મેં પૂરો વિચાર કરી રાખ્યો છે. હું કાંઈ પુનઃ જાહેર રીતે તેની મુલાકાત લેવાનો નથી. તે ક્યાં સૂવે છે એ મારા જાણવામાં છે. પેલા આંબાના વૃક્ષ ઉપર ચડી ઝરૂખામાં દાખલ થઇને રાત્રીના સમયે ગુપ્ત સમયે હું તેના શયનગૃહમાં તેની મુલાકાત લઇશ. પછી તે મારી વાત કબૂલ કરે છે કે નહિ તે જોઇ લઇશ!"

"આપના આ પ્રયત્નમાં આપને યશ પ્રાપ્ત થાય એવું હું અંતઃકરણપૂર્વક ઇચ્છું છું." કામરાજે કહ્યું: "હું પણ મારા એક સગાને

મળવાને માટે જ અત્યારે મણિપુર જાઉં છું. કેટલાક મહિના પહેલાં તમારી જે સ્થિતિ હતી તે જ આજે મારી છે !"

"એટલે ! આ આપ શું કહો છો ?" સહસ્રાર્જુને આશ્ચર્યસહ પ્રશ્ન કર્યો.

"હું એટલું જ કહું છું કે આપ જેમ આપના સગાની પાસે સલાહ અને મદદને માટે ગયા હતા તે પ્રમાણે હું પણ આજે મારા એક સગાની પાસે સલાહ અને મદદને માટે જઉં છું. પણ મારી ખાત્રી છે કે તે વખતે જેવો પ્રસંગ આપના ઉપર ગુજર્યો હતો તેવો પ્રસંગ આજ મારા ઉપર ગુજરશે નહિ !"

"ઇશ્વરને મારી પ્રાર્થના છે કે એવો પ્રસંગ આપને પ્રાપ્ત ન થાઓ. પણ હવે આપણે મણિપુરની નજીક આવી પહોંચ્યા છીએ." સહસ્રાર્જુને સૂચવ્યું.

શહેરમાં જઇને ક્યાં ઉતરવું એ બાબતનો તેમણે વિચાર કર્યો. આજ રાત્રે પોતાના સગાની મુલાકાત લેવાને કામરાજનો વિચાર ન હતો. એટલે તેણે શહેરમાં જતાં જ જે દેવાલય પ્રથમ દૃષ્ટિએ પડે ત્યાં ઉતારો કરીને રાત્રી ગાળવાનો નિશ્ચય કર્યો, અને શહેરમાં જઇને એ વિચાર તેણે અમલમાં પણ મૂક્યો. દેવાલયમાં જતાં જ સેવકોએ ઘોડા ઉપરના ઘાસીઆ એક બાજુની પડાળીમાં પાથર્યાં. પછી તેમણે પોતપોતાની પાસેનું ખાવાનું કાઢીને ક્ષુધાને તૃપ્ત કરી. ત્યારપછી થોડો સમય પ્રાસ્તાવિક વાતો કરીને તેઓ સૂઈ ગયા. બીજે દિવસે પ્રાતઃકાળે કામરાજ અને તેના સેવકો જાગૃત થઇને જૂએ છે તો સહસ્રાર્જુન, તેના સેવકો અને તેમના અશ્વો ક્યાંય પણ દૃષ્ટિએ પડ્યા નહિ. અર્થાત્ કામરાજ અને તેના સેવકોને ગાઢ નિદ્રામાં મૂકીને આ લોકો ચાલ્યા ગયેલા હોવા જોઇએ. તેમનું આ વર્તન કામરાજને અત્યંત

વિલક્ષણ લાગ્યું. તે સ્વગત બોલ્યો: "આ શૂર ગૃહસ્થ છે કોણ? તે ગમે તે હો, પણ હવેથી મારે પૂર્ણ સાવધ રહેવું અને તે ગૃહસ્થે જણાવેલી હકીકતથી મને એટલું શિક્ષણ પ્રાપ્ત થયું છે કે આ દુનિયામાં કોઈ પણ મનુષ્યના ઉપર અધિક વિશ્વાસ મૂકવો નહિ!"

પ્રાતર્વિધિ પૂર્ણ કર્યા પછી કામરાજ ઘોડા ઉપર સ્વાર થઇને પોતાના સેવકોની સાથે પોતાના જે સગાને મળવાનો તેનો વિચાર હતો તેને મળવાને માટે નિકળ્યો.

---

## પ્રકરણ ૧૮ મું.

---

### ચંદ્રદુર્ગ.

મણિપુર શહેરમાં આવીને કામરાજે પોતાનો સગો ત્યાં છે કે નહિ તેની તપાસ કરતાં તેને માલૂમ પડયું કે હાલમાં તે મણિપુરમાં નથી, પરંતુ ત્યાંથી લગભગ પાંચ કોશ દૂર આવેલા તેના પોતાના ચંદ્રદુર્ગ નામના કિલ્લામાં છે. અર્થાત્ તેને અહીંથી ચંદ્રદુર્ગ જવું પડે તેમ હતું. મણિપુર શહેરમાં તેને બીજું કશું કામ નહિ હોવાથી તેણે તે જ સમયે ચંદ્રદુર્ગનો માર્ગ ધર્યો. મણિપુરથી એક બે–કોશ દૂર ગયા પછી કામરાજે એક ઝાડીમાં મુકામ કર્યો. તેના સેવકોએ રસોઈ બનાવી અને ભોજન થયા પછી તેણે સ્હાંજ સુધીનો સમય ત્યાં જ ગાળવાનો વિચાર કરીને વિશ્રાંતિ લીધી. પોતાના સગાની મુલાકાત રાત્રીએ લેવી યોગ્ય છે, એવું અનેક કારણોને લીધે

કામરાજને લાગતું હતું. તેણે ન્હાનપણમાં એક–બે વખત આ પ્રદેશ નિહાળ્યો હતો. પરંતુ તેના સેવકો તો આ પ્રદેશમાં આજે પહેલવહેલા જ આવ્યા હતા. જેને મળવાને કામરાજ જતો હતો તેનું નામ પ્રદ્યુમ્નરાય હતું. તે કામરાજનો મામો થતો હતો એટલું આ સ્થળે વાચકોને જણાવીશું. પ્રદ્યુમ્નરાયની ઉમર લગભગ પાંસઠ વર્ષની હતી. તથાપિ તેની શરીરશક્તિ નષ્ટ થઇ ન હતી. કિંવા તેનો ઉત્સાહ પણ ઓછો થયો ન હતો. તેને એક જ પુત્ર હતો અને તે રાણી ઇન્દિરાવતીના ખાનગી ખાતામાં નોકર હતો.

સાયંકાળ થયા પછી ચાર ઘટિકા વિતી ગઇ તે વખતે કામરાજ ચંદ્રદુર્ગ પાસે આવી પહોંચ્યો. ચંદ્રદુર્ગના દરવાજા વગેરેની સ્થિતિ અસ્તવ્યસ્ત હતી. તે કિલ્લાની યુદ્ધના વિષયમાં વિશેષ જરૂર પડતી નહિ હોવાથી પ્રદ્યુમ્નરાયે તેના સમારકામ તરફ દુર્લક્ષ જ કર્યું હતું. કિલ્લાની દિવાલ પણ કોઇ કોઇ સ્થળે તૂટી ગયેલી હતી. આવા પ્રકારના કિલ્લાની દેવડી પર પહેરો ન હોય તો એમાં કાંઇ નવાઈ જેવું નથી. ન્હાનપણમાં તેણે કિલ્લાની અંદરનો ભાગ જોયેલો હોવાથી, કામરાજ અંધારામાં પણ વિશેષ ફાંફાં માર્યા સિવાય પ્ર મ્નરાયના મકાન પાસે જઇ પહોંચ્યો. એ મકાનના દ્વાર પાસે ચોકી પહેરો હતો. ત્યાં આવીને કામરાજે ચોકીદાર સાથે 'કાંચનગરના સહસ્રાધિપતિ વીરસેન આપને મળવાને આવેલ છે,' એવા સમાચાર પ્રદ્યુમ્નરાયને પહોંચડાવ્યા. થોડી વારે ચોકીદારે ત્યાં આવીને મોટા સન્માનપૂર્વક કામરાજને મકાનના અંદરના ભાગમાં પ્રવેશ કરાવ્યો.

કામરાજના બાલ્યાવસ્થાના કેટલાક દિવસો આ મકાનમાં પસાર થયેલા હોવાથી, તેના અંદરના ભાગની તેને પુષ્કળ માહિતી હતી. પરંતુ તેણે બાલપણમાં જોયેલી એ મકાનની સ્થિતિ ને અત્યારની સ્થિતિમાં

પુષ્કળ ફેરફાર થઈ ગયો હતો. તે ન્હાનો હતો ત્યારે જે મકાનમાં લગભગ સો માણસો હશે, તેમાં અત્યારે દશ-પંદર માણસો પણ હશે કે કેમ એ બાબત કામરાજને શંકા થતી હતી.

આગળની ઓશરીમાં એક લાંબો દીવો ટાંગેલો હતો. તેનો મંદ મંદ પ્રકાશ એ વિસ્તીર્ણ મકાનમાં ચોતરફ પથરાઈ ગયો હતો. એથી ત્યાં સર્વત્ર ઉદાસિનતાનો ભાવ્ય થતો હતો. એવો પ્રકાશ દૃષ્ટિએ પડતાં કામરાજનો અર્ધ ઉત્સાહ નષ્ટ થઈ ગયો. તેનો મામો કયે સ્થળે બેસે છે તે કામરાજને માલૂમ હોવાથી તે એકદમ સીધો પ્રદ્યુમ્નરાયના ખાનગી દિવાનખાનામાં ગયો. એ વખતે પ્રદ્યુમ્નરાય એક મોટું પુસ્તક આગળ રાખીને બેઠો હતો. ભવ્ય અને શાંત મુદ્રા, કાળાભોર પાણીદાર નેત્રો. તાળવા પર પડેલી મોટી તાલ, દાઢી મૂછના સફેદ વાળ, વગેરે લક્ષણોથી આજ પોતાનો મામો છે એમ કામરાજ સમજી ગયો. છેલ્લાં દશ-બાર વર્ષમાં તેના દેહ ઉપર જરાનો વિશેષ અમલ થઈ શકયો ન હતો. મામાને પિછાનતાં જ ભાણેજે તેને નમ્રતા પૂર્વક પ્રણામ કર્યાં; અને મામાએ બતાવેલા આસન ઉપર ધીરસેન કિંવા કામરાજ બેઠો.

પ્રદ્યુમ્નરાયે દીવાની વાટ સારીને તેને વિશેષ પ્રકાશમાન્ કર્યો; અને પોતાનાં પાણીદાર નેત્રો કામરાજ તરફ રાખીને તેનું સૂક્ષ્મ રીતે નિરીક્ષણ કર્યું. કામરાજે પણ પોતાનો મામો પોતાની સામે જોઇ રહ્યો છે એ જોઇને હાસ્યવદન કર્યું.

વૃદ્ધ કિંચિત્ હાસ્યપૂર્વક બોલ્યો: "છોકરા ! મેં તને ઓળખ્યો. બરોબર તેજ તું. મેં તને ન્હાનપણમાં જોયેલો ત્યારે જ તું મોટો થઇશ તે વખતે મજબૂત બાંધાનો અને દેખાવડો થઇશ એવો તર્ક કર્યો હતો."

કામરાજ બોલ્યો: "હા. તે જ હું. તમે મને ઓળખી શકો છો કે નહિ એ જાણ્યા પહેલાં મારે પોતે તમને મારી ઓળખાણ ન આપવી એવો મારો ઇરાદો હતો. ત્યારે કહો, મામા સાહેબ! આપના આ ભાણજા ઉપર આપની માયા તો પૂર્વવત્ છેના?"

પ્રદ્યુમ્નરાય મમતાભર્યા સ્વરે બોલ્યો: "દીકરા તું ઘણે દિવસે ચાહીને મને મળવા આવ્યો એથી મને ઘણો જ આનંદ થાય છે. મનમાં સંકોચ ન રાખીશ. આ મકાન તારૂં જ સમજ અને આનંદથી રહે. તું આજે મારી પાસે શા માટે આવ્યો છે, તારી સ્થિતિ શી છે, વગેરે પ્રશ્નો પણ હું તને કરીશ નહિ. વળી તારી ઇચ્છા પ્રમાણે હું તને ધીરસેન જ કહીશ. જ્યારે તેં આ કૃત્રિમ નામ ધારણ કર્યું છે ત્યારે અનંગપુરના કાવતરામાં ભાગ લેનારાઓને જે શિક્ષા થઇ છે તેમાંથી તું હજુ—"

"મામા સાહેબ! એ વિષયમાં અધિક બોલવું તે ઇષ્ટ નથી." કામરાજ વચ્ચે બોલી ઉઠ્યો: "કારણ કે ભિંતને પણ કાન હોય છે!"

"તું કહે છે એ પણ ખરૂં છે." પ્રદ્યુમ્નરાયે કહ્યું: "હવે પછી તું સહસ્રાધિપતિ ધીરસેન છે એ વાત ધ્યાનમાં રાખીને જ હું તારી સાથે સંભાષણ કરીશ. વારૂ, પણ તારી સાથે કોઇ નોકર ચાકર છે કે નહિ?"

"હા," કામરાજે જવાબ આપ્યો: "મારા અત્યંત વિશ્વાસુ બે સેવકો મારી સાથે છે. તેમનાં નામ સહદેવ અને નકુળ. તમે મારી માફક તેમના ઉપર પણ પ્રેમ કરશો. એવી મારી વિનતિ છે."

અત્યંત મમતાભર્યા સ્વરે અને દયાપૂર્ણ મુદ્રાથી પ્રદ્યુમ્નરાય કહેવા લાગ્યો: "મારે ત્યાં તેમને કોઈ પણ વાતની કમિના પડવાની નથી. ગમે તેમ તોયે તું મારી બ્હેનનો દીકરો છે. એટલે હું તને મારા પુત્ર-

વત્ જ માનું છું. માટે મનમાં સંકોચ ન રાખતાં તારે જે જોઇએ તે તું ખૂલ્લા દિલે માગી લેજે." એટલું કહીને પ્રદ્યુમ્નરાયે એક સેવકને બોલાવીને આજ્ઞા કરી: "આ શૂરસેનજીના સેવકોની બરદાસ ઉત્તમ પ્રકારે કરજો. તેમને કોઇ વાતે ઓછું લાગવું જોઇએ નહિ. તે જ પ્રમાણે તું જઇને કારભારીને વરધી આપ; એટલે તે આ મોટા મહેમાનને યોગ્ય ભોજન આદિની વ્યવસ્થા કરે."

સેવક માલિકને પ્રણામ કરીને ચાલ્યો ગયો. પછી મામાએ પોતાના ભાણેજ તરફ નજર કરી. તેણે તેનું સૂક્ષ્મ દૃષ્ટિથી પુન: નિરીક્ષણ કર્યું. તે બોલ્યો: "હવે તો તું ઠીક મોટો થઇ ગયો છે! હું જ્યારે અગાઉ તને ખોળામાં લઇને રમાડતો ત્યારે મેં ભવિષ્ય ભાખ્યું હતું કે: તું ભવિષ્યમાં ઉત્તમ પુરુષ નિવડીશ. તને ભવિષ્યમાં આમ છૂપી રીતે દિવસો પસાર કરવાનો વખત આવશે એવું તો એ વખતે કોઇને સ્વપ્ન પણ ન હતું!"

"મારાં માતાપિતા મને ન્હાનો મૂકીને જ ચાલ્યાં ગયાં; એથી મારા દુર્દૈવને વધારે સગવડ મળી." કામરાજ બોલ્યો: "સાધારણ રીતે કહીએ તો જેના માબાપ બાલ્યાવસ્થામાં જ મરણ પામે છે તે છોકરાના ભવિષ્યના દિવસો સારી સ્થિતિમાં જતા નથી. તેમાંયે વળી જો એ છોકરાના પાલનકર્તા મારા કાકા જેવા અભિમાની અને દુષ્ટ હોય, પછી તો પૂછવું જ નહિ!"

એ પ્રમાણે સંભાષણ થતું હતું એ વેળાએ બહાર કોઇનાં પગલાંનો અવાજ આવ્યો. એથી પ્રદ્યુમ્નરાયે હોઠ ઉપર આંગળી મૂકીને કામરાજને મૌન રહેવાની સૂચના કરી. તેઓ બોલતા બંધ થઇ ગયા કે દરવાજામાંથી એક હૃષ્ટપુષ્ટ પુરુષ અંદર આવ્યો. તેના વેશ ઉપરથી તે ઘણું કરીને પ્રદ્યુમ્નરાયનો કારભારી હોવો જોઇએ એવું કામ-

રાજે અનુમાન કર્યું. એ જ વેળાએ સહસ્રાર્જુને કરેલી વાત માંહેના કારભારીનું તેને સ્મરણ થયું; અને આ કારભારી પણ પોતાનો ગુરુ બંધુ છે કે નહિ એ જાણવાને માટે કારભારીની નજર પોતાની તરફ થતાં જમણા હાથે મુદ્રા કરી. પરંતુ કારભારીએ તેની સામે મુદ્રા દર્શાવી નહિ. અર્થાત્ સહસ્રાર્જુનના કથાનકમાંનો કારભારી આ નથી એમ કામરાજને લાગ્યું. પોતાના મામાએ એ સંપ્રદાયનો સ્વીકાર કર્યો છે કે નહિ એ જોવાને જ્યારે તેના મામાની નજર તેની તરફ હતી એ વખતે તેની સામે પણ તેણે જમણા હાથે સાંકેતિક મુદ્રા કરી. તેનું પરિણામ પણ પ્રથમના જેવું જ આવ્યું.

કારભારી ભોજન તૈયાર થયાની વરધી આપીને ચાલ્યો ગયો. પ્રદ્યુમ્નરાય તેનું પુસ્તક કપડામાં બાંધવા લાગ્યો. તેને કામરાજે કહ્યું: “ મામા સાહેબ! તમે હમણાં મારી બાલ્યાવસ્થાની વાત કરતા હતા. મને પણ એ સમયનું પૂર્ણ સ્મરણ છે. તે વખતે તમે જેવા દેખાતા હતા તેવા જ અત્યારે પણ દેખાઓ છો. આટલાં વર્ષો વચ્ચે વિતી ગયાં છે, પરંતુ આપની પ્રકૃતિ કિંવા સ્વભાવમાં વિશેષ ફેર પડયો હોય એવું મને બિલકુલ લાગતું નથી. તે વખતે તમારી મારાપર જેવી મમતા હતી તેવી જ આજે પણ છે, એ જોઇને મને આનંદ થાય છે. હું મારા વિપદ્કાલમાં આપને પ્રાર્થના કરવાને આવ્યો છું તે મેં સારૂં કર્યું. આપની કૃપાથી મારા આ અજ્ઞાતવાસના દિવસો પૂરા—”

“ ચૂપ રહે ! ” પ્રદ્યુમ્નરાયે પુનઃ ઓષ્ટ ઉપર આંગળી મૂકી: “કોઈ આ તરફ આવે છે.” રોજના પરિચયથી એ વૃદ્ધ સરદાર ઘરમાંના માણસોની સ્હેજ હીલચાલ પણ કળી જતો હતો.

એ વેળાએ કારભારી હાથમાં દીવા લઇને બન્નેને ભોજનગૃહમાં

લઈ જવાને માટે આવ્યો હતો. તેની પાછળ એ બંને ત્યાં ગયા. ભોજનમાં બધો મિજબાનીનો જ ઠાઠ હતો એમ કહેવામાં હરકત નથી. મામો–ભાણેજ ભોજન કરવાને બેઠા હતા. મામો પોતાના ભાણેજને જુદા જુદા પદાર્થો લેવાનો આગ્રહ કરતો હતો. તે મોટે સ્વરે બોલ્યોઃ "આપનું આગમન બહુ મોડું થયેલું હોવાથી આપ જેવા મોટા મ્હેમાનની સરભરા અમારાથી જોઇએ તેટલી સંતોષકારક થઈ શકી નથી. મારો આ કારભારી પણ હજી નવો જ છે. તેને અહીંના રીતરીવાજની પણ પૂરેપૂરી માહિતી નથી."

કામરાજ બોલ્યોઃ "સરદાર સાહેબ ! હું આપની પાસે આટલી મોડી રાત્રીએ આવેલો હોવા છતાંયે આપે મારૂં આવા પ્રકારનું ઉત્તમ સ્વાગત કર્યું છે એ કાંઇ ઓછી વાત નથી. ખરૂં કહું છું કે હું એક સૈનિક હોવાને લીધે ખાવા–પીવાના સંબંધમાં મને અમુક પ્રકારનો ખાસ શોખ છે, અને અમુક વસ્તુ ઉપર અભાવ છે એવું કાંઇ નથી. કારણ કે યુદ્ધ સમયે અમારે ગમે તે સમયે અને ગમે તે વસ્તુથી પેટ ભરવું પડે ! વળી આપના આ કારભારીએ અલ્પ સમયમાં કરી દીધેલી આ બધી તૈયારી જોઇને તેના ચાતુર્યની ખાત્રી થાય છે !"

કામરાજે પોતાની પ્રશંસા કરવાથી કારભારીએ તેને સભ્યતાપૂર્વક પ્રણામ કર્યા. કામરાજને ક્ષુધા સારી લાગેલી હોવાથી તેણે મોટા ઉલ્હાસપૂર્વક પોતાનો થાળ ખાલી કરી નાખ્યો. ભોજન પૂરૂં થયું તે વખતે બહાર પહેરેગીરે દશ ઘટિકાના ડંકા માર્યા.

ભોજન પછી તાંબુલસેવન કરતી વખતે એકાંત જોઇને પ્રદ્યુમ્નરાય બોલ્યોઃ "તારે જે કાંઈ મહત્ત્વની વાત મને કહેવાની છે તે હું આવતી કાલે એકાંતે સાંભળીશ. તું મારી પાસે શા માટે આવ્યો છે એ હું લગભગ સમજી ચૂકયો છું. એટલે કહું છું કે જે જે બાબતમાં

તું મારી મદદ માગીશ તેમાં હું તને ખુશીથી મદદ આપીશ. તારે કશી પણ ચિંતા કરવી નહિ."

કામરાજ કૃતજ્ઞતા પૂર્વક બોલ્યોઃ "મામા સાહેબ ! તમે મને આ પ્રમાણે આશ્વાસન આપ્યું છે એ હું આપનો મારા ઉપર મોટો ઉપકાર જ સમજું છું. મારે જે હકીકત કહેવાની છે તે અત્યંત મહત્ત્વની હોવાથી તમને અવકાશે અને એકાન્તમાં કહેવા જેવી છે. હું જે વાત કહેવાનો છું તેમાં આપણા ઘણા સગાસંબંધીઓનો સંબંધ છે–પણ અત્યારે નહિ–મારે લીધે આપને વિના કારણ ઉજાગરો કરાવવાની મારી ઇચ્છા નથી."

પ્રદ્યુમ્નરાય કિંચિત્ હાસ્ય કરતો બોલ્યોઃ "મારી નિદ્રાને માટે હું વિશેષ ચિંતા કરતો નથી. પણ આજે આખો દિવસ પ્રવાસ કરવાથી તું થાકી ગયો છે, એ તારી મુદ્રા પરથી દેખાઇ આવે છે. એટલે તારે ખાતર જ અત્યારે હું ના કહું છું. એમ છતાંયે જો તારો આગ્રહ જ હોય તો મારી તો અત્યારે પણ ઉજાગરો કરીને તારી હકીકત સાંભળવાની તૈયારી છે !"

કામરાજ બોલ્યોઃ "મામા સાહેબ ! આપનું અનુમાન સાચું છે. આજે હું ઘણો જ શ્રમિત થયેલો છું. બિછાનાની અને મારી મુલાકાત ક્યારે થાય એવું મારા મનમાં થાય છે."

ત્યાર પછી પ્રદ્યુમ્નરાયે સેવકને બોલાવીને આસવ લાવવાની સૂચના કરી. તે દરરોજ રાત્રીએ સૂતાં પહેલાં આસવનું પાન કરતો હતો તેની આજ્ઞા પ્રમાણે સેવક આસવનો શીશો અને બે ચાંદીના પ્યાલા લાવ્યો. કામરાજે સ્હેજ આનાકાની કરી પરંતુ વૃદ્ધ પુરુષે અત્યંત આગ્રહ કર્યાથી તેણે પણ આસવનું પાન કર્યું.

તેઓ આસવપાન કરતા હતા તે વખતે ચાકરે બે શામદાની

લાવીને દિવાનખાનામાં મૂકી અને આસવનો શીશો તથા પ્યાલા લઇને તે ચાલ્યો ગયો. પ્રદ્યુમ્નરાયે એક શામદાની પોતાના હાથમાં લીધી અને બીજી કામરાજને લેવાનું કહ્યું. એ શામદાની જોતાં જ કામરાજના પેટમાં ધ્રાસકો પડયો! તેને સહસ્રાર્જુને કહેલી હકીકતનું સ્મરણ થયું. તેણે કહ્યા પ્રમાણે આ શામદાની પણ સિંહમુખી, બેડોળ અને વજનદાર હતી! પરંતુ તેણે એવો વિચાર કર્યો કે 'એટલા ઉપરથી જ શંકાશીલ થવું ન જોઇએ. એક સરખી વસ્તુઓ ઘણે સ્થળે હોય છે!' તેના મનમાં એ વિચાર ચાલતો હતો તે દરમિયાન પ્રદ્યુમ્નરાય દીવો હાથમાં લઇને બહાર નિકળ્યો. એટલે કામરાજને પણ હાથમાં દીવો લઇને વૃદ્ધની પાછળ જવાની ફરજ પડી.

---

## પ્રકરણ ૧૯ મું.

---

### બન્ને બરોબર!

કામરાજ હાથમાં દીવો લઇને પ્રદ્યુમ્નરાયની સાથે દિવાનખાનામાંથી બહાર નિકળીને થોડો આગળ ચાલ્યો એટલે એક ચાલી તેની દૃષ્ટિએ પડી. તે ચાલીમાં એક દીવો લટકતો હતો. એ જોતાં ચાલીના બીજા છેડા તરફ કામરાજે નજર કરી તો ત્યાં એક દરવાજો તેની દૃષ્ટિએ પડયો. સહસ્રાર્જુને કરેલા વર્ણનની સાથે આ સ્થળનો દેખાવ મળતો આવતો જોઇને તેને આશ્ચર્ય થયું અને તેના અંતરમાં ભીતિ પણ ઉત્પન્ન થઇ.

'કેટલીક વાર એકમેકની સાથે અક્ષરશઃ મળતી આવતી પ્ર-

ટના બની આવે છે. એવો તો આ પ્રકાર નહિ હોય ?' એવી એક વખત કામરાજના મનમાં શંકા આવી. પરંતુ એટલામાંજ તેને પ્રદ્યુ-મ્નરાયનો કારભારી નવો છે એ વાતનું સ્મરણ થયું. અર્થાત્ સહ-સ્રાર્જુન વખતે પોતાના સંપ્રદાયનો જે કારભારી હતો તે ચાલ્યો ગયો હોવાથી, અને આ કારભારી બીજો નવીન જ હોવાથી તે પોતે કરેલી મુદ્રા સમજી શક્યો નહિ, એવો કામરાજે વિચાર કર્યો; અને કારભારીના સંબંધમાં તેની શંકાનું એ રીતે નિવારણ થયું. સહસ્રા-ર્જુન પણ પ્રદ્યુમ્નરાયનો પોતાની માફક સગો થતો હશે અને તેણે પણ પોતાના પ્રમાણે કૃત્રિમ નામ ધારણ કર્યું હશે, એવી તેના મનની ખાત્રી થવા લાગી; અને સહસ્રાર્જુનને માજી કારભારીએ અણીના સમયે સૂચના આપીને બચાવ્યો તેવી જ રીતે સહસ્રાર્જુને પોતાને સૂચના આપીને મારું રક્ષણ કર્યું છે, એવો વિચાર આવતાં તેના મ-નનું કિંચિત્ સમાધાન પણ થયું.

હવે આગળ શું કરવું એ વિષયમાં તેના મનમાં વિચાર ઘોળાવા લાગ્યા. એક વખત તેના મનમાં એવો વિચાર આવ્યો કે આ ડોક-રાનું ગળું દાબીને તેને જમીનપર પાડી દેવો, અને પોતાનું ખૂન કરવાની તેની ઇચ્છા પૂર્ણપણે પોતાના સમજવામાં આવી છે એમ તેને જણાવીને બૂમાબૂમ પાડવી, અને પોતાના સેવકોને સહદેવ—ન-કુળને મદદ માટે બોલાવવા, તથા તેમની સહાયથી અહીંથી પસાર થઈ જવું. પરંતુ એ વિચાર આવતાં પુનઃ બીજો વિચાર મનમાં આવવાથી તેને પ્રથમના વિચારને છોડી દેવો પડ્યો. પોતે ગરબડ કરે તો જે નોકરચાકર સહુથી પહેલા અત્ર આવે તે બધા આ ડોકરાના વિશ્વાસુ હોવાથી પોતાનું ખૂન કરવામાં બિલકુલ વાર લગાડશે નહિ. એવો વિચાર તેના મનમાં આવ્યો હતો. એટલે તેણે સહસ્રાર્જુનને જે

રીતે પોતાનો બચાવ કર્યા હતા. તેનું અનુકરણ કરીને આ સંકટમાંથી મુક્તિ મેળવવાનો નિશ્ચય કર્યો.

આ વખતે એ બન્ને જણા ચાલના છેડા પર આવેલા દરવાજાની પાસે આવી પહોંચ્યા હતા. અહીંથી મેડી ઉપર જવાનો પેલો ભયંકર દાદર સ્પષ્ટ દેખાતો હતો. કામરાજે એ દાદર તરફ દૃષ્ટિ કરીને ત્વરિતપણે તેનાં પગથીયાં ગણી લીધાં. એ પગથીયાં તેર કરતાં પાંચ–છ વધારે હતાં. આ વખતે તેના મનમાં ચિત્રવિચિત્ર વિચારોનું મોટું રમખાણ મચી રહ્યું હતું. પરંતુ તેણે મોટા પ્રયત્નપૂર્વક અંતર્ગત વિચારોની છાયા વદન ઉપર દેખાવા દીધી નહિ.

પ્રદ્યુમ્નરાય આ દરવાજા પાસે ઊભો રહ્યો અને તેણે પૂર્વની માફક જ અત્યંત શાંત અને સ્મિત વદને કામરાજ તરફ જોયું. તે બોલ્યો: "ભાણા! હવે હું આગળ આવતો નથી. આ દાદર ઉપર થઈને તું ઉપર જઈશ એટલે જમણી બાજુએ જે દિવાનખાનું દેખાય તેમાં તારે માટે ઢોલિયો બિછાવેલો છે. મારે ત્યાં જ્યારે કોઈ મોટો પ્હેરોણો આવે છે ત્યારે જ માત્ર તેને માટે એ દિવાનખાનામાં હું વ્યવસ્થા કરૂં છું. સાધારણ મ્હેમાનોને માટે જગ્યા જુદી છે. હું પણ ઉપર આવત. પરંતુ આ મોટો દાદર ચડવાનો અને પુનઃ ઉતરવાનો શ્રમ કરવો પડે એથી હું ઉપર આવતો નથી. દિવસે દિવસે હું વૃદ્ધ થતો જતો હોવાથી મારી શક્તિ ક્ષીણ થઈ ગઈ છે. જા, આખી રાત્રી શાન્તિથી સૂઈ રહે."

એ ભાષણ કરતી વખતે એ વૃદ્ધની મુદ્રા શાંત અને ગંભીર દેખાતી હતી. તે જોઈને કામરાજે પોતાના મામાની કુટિલતાની મનમાં ને મનમાં પ્રશંસા કરી। તેણે પણ ચાતુર્યપૂર્વક પોતાના મનોગત વિચારોને દાબી દઈને કહ્યું: "મામાસાહેબ! મારે માટે આપે વિશેષ

શ્રમ ન લેવો. આપનો મારા ઉપર આટલો બધો પ્રેમ જોઇને મને અભિમાન થાય છે અને મારા નેત્રામાં હર્ષાશ્રુ આવી જાય છે. તમે હવે પધારો, હું જઇશ."

વિશેષ ભાષણ નહિ કરતાં એ વૃદ્ધ પાછો ફર્યો અને તેણે દરવાજો બંધ કરી દીધો. એ વખતે કામરાજના મનમાં એ ડોસા ઉપર ક્રોધ છૂટયો. પણ એ વેળા યોગ્ય ન હતી. એથી તેણે પોતાના મનને સમાલી લીધું. પાછા જવાનો માર્ગ બંધ થઇ ગયો હતો અને આગળ દેખાતા ભયંકર દાદર સિવાય બીજે કોઇ સ્થળે જવાની સગવડ ન હતી. એટલે તેણે દેવ ઉપર વિશ્વાસ રાખીને સાવધાનીપૂર્વક દાદર ચડવાનો પ્રારંભ કર્યો. તેણે પોતાનાં વસ્ત્રો સંકોર્યાં; અને હાથમાં મજબૂતાઇથી દીવા પકડી રાખીને તે ઉપર ચડવા લાગ્યો.

એક–બે–ત્રણ–ચાર એમ યથાક્રમે તે બિલકુલ ઉતાવળ નહિ કરતાં બાર પગથીયાં સુધી ચડી ગયો. ત્યાં ઊભો રહીને એક વખત તેણે પાછળ જોયું અને પુનઃ પહેલેથી પોતે ઊભો હતો ત્યાં સુધીનાં તમામ પગથીયાં ગણી જોયાં. કારણ કે જો તેણે ગણતરી કરવામાં એકાદા પગથીયાની ભૂલ કરી તો તેનાં સોએ વર્ષ પૂરાં થવાનાં, એવી દૃઢ ભ્રાંતિ તેના મનમાં ઉત્પન્ન થઇ હતી. પોતે બાર પગથીયાં જ ચડયો છે અને હવે તેરમું–પ્રાણઘાતક તેરમું પગથીયું ઓળંગવાની જરૂર છે, એ વિચાર તેના મનમાં આવતાં તેના આખા શરીરમાં પરસેવો છૂટવા લાગ્યો. તેણે ચૌદમા પગથીયાની બાજુનો કઠેરો મજબૂત રીતે પકડી રાખ્યો. ત્યારપછી ડાબો પગ ઉંચો કરીને તે તેણે ચૌદમા પગથીયા ઉપર મૂકયો. એ પગ ઉપર પોતાનો તોલ પૂર્ણપણે સમાલીને, હવે વાંધો નથી એવી ખાત્રી થયા પછી તેણે જમણો પગ બારમા પગથીયા ઉપરથી ઉપાડયો. બારમા પગથીયા પરથી જમણો

પગ છૂટતાં પોતાના ડાબા પગ નીચેનું ચૌદમું પગથીયું હાલતું હોય એવો તેને ભાસ થયો. એથી તે કિંચિત્ લથડવાથી તેના જમણા પગનો સ્હેજ ધક્કો તેરમા પગથીયાને લાગ્યો ! બસ ! એ પગથી- યામાં સ્થિત્યાંતર થવાને એટલો ધક્કો માત્ર બસ હતો ! સુદૈવે કામ- રાજના હાથમાંથી કઠેરો છૂટયો નહિ એટલું સારૂં; નહિ તો તેના આયુષ્યનો તે જ ક્ષણે અંત આવી ગયો હોત. કામરાજ ચૌદમા પગથીયા ઉપર પોતાનો તોલ સમાલીને બરોબર સ્થિરપણે ઊભો રહ્યો. તેણે નીચે જોયું તો દાદરનો વચ્ચેનો ભાગ ક્યાંક ગડપ થઈ ગયો છે અને તેની નીચે ભયંકર ઊંડો ખાડો છે એવું તેની દષ્ટિએ પડ્યું. એ ખાડો મૃત્યુદેવે વિકાસેલા મુખના જેવો લાગતો હતો. એ ખાડા તરફ દષ્ટિ કરતાં કામરાજના કાળજામાં એક પ્રકારનો ચ્છણચ્છ- ણાટ ઉત્પન્ન થયો. તેનું આખું અંગ થરથર કમ્પવા લાગ્યું. પ્રસ્વેદથી તે ભીંજાઈ ગયો. સહસ્રાર્જુને જે વાત તેને કહી હતી એ જ અક્ષ- રશઃ તેના અનુભવમાં આવી ! માત્ર તેને સાવધ કરનારો કારભારી કામરાજને મળ્યો ન હતો. પરંતુ સાવધ કરનાર તરીકે કારભારીનું સ્થાન સહસ્રાર્જુને પોતે જ લીધું હતું !

કામરાજે પુનઃ તે ખાડા તરફ દષ્ટિ કરી, તો એ બાજુએથી ન્હાસી જવાનો માર્ગ બંધ થઈ ગયો છે, એ તેના ખ્યાલમાં આવ્યું. પોતાના વિશ્વાસઘાતી મામા ઉપરનો તેનો ગુસ્સો દ્વિગુણિત થયો. પરંતુ અગાઉની માફક જ તેના મનમાં વિચાર આવતાં તેણે ગુસ્સાને દબાવી દીધો. પછી તે દાદરનાં બાકી રહેલાં પગથીયાં ચડીને ઉપર ગયો. સહસ્રાર્જુને જણાવ્યા મુજબ મેડી ઉપરનો ઝરૂખો તેની દષ્ટિએ પડયો અને એ ઝરૂખામાં ક્યાં સુધી જવાથી આંબાનું વૃક્ષ હાથ લા- ગશે એ બાબતનો તે વિચાર કરવા લાગ્યો. એટલામાં તેને પોતાના

સેવકોનું સ્મરણ થયું; અને પોતે નાસી જવાથી પોતાના બન્ને પ્રે-
માની સેવકોને પોતે પોતાની જાતે જ સંકટમાં નાખ્યા ગણાશે એવો
વિચાર આવતાં તેનું મન દુઃખિત થયું. 'આવતી કાલે તેઓ મારા
સંબંધમાં મારા વિશ્વાસઘાતી મામાને પૂછપરછ કરશે. મારો મામો
તેમને બનાવટી હકીકત જણાવશે. પરંતુ એથી જો તેમને સંતોષ નહિ
થાય તો આ નીચ ડોકરો તેમનું પણ કાટલું કાઢી નાખશે!' એવા
વિચારથી તેનું મન અત્યંત ઉદ્વિગ્ન બની ગયું.

તથાપિ થોડી વારમાં બીજો વિચાર મનમાં આવ્યો. તે સ્વગત
બોલ્યો: "પરંતુ મને લાગે છે કે એ નીચ મારા સેવકોને પીડા ક-
રશે નહિ. મારા આ દુષ્ટ મામાના ભવિષ્યના વિચારની હું કલ્પના
કરી શકું છું. તે ઘણું કરીને, દાદર અકસ્માત તૂટી ગયો, અને હું
કૂવામાં પડી ગયો છું, એમ મારા સેવકોને કહીને તેમને કૂવો બતા-
વશે, અને મારા મૃત્યુને માટે શોક કરીને તે તેમને કશી પણ હર-
કત કર્યા સિવાય છોડી દેશે. કારણ કે મારૂં મૃત્યુ આકસ્મિક રીતે
થયું છે એ સાબિત કરવાને માટે તેને મારા આ સેવકો ઉપયોગી
થઈ શકશે. મારો આવી રીતે નાશ કરવામાં તેનો હેતુ મારી જાગીર
પચાવી પાડવાનો જ હોવો જોઇએ હવે જો મારૂં મૃત્યુ આકસ્મિક
રીતે થયું નથી, પરંતુ તેમાં મારા મામાનો હાથ છે એવી સરકારને
શંકા આવે તો મારી જાગીર તેને કદી પણ મળી શકે નહિ. અર્થાત્
બીજા કશા કારણસર નહિ તો મારૂં મૃત્યુ આકસ્મિક રીતે થયેલું છે
એમ જણાવનારા સાક્ષીદાર રાખવાની ખાતર પણ તે મારા સેવકોને
કશી પણ ઇજા નહિ કરતાં છોડી દેશે."

કામરાજનો આ છેવટનો વિચાર વાંચતાં વાચકોને જેટલી વાર
લાગે તેના એક સોમા ભાગ જેટલા વખતમાં તે વિચાર કામરાજના

મનમાં આવી ગયો અને તે પલાયન થઈ જવાને સિદ્ધ થયો. તેણે પોતાની પાછળ દૃષ્ટિ ફેરવી. એ બાજુએથી કોઈની પોતાના ઉપર નજર નથી, એવી તેણે ખાત્રી કરી લીધી. પછી તે આગળ વધ્યો. જે દિવાનખાનામાં તેને માટે ઢોલીયો બિછાવેલો હતો તેનું દ્વાર ખોલીને તે અંદર દાખલ થયો પરંતુ તે વખતે સામેની બારીમાંથી કોઈ મનુષ્ય અંદર આવે છે એવો તેને ભાસ થયો. તત્ક્ષણે જ તેનો હાથ તલવારની મૂઠ તરફ ગયો.

નવીન મનુષ્યે પણ આને જોતાં જ પોતાની તલવારપર હાથ નાખ્યો હતો. પરંતુ વિજળીના ચમકારની માફક કામરાજના મનમાં એક વિચાર ઉદ્દભવ્યો અને એ મનુષ્યને ઓળખતાં જ તેણે બૂમ મારીઃ "કોણ, સહસ્રાર્જુન ?"

"ધીરસેન !" સામેનો મનુષ્ય બોલ્યોઃ "અરે, પણ તમે અહીં ક્યાંથી ?"

"હા, હું જ અહીં છું." કામરાજે પોતાની તલવાર મિયાનમાં ઘાલતાં જવાબ આપ્યોઃ "પણ તમારી તલવાર મિયાનમાં નાખો. હવેથી આપણી મૈત્રી કાયમ અને વિશેષ દૃઢ થવી જોઇએ. કેમકે બન્નેના નસીબમાં એક સરખો જ લેખ લખાયો છે !"

સહસ્રાર્જુન અત્યંત વિસ્મયપૂર્વક બોલ્યોઃ "એટલે ! આ તમે કહો છો શું ?"

"હું એટલું જ કહું છું કે ગઈ કાલે તમે જે હકીકત મને કહી હતી એથી જ મારો પ્રાણ બચ્યો છે." કામરાજે જણાવ્યું.

એ ભાષણ સાંભળતાં સહસ્રાર્જુન કામરાજની નજીક આવીને બારિકાઇથી તેનું નિરીક્ષણ કરવા લાગ્યો. આ વખતે બન્ને જણા એક બીજાને પિછાની ગયા.

"કોણ ! પ્રદ્યુમ્નરાયના ભાણેજ :" સહસ્રાર્જુન બોલ્યો.

"અને તમે તેમના ભત્રિજા ?" કામરાજે કહ્યું.

"તારૂં નામ તો કામસેન !" સહસ્રાર્જુન બોલ્યો.

"અને તારૂં નામ સત્યવર્મા !" કામસેને પણ પોતાના મામાના દીકરાનું નામ જણાવ્યું.

એ રીતે એક બીજાની પિછાન થતાં પરસ્પરને ઘણો જ આનંદ થયો. કેમકે તે બન્ને જણા રાણીની અવકૃપાને લીધે અજ્ઞાતવાસમાં દિવસો કાઢતાં હતાં. તે સમદુઃખી બંધુએ પરસ્પર ગાઢ આલિંગન આપ્યું.

"ખરેખર ઇશ્વરી સત્તાથી જ આપણો મેળાપ આવી વિલક્ષણ રીતે થયેલો છે." સરદાર સત્યવર્માએ કહ્યું.

"હા, આપણે આટલી ગુપ્તતા રાખવાની ઇચ્છા કરતા હોવા છતાં આપણી મુલાકાત આવી રીતે થાય, એમાં ઇશ્વરનોજ હાથ છે એમ કહ્યા સિવાય ચાલી શકતું નથી." કામરાજે જણાવ્યું.

"ગઇ કાલે આપણી મુલાકાત થઇ તે જ વખતે મારા મનમાં તારે માટે આદરબુદ્ધિ ઉત્પન્ન થઇ હતી." સત્યવર્માએ કહ્યું.

"અને એવી જ બુદ્ધિ મારા મનમાં થવાથી હું મારૂં ગોપ્ય તને કહેવાનો અને તારૂં સાંભળવાનો પ્રયત્ન કરતો હતો. પરંતુ તેં મારા પ્રયત્નની ઉપેક્ષા કરવાથી મારૂં ચાલ્યું નહિ." કામરાજે જણાવ્યું.

"તું જ વિચાર કર, એટલે હું એટલો બધો શાથી બ્હીતો હતો એ તારા ખ્યાલમાં આવશે." સત્યવર્મા બોલ્યોઃ "ભલા સ્વભાવનો સરલ અને મમતાળુ દેખાતો કાકા પણ કેટલો ભયંકર વિશ્વાસઘાત કરે છે તેનો મને અનુભવ થઇ ચૂકયો હતો. વળી તું એ વખતે મારી સાથે સરલ અંતઃકરણપૂર્વક બોલતો નહતો."

"જેવું વર્ત્તન તારૂં મારી સાથે હતું તેવું મારૂં વર્ત્તન તારી સાથે હતું. તેમાં મારો લેશ પણ દોષ નહતો." કામરાજે પોતાનો બચાવ કર્યો.

"એ વાત જવા દે. એ વિષયમાં વિવાદ કરવાની હવે શી જરૂર છે? 'वादे वादे जायते रक्तपातः'—"

"ખરૂં કહે છે. ગતવસ્તુની વિવેચના કરવાથી કશો લાભ નથી." એમ કહીને કામરાજે પોતાના સંબંધમાં પોતાના મામાએ જે વિશ્વાસઘાતી વ્યૂહ રચ્યો હતો તેની હકીકત ટુંકામાં પોતાના બંધુને જણાવી. છેવટે તે બોલ્યોઃ "સત્યવર્મા! હું મામા પાસે શા માટે આવ્યો હતો એ તો તું સમજી ગયો હશે જ! તેનો દીકરો રાણી પાસે ખાનગીમાં છે. તે રાણીને મારા વિષયમાં ભલામણ કરે, એવી ઇચ્છાથી હું મામાને વિનતિ કરવાને આવ્યો હતો."

"મારો ઉદ્દેશ પણ એ જ હતો." સત્યવર્માએ કહ્યું.

"વારૂ, પણ આજે ગુપ્ત રીતે અહીં આવવામાં તારો શો હેતુ હતો? તું જબરજસ્તીથી તારા આ દુષ્ટ કાકા પાસેથી કયું કાર્ય સિદ્ધ કરવા માગતો હતો?" કામરાજે પૂછ્યું.

"મારો વિચાર મારા કાકા પાસે બળાત્કારે તેમના દીકરા સૂર્યદત્ત ઉપર એક પત્ર લખાવી લેવાનો હતો. તે પત્રમાં એટલોજ મુદ્દો લખવવાનો હતો કે 'સૂર્યદત્તે મારા સંબંધમાં બે શબ્દો રાણીને કહીને મારી ખરી હકીકત સાંભળવાની તેમને વિનતિ કરવી.' એ પત્ર મારા હાથમાં આવતાં જ હું ત્રિલાસપુરનો રસ્તો પકડત."

"પણ જો એ નીચે બીજો પત્ર લખીને તારી સાથે લખી મોકલેલા પત્ર પ્રમાણે વર્ત્તવું નહિ એવી સૂર્યદત્તને સૂચના કરી તો?" કામરાજે શંકા કરી.

"એમ તે કરી શકે તેમ નથી." સત્યવર્માએ ખુલાસો કર્યો: "હું તેને એવી ધમકી આપીશ કે જો તે બીજો પત્ર લખશે અથવા કશો દગો ફટકો કરશે તો મારૂં ખૂન કરવાનો તેનો ઉદ્દેશ તથા પેલા ભયંકર દાદરની હકીકત હું જાહેર કર્યા સિવાય રહીશ નહિ."

"હવે મારા ધ્યાનમાં આવ્યું." કામરાજે જણાવ્યું: "આ તારી યુક્તિ ઘણી જ ઉત્તમ છે. આ યુક્તિથી આપણે આપણા બન્નેનું હિત સાધી શકીશું."

સત્યવર્માએ કહ્યું: "જ્યારે આપણા ઉભયના પ્રારબ્ધમાં એક જ વસ્તુ માંડેલી છે ત્યારે આપણે પરસ્પર પ્રેમ રાખીને આપણા ભાવિ ઉદ્યોગને અનુસરવું જોઇએ."

ત્યારપછી તેમણે હવે શું કરવું, એ બાબતમાં અંદર અંદર મસલહત કરી. "જરૂર પડશે તો મારા બન્ને સેવકો આ મકાનમાં જ છે" એવું કામરાજે જણાવ્યું; અને "મારા બે સેવકો પણ આ દુર્ગ પાસેની ઝાડીમાં છુપાઇ રહેલા છે." એમ સત્યવર્માએ કહ્યું.

"ચાલો ત્યારે, વખત પસાર થાય છે. આપણે એક જ ઝટકાથી આ કાર્ય કરવાની જરૂર છે." કામરાજે સૂચવ્યું.

"પરંતુ આ સાહસ કરતા પહેલાં એક મહત્ત્વની વાત કરવાની જરૂર છે." સત્યવર્માએ જણાવ્યું: "કારણ કે જાણીજોઇને આપણે આ સાહસકર્મમાં દાખલ થઇએ છીએ. આ પ્રસંગે કદાચિત્ આપણો પ્રાણ જવાનો સંભવ ખરો; અથવા આપણને કેદ કરવામાં પણ આવે. આપણો બન્નેનો અંત આવ્યો તો જુદી વાત છે. પરંતુ જો બેમાંથી એકના ઉપર સંકટ આવે તો એકના દિલની ઇચ્છા બીજો સિદ્ધ કરી શકે; તે માટે હું તને પૂછું છું કે જો તારા જીવને હાની પહોંચે અથવા તું તેના હાથમાં સપડાય તો હું તારે માટે શું કરૂં!"

" હા, તારૂં કહેવું વાજબી છે." એટલું કહીને કામરાજ કેટલોક સમય માન રહ્યો.

" મારી પાછળ મારૂં માત્ર એક જ કામ કરવાનું છે. મારા બે ન્હાના ભાઇઓ પંચતિર્થ પાસે એક ઝુંપડામાં ગુપ્તપણે રહે છે. તેમને મારા મૃત્યુના સમાચાર જણાવજે, અને તેમના ઉપર પ્રેમ રાખીને તારાથી બને એટલી તેમને સહાય કરજે. " સત્યવર્માએ કહ્યું.

" ગુરુદેવની કૃપાથી મારાથી જે કાંઇ બની શકશે તે કરવામાં હું પાછી પાની નહિ કરૂં." કામરાજે કહ્યું.

" હવે મને બમણું જોર આવ્યું છે." સત્યવર્મા બોલ્યોઃ "પણ હું તારે માટે શું કરૂં ?"

કામરાજે પોતાની પાસેની એક ન્હાની વીંટી સત્યવર્માને આપતાં કહ્યુંઃ " લે, આ વીંટી આજના આ સાહસમાં જો હું માર્યો જાઉં, કિંવા કેદ થાઉં તો–જો હું કેદ થઇશ તો એક દિવસ પુરો થયા પહેલાં જ મને ફાંસી આપવામાં આવશે એવી મારી કલ્પના છે—તો તું વસંત મંદિરવાળા લક્ષ્મીધન શેઠની પુત્રી ઇન્દિરાવતીની મુલાકાત લઇને આ વીંટી તેને આપજે તેને મારો એટલો જ સંદેશો કહેજે કે આજ બાર વર્ષપર્યંત આ વીંટીને હું મારા પ્રાણ કરતાં પણ અધિક જાળવતો હતો. હું કામરાજ નહિ પરંતુ કામસેન છું અને મારા મૃત્યુપર્યંત તેને વિસર્યો નથી. "

સત્યવમ બોલ્યોઃ "કામસેન ! તારૂં આ કાર્ય કરતાં હું સ્હેજ પણ આંચકો ખાઇશ નહિ. હું ગુરુપદનું સ્મરણ કરીને કહું છું કે આ કાર્ય કરતાં જો કદાચ ફાંસીએ જવાનો પ્રસંગ આવશે તો પણ હું ડરીને પાછો હઠીશ નહિ !"

તેનું એ ભાષણ પૂરૂં થયું તે જ વખતે દિવાનખાનાનું દ્વાર જો-

રથી ધકેલીને કેટલાક હથિયારબંધ લોકોની ટોળી અંદર ઘુસી. એ બન્ને સરદારપુત્રોની તલવારો નિમિષાર્ધમાં જ મિયાનમાંથી બહાર પડી; અને ભયંકર ઝપાઝપી શરૂ થઈ! થોડી વારમાં જ પ્રદ્યુમ્નરાયના બે સેવકો ગતપ્રાણ થઈને ભૂમિ ઉપર પડ્યા. પરંતુ કામસેનની તલવાર મૂઠ પાસેથી એકાએક ભાંગી જવાથી તે નિઃશસ્ત્ર બન્યો અને પ્રદ્યુમ્નરાયના માણસોએ તેને કેદ કર્યો. એ જોતાં જ કામસેને બૂમ પાડીઃ "સત્યવર્મા! ન્હાસ—ન્હાસ—!"

આ બધો પ્રકાર બે—ત્રણ ક્ષણમાં જ બની ગયો. જે બારીમાંથી સત્યવર્મા અંદર આવ્યો હતો તે જ બારીમાંથી તેણે બહાર કૂદકો માર્યો. પરંતુ તે દરમિયાન નજીકનો એક જુવાન તેની પાછળ પડ્યો. સત્યવર્માએ એક જ ઘાથી તેના બે ટુકડા કરી દીધા. તે બારીમાંથી નીચે ઉતરતો હતો તે વખતે કામસેન બોલ્યોઃ "જે કાર્ય મેં સુપ્રત કર્યું છે તે ભૂલતો નહિ!"

## પ્રકરણ ૨૦ મું.

### રહસ્યભેદ.

ઇન્દિરાવતીના વાઙ્નિશ્ચયમાં વિઘ્ન આવ્યું હતું. એ વાતને આજે લગભગ સવા મહિનો થઈ ગયો છે. વાઙ્નિશ્ચયના સમયે કામસેન ત્યાં આવ્યો અને તેણે વીંટી દર્શાવી. તે જોતાં જ ઇન્દિરાવતી મૂર્ચ્છિત બની ગઈ હતી. ત્યારથી તેની પ્રકૃતિ એટલી બધી બગડી ગઈ હતી કે તેમાંથી તે પાછી બેઠી થશે એવી કોઈને પણ

આશા ન હતી. તેને પ્રારંભમાં વિષમજ્વર લાગુ પડયો હતો, અને તેમાંથી ત્રિદોષપર્યંત સ્થિતિ પહોંચતાં તે બેભાન અવસ્થામાં લવારો કર્યા કરતી હતી. છેલ્લાં બાર વર્ષોમાં જે વિલક્ષણ ઘટના બની રહી હતી, તે જ તેની દષ્ટિ સમક્ષ એક સરખી રીતે આવ્યા કરતી હતી. તેના લવારા ઉપરથી રેણુકા અને માલતી જોઇ શકયાં હતાં કે જેના ઉપર તેનો ઉત્કટ પ્રેમ છે, એ તરૂણ સિવાય તેને બીજું કશું પણ દેખાતું કે સૂઝતું નહતું. તે જ્યારે શુદ્ધિમાં આવતી ત્યારે કામસેનના સંબંધમાં જ પૃચ્છા કરતી હતી. એ જોઇને લક્ષ્મીધન સમજ્યો કે ખરી હકીકત તેનાથી ગુપ્ત રાખવાને લીધે જ તેને લાગુ પડેલા ભયથી આ ભયંકર રોગની તે ભોગ થઇ પડી છે. એટલે કામસેન અને કામરાજ એ બન્ને વ્યક્તિ એક જ છે એ વાત તેને હવે સ્પષ્ટપણે જણાવી દીધા સિવાય બીજો માર્ગ નથી. એમ કરવાથી તેના મન ઉપરનો ઘણો બોજો કમી થઇ ગયો, તેને લાગુ પડેલો રોગ ઓછો થવા લાગ્યો. કામરાજ અને કામસેન એક જ છે એ વાત જાણ્યા પછી તેણે વિશેષ પૃચ્છા કરી નહિ. કારણ કે એ એક જ વાતથી તેના મનનું સમાધાન થઈ ગયું હતું. તેને કામરાજની સાથે બાગમાં થયેલા ભાષણનું સ્મરણ થયું અને કામસેનનો પોતાના ઉપર સંપૂર્ણ પ્રેમ છે, એ ધ્યાનમાં આવતાં તેને આનંદ થયો. એ આનંદને લીધે જ તેની પ્રકૃતિને આરામ થયો.

ઇન્દિરાવતીની પ્રકૃતિ જેમ જેમ સુધરવા લાગી તેમ તેમ કામસેનને લગતી ગુપ્ત વાર્ત્તા સાંભળવાની તેની ઇચ્છા પ્રબળ થતી ચાલી; અને એક દિવસે તેણે પોતાનો એ વિચાર માલતી પાસે પ્રકટ પણ કર્યો. માલતીએ પણ યોગ્ય સંધિ મેળવીને તે રેણુકાના કાનપર નાખી. તે બોલી: "ઇન્દિરાવતીના મનનું પૂરેપૂરૂં સમાધાન

થયા સિવાય તેને આરામ થશે નહિ. માટે જે વાત પૂર્ણપણે તેના જાણુવામાં ન હોવાથી તેના મનમાં અનેક શંકાઓ ઉદ્દભવે છે, એ વાત તેને સ્પષ્ટપણે કહેવાની જરૂર છે."

રેણુકાએ કહ્યું: "તારૂં કહેવું ખરૂં છે. હું લક્ષ્મીધન પાસે આ વાત કાઢીશ. તેની મરજી વિરૂદ્ધ આપણાથી કશું કરી શકાય નહિ."

તે જ દિવસે બપોરે રેણુકા અને લક્ષ્મીધન એકાંતમાં મળતાં રેણુકાએ પોતાના બંધુ પાસે પ્રસ્તુત વાત કાઢી. એ સાંભળીને લક્ષ્મીધન બોલ્યો: "જે હકીકત ખરેખર બનેલી છે, તે ગુપ્ત રાખવાનો આપણે ગમે તેટલો પ્રયત્ન કરીશું તો પણ જ્યારે ને ત્યારે તે પ્રકટ થયા સિવાય રહેવાની નથી. ઇન્દિરાવતીના સંબંધમાં જે માર્ગ આપણે લીધો હતો તે મૂળથી જ ખોટો હતો એમ હવે મને લાગે છે. એ સંબંધમાં મારે હાથે મોટી ભૂલ થઈ છે. તથાપિ મારા મનની એટલી તો ખાત્રી છે કે મેં જે માર્ગ લીધો હતો તે મારી પુત્રીના કલ્યાણને માટે લીધો હતો. અર્થાત્ મારા એ વર્ત્તન માટે હું ઇશ્વર પાસે દોષિત ઠરીશ નહિ."

રેણુકાએ કહ્યું: "અલબત એ વાત એટલું સમાધાન માનવા જેવી છે ખરી. પરંતુ કોઈ પણ મનુષ્ય કપટાચરણનો પ્રારંભ કરે છે એટલે તેની સ્થિતિ પછી જાળમાં સપડાયેલા પ્રાણીના જેવી થાય છે: એવી જાળમાં સપડાએલું પ્રાણી તેમાંથી બહાર નિકળવાનો પ્રયત્ન કરવા લાગે છે, એટલે જાળમાં વધુ ને વધુ ગુંચવાતું જાય છે. એક કપટ કર્યું, પછી તેમાંથી બહાર પડવાને માટે બીજું કપટ કરવું પડે છે."

"પણ હવે હું તમામ કપટનો અંત લાવવા માગું છું." લક્ષ્મીધન ખિન્ન મુદ્રાથી બોલ્યો: "ખરી હકીકત નહિ જાણવાથી તેને ગાંડપણ લાગુ પડવાની સ્થિતિ આવી પહોંચી છે. એ કરતાં તો

તેને સ્પષ્ટપણે કહી દેવું કે તારો જેના ઉપર પ્રેમ જડેલો છે તે સરકારની દૃષ્ટિથી મહા અપરાધી ઠરેલો છે અને તેને ગામમાં ઘર કે સીમમાં ખેતર જેવું કશું પણ રહ્યું નહિ. તે ફાંસીની સજાથી બચવાને માટે છૂપાતો ફરે છે. ”

બીજા દીવસે સંધ્યાકાળે ઈન્દિરાવતી પોતા મંચક ઉપર બેસીને ત્યાંથી ઉપવનની શોભા નિહાળતી હતી. તેની પ્રકૃતિને વિશેષ આરામ હોય અને કોઇની સાથે વાત કરવાને તે ઉત્કંઠિત હોય, એવા સમયે તેને જે વાતની માહિતી ન હતી, તે તમામ હકીકત જણાવવાનો તેના પિતાએ વિચાર કર્યો હતો. અત્યારે સમય અનુકુળ હતો. એટલે તેના મનને તૈયાર કરવાને પ્રથમ માલતી તેની પાસે આવી. તેની પાછળ થોડી વારે રેણુકા પણ ત્યાં આવી. રેણુકાની મુદ્રા સદૈવ નિર્વિકાર રહેતી હતી. એટલે તેના મનમાં શું ચાલી રહ્યું છે, એ બાબતની કોઇને કદી પણ કલ્પના થઇ શકતી નહતી, એ અમે અગાઉ જણાવેલું છે. પાછળથી લક્ષ્મીધન આવ્યો અને તેણે ઈન્દિરાના મસ્તકપર વ્હાલથી હાથ પસવારતાં તેની તબિયતના સમાચાર પૂછ્યા. પોતાની દીકરીની આવી સ્થિતિ થવામાં અંશતઃ પોતે પણ કારણભૂત થયો છે એ વિચાર મનમાં આવતાં તેને શોક થયો. પરંતુ તે શોક પોતાની પુત્રીના જાણવામાં ન આવે એટલી સાવધાની તેણે રાખી હતી. જે વાત તે કહેવા માગતો હતો તેની એકદમ શરૂઆત ન કરતાં પ્રથમ તેણે આડી અવળી વાતો કરી. એ સાંભળીને રેણુકા બોલી: “ લક્ષ્મીધન ! તારે જે કાંઇ કહેવું હોય તે એકદમ કહી નાખ. વચ્ચે નકામી વાતોની શી જરૂર છે ? ”

“ ઇન્દિરાવતી શું જાણવા માગે છે, તે જો હું સમજી શકું તો—” લક્ષ્મીધન બોલ્યો.

"એમાં વળી સમજવાનું શું છે?" રેણુકાએ કહ્યું: "જે ખરી હકીકત છે તે કહી દે. કામસેનનો કાકો દુષ્ટ મનુષ્ય હતો અને તેણે કામસેન ન્હાનો હતો ત્યારથી જ તેના ઉપર સંકટ નાખવાની શરૂઆત કરી હતી."

"એમના કાકાનું નામ શું?" ઇન્દિરાવતીએ પ્રશ્ન કર્યો.

"મારે તારી સાથે કપટાચરણ ચલાવવું પડ્યું તેનું કારણ એ જ હતો." લક્ષ્મીધરે કહ્યું: "તેને ફાંસીની સજા થઈ હતી. જે બંડખોરોને ફાંસી દેવામાં આવી છે તેમાં સરદાર કેશવચંદ્રનું નામ હતું!"

"કાકાની માફક ભત્રિજાને સજા થાય એ પણ સ્વાભાવિક છે." રેણુકાએ જણાવ્યું.

"હા, એ પણ અનંગપુરના કારસ્થાનમાં સામેલ હતો." લક્ષ્મીધરે કહ્યું: "એટલે કામસેનનું નામ પણ બંડખોરની યાદીમાં છે. તેની તમામ મીલકત સરકારમાં જમ થઇ છે. અત્યારે તેની સ્થિતિ બિલકુલ લાચાર બની ગઇ છે. એ વાતની મને માહિતી હોવાથી હું કામસેનનું નામ ઇન્દિરાવતીના કાન ઉપર ન પડે તે માટે પ્રયત્ન કરતો હતો. કામસેનનો કાકો સરકાર વિરૂદ્ધ કારસ્થાન ચલાવી રહ્યો છે એ વાત બાર વર્ષ પહેલાં મારા જાણવામાં આવી હતી. એ વાત મારા જાણવામાં આવી તેના પંદર દિવસ પહેલાં રાણી સાહેબ આપણા વસંત-મંદિરમાં પધાર્યા હતાં. રાણીએ ઇંન્દિરાવતી અને કામસેનના સંબંધમાં જે ભવિષ્યકથન કર્યું હતું એ સંબંધમાં કામસેનના કાકા સાથે મારે વાત થઇ હતી તે વખતે ક્રોધાવેશમાં કામસેને પોતાના કાકાનું રહસ્ય ખૂલ્લું કરી દીધું હતું. અર્થાત્ એ કાકો પોતાના ભત્રિજા ઉપર સંકટ લાવશે એવું મેં તે જ વખતે ભવિષ્ય ભાખ્યું હતું. જે મનુષ્યનો જીવ જોખમમાં હોય, તેને પોતાની પુત્રી આપવાનું કોઈ

પણ પસંદ કરે ખરો ? મારી દીકરી અને કામસેનનો સ્નેહ મારા કુટુમ્બને ઘાતક નિવડશે, એવા વિચારથી મેં કામસેનને વસંત-મંદિરમાં આવવાની પણ બંધી કરી હતી."

કામસેને પુનઃ મળવાને આવવાનું વચન આપ્યું હતું. પરંતુ તે ન આવવાથી ઇન્દિરાના મનમાં અનેક તર્ક થતા હતા. તે તર્કનું અત્યારે પૂર્ણપણે સમાધાન થયું. તે સમજી શકી કે પોતાના પિતાની ઇચ્છાને માન આપીને કામસેને પોતાની પાસે આવવાનું માંડી વાળ્યું હતું.

લક્ષ્મીધન આગળ કહેવા લાગ્યોઃ "તે જ પ્રસંગે કામસેનના કાકાએ મારૂં મોટું અપમાન કરેલું હોવાથી તે જીવન્ત હોય ત્યાં સુધી કામસેનને મારી પુત્રી આપવી નહિ એવો મેં નિશ્ચય કર્યો હતો. તે જ દિવસે બીજો પણ એક મહત્ત્વનો પ્રસંગ બન્યો હતો. હું વિલાપુરથી આવતો હતો ત્યારે માર્ગમાં લૂટારાઓએ મારા ઉપર હલ્લો કર્યો હતો. તે વખતે કામસેને તેની બાલ્યાવસ્થાના પ્રમાણમાં મોટા વિલક્ષણ શૌર્યથી મારૂં રક્ષણ કર્યું હતું. તેથી મેં કામસેનને 'કોઈ પ્રસંગે હું તને સહાય કરીશ' એવું વચન આપ્યું હતું. જે ઘટના બની ગઇ હતી તે જાહેર કરવાથી કામસેનને જ નુકસાન જવાનો સંભવ હોવાથી મેં આજ સુધી એ વિષયમાં કોઇની પાસે એક અક્ષર સરખો પણ કાઢયો નથી. મેં કહેલું દરેકદરેક ભવિષ્ય ખરૂં પડવા લાગ્યું. કામસનના કાકા ઉપર દેવી ઇન્દિરાવતીને સંશય આવ્યો; અને તે દરબારની હકીકત જાણી ન શકે એટલા માટે રાણીએ કામસેનને પોતાની પાસેથી દૂર કર્યો. પછી કેટલાંક વર્ષો બાદ અનંગપુરના રાસ્થાનનો પરિસ્ફોટ થયો. અનંગપુરના બંડખોરો એકત્ર થાય છે એવી બાતમી રાણી સરકારને મળી અને તેમની આજ્ઞાથી સરકારના

સૈનિકોએ તેમના પર હલ્લો કર્યો. કામસેનનો કાકો અને બીજા આગેવાન બંડખોરો સરકારના સૈનિકોની સાથે લડતા લડતા ન્હાસી જવા લાગ્યા. એ વખતે તેઓ વસંત-મંદિર પાસેથી પસાર થતા હતા. અહીં નજીકમાં જ તેમની વચ્ચે ભયંકર ઝપાઝપી થઇ. બંડખોર અને સૈનિકો ચાલ્યા ગયા પછી હું રસ્તાપર ગયો. તે વખતે કામસેન રસ્તા ઉપર મૂર્છિત થઇને પડેલો મારા જોવામાં આવ્યો. તેને સાવધ કર્યા પછી તે પોતાનું રક્ષણ કરવાને મને વિનંતિ કરવા લાગ્યો. તેણે મને તમામ સત્ય હકીકત જણાવી. તે પોતાના કાકાની યુક્તિને કદી પણ અનુકુળ હતો નહિ. માત્ર તે જ દિવસે તેના કાકાના અત્યંત આગ્રહથી તે અનંગપુર ગયો હતો. પરંતુ આ વાત કોને ખરી લાગે! તથાપિ અગાઉ મેં તેને જે વચન આપ્યું હતું તેનું સ્મરણ કરીને હું તેને વસંત-મંદિરમાં લાવ્યો. તે અહીં હતો એ વખતે અકલ્પિત રીતે તેની અને ઈન્દિરાવતીની મુલાકાત થઈ હતી. તેને વસંત-મંદિરમાં લાવતા પહેલાં મેં તેને એવી સૂચના કરી હતી કે તેણે કોઇને પણ પોતાનું ખરૂં નામ નહિ જણાવતાં 'કામરાજ' નામથી વસંત-મંદિરમાં રહેવું!"

અર્થાત્ પોતે તેને બરાબર ઓળખી ગયેલી હોવા છતાં, કામસેને પોતાનો પરિચય ન આપ્યો તેનું કારણ હવે ઇન્દિરાવતીના સમજવામાં આવ્યું. એથી તેના મનને સહેજ શાંતિ પણ થઇ.

"મારૂં અગાઉનું ભવિષ્ય આ રીતે ખરૂં પડેલું જોઇને ખરેખર મને ઘણું માઠું લાગ્યું." લક્ષ્મીધન કહેવા લાગ્યો: "કામસેન પોતે બિલકુલ નિરપરાધી છે, શૂર છે, ઉદાર છે, દક્ષ છે, માયાળુ છે, એ બધી વાત ખરી: પરંતુ તેના જીવનની આશા માત્ર મને લાગતી નથી! તો પછી હું તેને મારી દીકરી કેવી રીતે આપી શકું? પેલી

ગુપ્ત કોટડીમાં કામસેન અને ઇન્દિરાવતી વચ્ચે થયેલું પ્રેમપૂર્ણ ભાષણ મારા કાનપર આવ્યું હતું. મને પણ આ પ્રેમી જોડાને વિખુટું કરતાં અત્યંત ખેદ થયો હતો. પરંતુ ઉપાય શો ? એટલે એ બધો પ્રકાર સ્વપ્નવત્ હતો એવી ઈન્દિરાવતીની ખાત્રી કરી આપવાનો મેં પ્રયત્ન કર્યો હતો. બીજે દિવસે રાત્રીએ હું કામસેનને વસંત–મંદિરમાંથી ગુપ્ત રીતે બહાર કાઢીને વિલાસપુર લઈ ગયો; અને ચંદ્રગુપ્તની 'સરસ્વતી' નૌકામાં તેને સૂર્યપુર રવાના કરી દીધો. ત્યાંથી તે શ્રીનગર ગયો અને ધીરસેનનું નામ ધારણ કરીને ત્યાંના સૈન્યમાં નોકર રહ્યો. કામસેન અહીંથી ગયા બાદ થોડા દિવસે ગમે તે કારણથી અનંગપુરના કારસ્થાનમાં કોણ કોણ હતા, તેમનાં નામ સરકારના જાણવામાં આવ્યાં; અને તે સર્વને દેહાન્ત શિક્ષા કરવામાં આવી તથા પકડી આપનારાઓને બક્ષિસ આપવાનું જાહેર કરવામાં આવ્યું. ત્યારપછી ત્રણે વર્ષે પુનઃ કામસેન અહીં આવ્યો. તેણે ચંદ્રગુપ્તની સાથે વસંત–મંદિરમાં પ્રવેશ કરીને એ ચાર લોકોને ત્યાં સપડાવ્યા. એ વખતે પણ મેં પુનઃ તેને તેના સોગનનું સ્મરણ આપ્યું અને તેણે પણ પોતાનું ખરૂં નામ કોઇને જણાવ્યું નહિ. તે જખમથી આજારી હતો તે વખતે તેની અને ઇન્દિરાની બાગમાં મુલાકાત થઈ હતી. એ વખતનું તેમનું ભાષણ પણ મારા કાને પડયું હતું. એ ભાષણ ઉપરથી મને એવું લાગ્યું કે કામરાજ અને કામસેન એ બન્ને વ્યક્તિઓ જુદી છે એવી ઇન્દિરાની ખાત્રી થઇ ચૂકી છે. એટલે મેં તે જ રાત્રીએ કામસેનને વસંત–મંદિરમાંથી ગુપ્તપણે રવાના કરી દીધો. પછી પેલા લુચ્ચા મિત્રગુપ્તનો મને મોહ થયો. તેની સાથે ઇન્દિરાનું લગ્ન કરવાનો મેં નિશ્ચય કર્યો. પરંતુ કામસેને મને યોગ્ય સમયે સાવધ કરી દીધો; અને એથી જ મારી દીકરીનું રક્ષણ થયું તથા મારી

આબરૂ પણ કલંકિત થતાં બચી ગઈ. પરંતુ તમને સર્વને હું એટલું જણાવું છું કે આમાં મેં જે કાંઇ કપટાચરણ ચલાવ્યું હતું તે દૂરદર્શિતાપૂર્વક વિચાર કરીને તથા મારી લાડકી કન્યાની સ્થિતિનો વિચાર કરીને જ ચલાવ્યું હતું. મેં જે જાણીબુઝીને કર્યું હતું એ માટે મને અત્યારે પશ્ચાત્તાપ થાય છે ખરો, તો પણ જે મેં કર્યું હતું તે વિચારપૂર્વક કરેલું હોવાથી એ માટે મને કોઈ પણ દોષ દઇ શકે તેમ નથી, એવી મારી કલ્પના છે !"

રેણુકાએ કહ્યું: "એ માટે કોઇ પણ તને દોષ દેતું નથી. એટલું જ નહિ પણ તું તારી દીકરીના કલ્યાણ માટે આટલો બધો પ્રયત્નશીલ હતો, તે માટે અમે તને ધન્યવાદ આપીએ છીએ. વારૂ, પણ જ્યારે કામસેન ઉપર આપણી ઇન્દિરાવતીનો આટલો પ્રેમ છે, અને તારા કહેવાપરથી એમ માલૂમ પડે છે કે કામસેનનો કશો પણ અપરાધ નથી; તો પછી તું તેને માટે ભલામણ કરીને તેને માફી અપાવવાનો પ્રયત્ન શા માટે કરતો નથી ?"

"હું ઘણી વખત યોગ્ય સંધિની રાહ જોઉં છું. પણ એવી સંધિ જ મને મળતી નથી." લક્ષ્મીધને જણાવ્યું: "હું શ્રીમંત છું, સરકારમાં પણ મારૂં વજન સારૂં છે, હું મારાથી બની શકે છે તે-લોકોનું કામ કરૂં છું એ ખરૂં, પરંતુ દેવી ઇન્દિરાવતીનો સ્વભાવ કેટલો દુરાગ્રહી છે એ તમે સ્ત્રીયો કેવી રીતે સમજી શકો ! એક વાત તેના મનમાં પ્રવેશ કરે છે, એટલે પછી તે વજ્ર લેપ બની જાય છે ! તે તેના જીવનપર્યંત મચક આપવાની નહિ. વળી અત્યારસુધી કામસેનના સંબંધમાં હું ઉદાસિન હોવાથી મેં ખાસ કરીને પ્રયત્ન કર્યો ન હતો. હું તેને ક્ષમા અપાવવાને મારાથી બની શકે તેટલો પ્રયત્ન કરીશ. તે સાથે અનંગપુરના કારસ્થાનમાં કામસેનનો કશો પણ

હાથ ન હતો એ વાતની પણ રાણી ઇન્દિરાવતીને પ્રતિતી આપવાની ખટપટ કરીશ. પરંતુ તેના આગ્રહી સ્વભાવને લીધે તેનું પરિણામ શું આવશે તેની અટકળ અગાઉથી કરી શકતો નથી."

"દેવી ઇન્દિરાવતીના મનને વાળવા માટે જો બીજી કોઈ યુક્તિ હોત તો કવું સારૂં!" માલતી બોલી.

## પ્રકરણ ૨૧ મું.

---

### ઉપવનમાં—

માલતીના પ્રસ્તુત શબ્દો શ્રવણ કરતાં જ રેણુકા એકદમ ઊભી થઈ ગઈ. તેનો ચ્હેરો વિલક્ષણ દેખાવા લાગ્યો. વિલક્ષણ દેખાવા લાગ્યો એમ કહેવાનું કારણ માત્ર એટલું જ કે તેની કઠોર અને નિર્વિકાર મુદ્રા ઉપર મનોવિકારની સ્પષ્ટ છાયા કદી પણ પ્રકટ થતી ન હતી. તેણે ઊભાં ઊભાં ચમત્કારિક રીતે હાથ હલાવ્યા. પરંતુ એટલામાં તેનું મન બદલાયું અને તે પુનઃ નીચે બેસી ગઈ.

તેનું એ વર્તન જોઇને માલતી બોલી: "મોટી બ્હેન! કાંઈ પણ યુક્તિ સૂઝી છે કે શું?"

"યુક્તિ વળી શાની?" રેણુકા શાંતપણે બોલી.

"એમ નહિ!" માલતીએ કહ્યું: "તમારા મનમાં કશો પણ વિચાર તો આવ્યો હતો જ."

લક્ષ્મીધન પણ માલતીના કથનને ટેકો આપતો બોલ્યો: "હમણાં તારા મનમાં કશો વિચાર આવ્યો હતો એ વાત ચોક્કસ છે. તારા મનમાં શો વિચાર આવ્યો હતો, એ જો તું કહે તો એ સારો છે કે ખોટો તે સમજી શકાય!"

એનો રેણુકાએ એટલા દૃઢ નિશ્ચયી સ્વરે અને શાંત મુદ્રાથી નકારાત્મક ઉત્તર આપ્યો કે હવે આ સંબંધમાં તેને વિશેષ પૂછવું એ ઠીક નથી, એવું લક્ષ્મીધન અને માલતી બન્નેને લાગ્યું.

ઇન્દિરાવતી આ તમામ વાત મનઃપૂર્વક સાંભળતી હતી. એ સમયે તેના હૃદયરૂપી યુદ્ધક્ષેત્ર ઉપર આશા અને નિરાશાનું તુમુલ યુદ્ધ ચાલતું હતું. પરંતુ રેણુકાબાઈની ચમત્કારિક મુદ્રા તેની દૃષ્ટિએ પડતાં આશાનો પરાજય થયો અને નિરાશાએ તેના મનને કબજે કર્યું.

આ સંભાષણ પૂરું થયું હતું અને સંધ્યાકાળનો સમય થઇ ગયો હતો. તેથી લક્ષ્મીધન અને રેણુકા અન્ય ઉદ્યોગને માટે ત્યાંથી ઉઠયાં. તેમના ગયા પછી કેટલોક સમય સુધી ઇન્દિરાવતી અને માલતીની વચ્ચે સંભાષણ થયું, અને દક્ષ માલતીએ અનેક વાતો કરીને ઇન્દિરાના મનઃક્ષેત્રમાં આશા–બિજનું આરોપણ કર્યું. તથાપિ ઇન્દિરાવતીની નિરાશવૃત્તિ જોઇને તેના દયાળુ અંતઃકરણને અત્યંત ખેદ થતો હતો. પોતે જાણે હમણાં રડી પડશે એવું મનને થતું હતું. પણ 'જો હું આના દેખતાં રડી પડીશ તો તેનું પરિણામ ખરાબ આવશે–ઇન્દિરાવતી પુનઃ નિરાશ બનશે'–એમ સમજીને તેણે હૃદય ઉપર અંકુશ રાખ્યો અને બાગમાં જઇને એકાંતમાં હૃદયનો ભાર હલકો કરવાના વિચારથી તે ઇન્દિરાવતીની પાસેથી ઉઠીને બાગમાં

ગઇ. ત્યાં એક લતા–કુંજમાં બેસીને ત્યાં તેણે પોતાનું આવેગથી ભરેલું હૃદય ખાલી કર્યું. એ પ્રમાણે લગભગ બે ઘટિકા તે ત્યાં બેસી રહી. સંધ્યાકાળ વિતી ગયો હતો, અંધકાર વૃદ્ધિને પામતો હતો.

એટલામાં માલતી એકાએક ચમકી. તે જે સ્થળે બેઠી હતી ત્યાંથી થોડે દૂર કોઈ પણ જાય છે એવો તેને ભાસ થયો. તેણે જે મનુષ્ય જોયો હતો તે બાગમાંના કામ કરનારા માંહેનો તો ન હતો જ. કારણ કે તેણે પોતાના સર્વાંગને શ્યામ વસ્ત્રથી આચ્છાદિત કરી દીધેલું હોય એમ માલતીને લાગતું હતું. પરંતુ તુરત જ એ મનુષ્ય અદશ્ય થઈ ગયો. કદાચ પોતાને મિથ્યા ભ્રમ થયો હશે એમ પણ એક વાર માલતીના મનને થયું.

અંધકાર થઇ ગયો હતો. એટલે હવે બાગમાં રહેવું ઇષ્ટ નથી, એમ ધારીને માલતી મંદિરમાં જવાને નિકળી. તે થોડાં પગલાં આગળ વધી હશે કે તેને પોતાની પાછળ કોઇ આવે છે એવો ભાસ થયો. તેણે પાછળ દૃષ્ટિ કરી તો જેણે સર્વાંગને કાળા કપડાથી આચ્છાદિત બનાવી દીધું હતું, એવો એક પુરુષ તેની સામે આવીને ઊભો રહ્યો.

તે બોલ્યો: “બાળા ! કૃપા કરીને મોટેથી બૂમ પાડીશ નહિ. હું પરમેશ્વરનું સ્મરણ કરીને કહું છું કે હું એક પ્રતિષ્ઠિત ગૃહસ્થ છું. મારા તરફથી કોઇને એક અંશ માત્ર પણ નુકસાન થવાનું નથી.”

આ પુરુષના મધુર અને સભ્યતાપૂર્ણ ભાષણથી વિશ્વાસ લાવીને માલતી બોલી: “અહો, પણ તમે કોણ છો ?”

“લક્ષ્મીધન શેઠની કન્યા ઇન્દિરાવતી તું જ કે ?” પેલા અજ્ઞાત મનુષ્યે પ્રશ્ન કર્યો.

“હું ઇન્દિરાવતી નથી. પરંતુ તેની સખી છું.” માલતીએ

જવાબ આપ્યો.

હવે શું કરવું તે એ પુરુષને નહિ સુજવાથી તે નિરાશ થઇને બોલ્યો: "અરેરે !"

એનો માલતીએ જવાબ આપ્યો નહિ. એટલે તેમનું સંભાષણુ આગળ વધી શક્યું નહિ. પરંતુ એ અંધકારમાં બની શકે તેટલી તિક્ષ્ણુ દષ્ટિ કરીને બન્નેએ એક બાજાનું નિરીક્ષણુ કર્યું. અજાણ્યા મનુષ્યની સામે આ પ્રમાણે જોવું યોગ્ય નથી, એમ માલતીને લાગતું હતું. તોપણુ અત્યારનો પ્રસંગ વિલક્ષણુ હોવાથી આવી ચમત્કારિક રીતે આવનારો પુરુષ કોણુ છે, એ વિચારથી તેને એક વખત બરોબર જોઇ લેવાનું તેને ઇષ્ટ લાગ્યું. તે પુરુષ દેખાવે સુંદર હતો, તેનાં નેત્રો વિશાળ અને તેજસ્વી હતાં, તેનો બાંધો મજબૂત હતો, અને તેનું વય પણુ પચીશની લગભગ હોવું જોઇએ એમ તેને લાગ્યું. તે પુરુષને પણુ માલતીનું સૌંદર્ય અને તેના ચ્હેરાપર સ્પષ્ટ થતી તેના હ્રદયની સરલતા જોઇને આનંદ તથા સંતોષ થયો.

આ પુરુષ કશું બોલતો નથી એ જોઇને માલતીએ પોતે જ તેને પૂછ્યું: "તમે ઇન્દિરાને મળવા ઇચ્છતા હો એમ લાગે છે ?"

તે બોલ્યો: "હા, તેને અમુક સંદેશો કહેવાનો છે. મારૂં આ કથન તને ચમત્કારિક લાગતું હશે-કદાચ તારા મનમાં ઇન્દિરાવતીના સંબંધમાં—"

'એવું કાંઇ નથી !" માલતીએ કહ્યું: "ઇન્દિરાવતી ડાહી અને અત્યંત સદાચરણી છે. તે કદી પણુ અયોગ્ય વર્ત્તન ચલાવનાર નથી, એવી અમારી બધાંની ખાત્રી છે."

"તું આ મંદિરમાં મ્હેમાન તરીકે આવેલી છે કે શું ?" આગંતુકે પ્રશ્ન કર્યો.

" ના, હું આ જ કુટુંબની છું. " માલતીએ જણાવ્યું: " પણ તમે આવો પ્રશ્ન શા હેતુથી કરો છો ? "

" બાઈ ! તું સરલ અંતઃકરણપૂર્વક બોલે છે. એથી તારી સાથે અધિક ભાષણ કરવું એવું મારા મનને થાય છે. " તે બોલ્યો: " હું ઈશ્વરને સાક્ષી રાખીને કહું છું કે હું પ્રતિષ્ઠિત ગૃહસ્થ છું. મારા મનમાં તારી સખીના સંબંધ કોઈ પણ પ્રકારની અનિષ્ટ કલ્પના નથી. મારો ને તેનો પરિચય પણ થયો નથી. માત્ર તેના નામની માહિતી મને મળી છે ! "

" જો આ બધું સત્ય હોય તો આપને તેની મુલાકાત કરીને શું કરવું છે ? " માલતી બોલી. અત્યારે તેને મિત્રગુપ્ત અને ' સરસ્વતી ' નૌકાના બીજા ચાંચીયા ખલાસીનું સ્મરણ થયું હતું અને સંશય તથા ભયથી તેનું મન ગ્રસ્ત બન્યું હતું.

" મારે ફક્ત તેને ચાર શબ્દો કહેવાના છે. " પેલા પુરુષે ખુલાસો કર્યો: " તેને એક સંદેશો આપવાનો છે—પરંતુ એ ફક્ત તેને જ જણાવવાનો છે. તેના સિવાય બીજા કોઇને કહી શકાય તેમ નથી. "

" પણ એ કેવી રીતે બની શકે ? " માલતી સાશંક મુદ્રાથી બોલી: " તમારો આ વિલક્ષણ વેશ, તમે સાધેલો અત્યારનો ચમત્કારિક સમય, અને તમારો— "

" મારી સર્વ બાબત શંકા લેવા જોગ છે ખરી, તો પણ હું તને પુનઃ કહું છું કે હું પ્રતિષ્ઠિત ગૃહસ્થ છું અને મેં કદી સ્વપ્નમાં પણ પાપકર્મ કરવાનો વિચાર કર્યો નથી. "

તેના આ કથનની અસર માલતીના મન ઉપર થઇ. તેના મનમાં પેલા ચાંચીયા લોકોના સંબંધમાં જે સંશય આવ્યો હતો તે દૂર થઇ ગયો. તે બોલી: " પણ તમે હજી તમારૂં નામ તો જ-

ણાવ્યું નથી ?"

તે બોલ્યો: "મારૂં નામ ? મારૂં નામ સહસ્રાર્જુન !"

"વારૂ, સહસ્રાર્જુન ! મને કહો, ઈન્દિરાવતીને જે સંદેશો કહેવાનો છે, તે તેના પિતા સમક્ષ, તેની ફઈ સમક્ષ અથવા મારી સમક્ષ કહો તો ન ચાલે ?"

"બાઇ ! તેના જેવી તરૂણ કન્યાના મનની સ્થિતિ કેવી હોય, તેનો વિચાર કરી જો. એટલે મારો સંદેશો કેવા પ્રકારનો હોવો જોઇએ તેની કલ્પના તને આવી શકશે. મારા એક મિત્રે જે સંદેશો—"

"આ તમે શું કહો છો ?" માલતિને અત્યારે ઇન્દિરાના સંબંધમાં શંકા આવવાથી તે વચ્ચે બોલી ઉઠી: "એમ બને જ કેમ ?—"

"સુંદરી ! તારી કલ્પના ગમે તેવી હો, પરંતુ અત્યારે મેં જે તને કહ્યું છે તે કરતાં વિશેષ હું કશું કહી શકું તેમ નથી." સહસ્રાર્જુન ઉર્ફે સત્યવર્માએ કહ્યું: "કૃપા કરીને તું એક વાર મારી અને ઇન્દિરાવતીની મુલાકાત કરી આપ. પછી હું જાઉંશ એટલે તે જ તને બધી વાત કરશે. આ સંદેશો માત્ર તેને જ જણાવવાનું મેં મારા મિત્રને વચન આપ્યું છે."

"તમે જે વાત તેને કહેવા માગો છો તે સારી છે કે માઠી ?" માલતીએ પૂછ્યું.

"એ પણ હું અત્યારે તને કહી શકું તેમ નથી." સહસ્રાર્જુને જવાબ આપ્યો: "હું તને એટલી વિનતિ કરૂં છું કે તું મને આ વિષયમાં વધુ પ્રશ્ન ન કરીશ."

આ ઘટનાના સંબંધમાં વિચાર કરવાની માલતીની ફરજ હતી. આ સંદેશો ઘણું કરીને કામસેન તરફનો હોવો જોઇએ એવી તેને

કલ્પના થઈ હતી. તો પણ આ મનુષ્યની પાસે તેનું નામ લેવું તે ઈષ્ટ નથી એમ તેને લાગ્યું. કેમકે પોતે તેનું નામ લે અને તેનો આ સંદેશાની સાથે બિલકુલ સંબંધ ન હોય તો ? એ વિચાર ચાલતો હતો તે દરમિયાન તેણે પુનઃ એક વખત એ સરદારપુત્રના ચ્હેરાનું બાલિક અવલોકન કરી લીધું. પરંતુ તેના ચ્હેરાપરથી તે ખરાબ મનુષ્ય હોય એવું તેને લાગ્યું નહિ એટલું જ નહિ પરંતુ તે સત્પુરુષ હોવો જોઇએ, એવી જ તેની કલ્પના થઈ. તે બોલી: " સહસ્રાર્જુન ! તમારા પ્રતિષ્ઠિતપણા ઉપર હું વિશ્વાસ રાખું છું. પરંતુ આજે રાત્રી ઘણી વિતી ગઈ છે. માટે આજે કશું બની શકે તેમ નથી. તમે પુનઃ આવતી કાલે સ્હાંજે આવો ! "

આ ભાષણ સાંભળીને સત્યવર્મા કિંચિત્ ઉતાવળો બની ગયા જેવો દેખાયો. તથાપિ સ્હેજ વિચાર કરીને તે બોલ્યો: " ઠીક છે- એક દિવસ-માત્ર આઠ જ પ્રહર-એટલાથી કાંઈ વિશેષ બગડવાનું નથી ! "

" પણ એક વાત કહેવાની રહી ગઈ. " શાલતી બોલી: " આવતી કાલે સ્હાંજે બહુધા ઇન્દિરાવતી તમને બગીચામાં આ જ સ્થળે મળશે. પણ તેની સાથે હું આવ્યા સિવાય રહીશ નહિ. તમારી ઇચ્છા હશે તો હું તમારૂં ભાષણ સાંભળી ન શકું એટલા અંતરપર દૂર ઊભી રહીશ. "

" ચાલશે-ચાલશે, તારા ઉપર મને વિશ્વાસ છે. " સત્યવર્મા બોલ્યો: " પરંતુ તને એટલું સૂચવી રાખું છું કે તારા મનમાં મારા વિષયમાં અણવિશ્વાસ આવવાથી જો આવતી કાલે તું તેની મુલાકાતનો યોગ મને નહિ મેળવી આપે, તો એથી તને હમેશાં પશ્ચાત્તાપ થયા કરશે. "

"એક વખત હું તમને કહી ચૂકી છું કે હું તમારા ઉપર વિશ્વાસ મૂકું છું. વળી તમે મારા સંબંધમાં તપાસ કરશો તો તમને માલૂમ પડશે કે આજ સુધીમાં મેં કોઇને પણ ઉપદ્રવ કર્યો નથી." માલતીએ જવાબ આપ્યો.

સત્યવર્મા બોલ્યો: "તારા ઉપર મારો વિશ્વાસ છે. તારી મુદ્રા પરથી જ તું એવું નહિ કરે એવી મને ખાત્રી થઈ છે. વારૂ, પણ કાલે હું કયા માર્ગે આવું? આજની પેઠે દિવાલ ઉપરથી કૂદકો મારતાં જો હું કોઇની દૃષ્ટિએ પડ્યો તો નાહક ભૂમાટો થશે. માટે જો એકાદો સગવડભર્યો માર્ગ હોય તો મને બતાવ."

"ચાલો મારી સાથે."

માલતીની સૂચના થતાં સત્યવર્માએ પોતાનું સર્વાંગ શ્યામ વસ્ત્રથી આચ્છાદિત કરી દીધું અને તે તેની પાછળ ચાલવા લાગ્યો. તે બન્ને બાગના એક ખૂણામાં આવ્યાં. પછી માલતી બોલી: "જૂઓ, અહીંથી પેલી મેર સોપારી બાગમાં જવાનો રસ્તો છે. એ માર્ગ ખૂલ્લો જ રહે છે. એટલે એ માર્ગેથી આવતી કાલે સાયંકાળે આવજો, ઇન્દિરાવતી જરૂર તમને મળશે."

સહસ્રાર્જુને તેને નમ્રતાપૂર્વક પ્રણામ કર્યા અને તે એ સોપારી બાગના માર્ગે જ ચાલતો થઇ ગયો. ઇન્દિરાવતીને આ મનુષ્ય શો સંદેશો કહેવાનો છે, એ માલતીની કલ્પનામાં આવતું ન હતું. તે થોડી આગળ ગઇ તો સહેજ અંતરપર કોઇએ ઉધરસ ખાધી હોય એવો અવાજ તેના કાનપર આવ્યો. તેણે એ તરફ દૃષ્ટિ કરી. પરંતુ ત્યાં કોઇ પણ ન હતું! કદાચિત્ એ સહસ્રાર્જુનનો અવાજ હશે, એવો વિચાર કરીને તેણે સહસ્રાર્જુન જે દિશામાં ગયો હતો

એ તરફ દૃષ્ટિ કરી, પરંતુ ત્યાં પણ કોઈ તેની દૃષ્ટિએ પડયું નહિ.

આ અજાણ્યો ગૃહસ્થ કોણ હશે?—એ બાબતનો તે વિચાર કરતી હતી. પરંતુ કશો પણ તર્ક કરી શકી નહિ. તે શો સંદેશો કહેવાનો હશે, તેનો સંદેશો ખરાબ તો નહિ હોય, એવો વિચાર કરતી તે વસંત–મંદિરમાં દાખલ થઇ.

તે જે વખતે વસંત–મંદિરના પગથીયાપર ચડતી હતી તે વખતે બાગના ખૂણામાં આવેલી એક લતા–કુંજમાંથી એક મનુષ્ય બહાર આવ્યો. આ મનુષ્યે પણ પોતાનું આખું અંગ શ્યામ વસ્ત્રથી આચ્છાદિત કર્યું હતું. તે સ્વગત બોલવા લાગ્યો: "વાહવાહ! ભારે મજા આવી! આવતી કાલે સંધ્યાકાળે–આ જ વખતે અને આ જ સ્થળે! ઠીક છે, જોઈ લેવાશે!"

એ અજ્ઞાત મનુષ્ય એકદમ ત્યાંથી પસાર થઇ ગયો. તેણે પણ સોપારી બાગનો માર્ગ લીધો અને અલ્પ સમયમાં તે અદૃશ્ય–બની ગયો.

---

## પ્રકરણ ૨૨ મું.

---

### રાણીનું મંત્રીમંડળ.

હવે આપણે થોડો સમય વસંત–મંદિરનો ત્યાગ કરીને રાણી ઇન્દિરાવતીના રાજપ્રાસાદનું અવલોકન કરીએ. રાણી

પોતાના મંત્રણાગૃહમાં બેઠી હતી. આ સમયે મધ્યાન્હ વિતી ગયો હતો. તેના મંત્રીમંડળ માંહેના પાંચ અત્યંત વિશ્વસનીય મંત્રીઓ તેની પાસે બેઠા હતા. અત્યારે રાજ્યકાર્યના સંબંધમાં મંત્રણા ચાલી રહી હતી. પરંતુ આ પાંચે મંત્રીઓનું લક્ષ રાજ્યકાર્ય સમાલવાને બદલે રાણીની મરજી સમાલવા તરફ વિશેષે કરીને હતું. રાણીનો સ્વભાવ દુરાગ્રહી હતો. એથી તેનું કથન તદ્દન ખોટું કિંવા હાનીકારક હોય, તોપણ તેની સામે કશી પણ દલીલ કર્યા સિવાય તેનો સ્વીકાર કરવો પડતો હતો. તેને પોતાની પ્રતિષ્ઠાનું પ્રદર્શન કરવાનો શોખ હતો. એટલે તે અવારનવાર પોતાના મંત્રીમંડળને એકત્ર કરીને તેમના મુખે પોતાની મોટાઈની પ્રશંસા શ્રવણ કરતી હતી. પરંતુ તેના મંત્રીઓ ચતુર અને દક્ષ હોવાથી તેઓ એક તરફથી રાણીની ખુશામદ કરતા હોવા છતાંયે કેટલાક પ્રસંગે તેની આજ્ઞાની ઉપેક્ષા કરીને પણ રાજ્યના હિતની બાબતમાં લક્ષ આપતા હતા. એથી રાણીની કારકીર્દી પ્રજાને હિતાવહ લાગતી હતી. અત્યારે પરરાજ્યોને લગતો પ્રસંગ નિકળ્યો હતો. તેમાં પડોશી રાજ્યોના કારભાર ખરાબ છે અને પોતાના રાજ્યનો વહિવટ સર્વોત્તમ છે, એવા આશયનું વ્યાખ્યાન ચાલી રહ્યું હતું. તે પૂર્ણ થયા પછી રાણી બોલી: "આપણી પ્રજામાંહેના કેટલાક માણસો શ્રીનગર ગયા છે અને ત્યાંના રાજાની સેવા તેમણે સ્વીકારી છે. તેમનાં નામઠામ મગાવવાનું મેં જણાવ્યું હતું, તેનું શું થયું?"

"દેવી! શ્રીનગરના રાજા તરફથી તે યાદી આવી ગયાને ઘણાં દિવસો થઈ ગયા છે. એ યાદી મેં આપને તે સમયે જ બતાવી હતી." એક મંત્રીએ વિનયપૂર્વક જવાબ આપ્યો.

"એ વાતનું મને સ્મરણ રહ્યું નથી. માટે તે યાદી પુનઃ કાઢીને

મને બતાવો." રાણીએ આજ્ઞા કરી.

મંત્રીએ કેટલાક કાગળો ઉંચા નીચા કર્યા પછી એક લાંબી યાદી હાથમાં લીધી અને નામ વાંચવાનો પ્રારંભ કર્યો: "વિલાસપુરનિવાસી ધીરસેન—સહસ્રાધિપતિ—"

"આ નામ મેં અગાઉ સાંભળ્યું છે." રાણી બોલી: "રહો, તમે મને ન કહેશો. હં, યાદ આવ્યું. શ્રીનગરની સરહદ ઉપર જેણે મોટા શ્રમપૂર્વક જય મેળવ્યો હતો તે. તેને એ વિજયપ્રાપ્તીના બદલામાં શ્રીનગરના રાજાએ સહસ્રાધિપતિ બનાવ્યો હતો."

"હા, દેવી! આપની સ્મરણશક્તિ અત્યંત તીવ્ર છે." મંત્રીએ નિયમ મુજબ ખુશામદ કરી.

"વારૂ, શ્રીનગરના રાજાએ એ માણસના સંબંધમાં બાજુ શું લખ્યું છે?" રાણીએ પૂછયું.

મંત્રીએ વાંચી સંભળાવ્યું: "આ ગૃહસ્થ આશરે ૭ માસ પહેલાં કશું પણ કારણ દર્શાવ્યા સિવાય નોકરી છોડીને ચાલ્યા ગયા છે. તેના જેવો શૂર અને વફાદાર ગૃહસ્થ અમારી પાસેથી ચાલ્યો જવાથી અમને અત્યંત ખેદ થાય છે."

રાણીએ પૂછયું: "પણ પછી તે ધીરસેન ક્યાં ગયા, અત્યારે ક્યાં છે, શું કરે છે, એ બાબતની કશી બાતમી મળી છે?"

"ના, મહારાણી!" મંત્રીએ જવાબ આપ્યો.

"તમે આટલા બધા રાજકાર્યચતુર ગણાઓ છો છતાં આવી મહત્ત્વની માહિતી તમને નથી, એ જોઇને મને ઘણું જ આશ્ચર્ય થાય છે!" રાણી રોષયુક્ત સ્વરે બોલી: "આ યાદી મગાવવામાં મારો ઉદ્દેશ શો હતો, એ તમે વિસરી ગયા હો એમ દેખાય છે! હું તમને પુનઃ કહું છું. મારી વિરૂદ્ધ કારસ્થાન કરનારામાંના કેટલાક

લોકો પલાયન થઈ ગયા છે. તેઓ પડોશના રાજ્યમાં જઇને રહ્યા છે. એટલે કોણ કયે સ્થળે છે એ જાણવાની મારી ઇચ્છા છે. કેમકે એ રાજ્યદ્રોહીઓ જો કોઈ સમુદ્રસ્થળે એકત્ર થઇને ત્યાં આપણી વિરૂદ્ધ કાવતરૂં ઊભું કરે તો તેમને કેવી રીતે ઠેકાણે લાવવા, તેનો આપણે વિચાર કરવો જોઇએ કે નહિ ?"

"દેવી ! આપનું કહેવું યથાર્થ છે." બીજો મંત્રી બોલ્યો.

"માત્ર યથાર્થ છે એટલું કહ્યાથી કાંઇ પૂર્ણ થતું નથી." રાણીએ સહેજ શાંત થઇને કહ્યું: "મારી વિરૂદ્ધ કારસ્થાન કરીને ન્હાસી ગએલાઓની શોધ કરવાને માટે મેં કેટલાક અધિકારીઓની નિમણુંક પણ કરી હતી."

"હા, દેવી ! અને તેમણે સ્વરાજ્યમાં રહીને જેટલી તપાસ કરી શકાય તેટલી બારિકાઈથી કરી છે." પહેલો મંત્રી બોલ્યો: "તેમણે જે લોકોની શોધ કરીને તેમને સ્વરાજ્યમાં લાવીને, શિક્ષા કરાવી છે, તેની યાદી પણ કાંઈ ન્હાની નથી. પરંતુ કેટલાકને તો હવે ઓળખી શકવાનું પણ અશક્ય થયું છે. ઉદાહરણાર્થ ચંદ્રદુર્ગના માજી અધિપતિ અશોકરાયના છોકરાઓ. એ છોકરાઓને શિક્ષા થઈ ત્યારે તેમનું વય આઠથી બાર વર્ષની અંદર હશે. તેમને આપ નામદારે શિક્ષા કર્યાને પણ પંદર વર્ષ થઈ ગયાં છે. દેવી ! એમની સાથે જો કોઈ બીજા પુખ્ત ઉમરના માણસને શિક્ષા થઇ હોત તો કદાચિત્ તેના લીધે તેમનો પત્તો મળ્યો હોત. વળી એ વખતે તેમના શા ગુન્હા માટે શિક્ષા કરવામાં આવી છે. એ પણ દેવીએ કોઇને જણાવ્યું ન હતું, એથી—"

મંત્રીના આ ભાષણથી રાણીને અત્યંત ક્રોધ ચઢયો; અને તે રોષપૂર્વક બોલી: "મારી સામે જ મારૂં અપમાન ! શું તમે એમ

ધારો છો કે હું કોઇને પણ અન્યાયપૂર્વક શિક્ષા કરૂંછું? વળી શું જે જે હું કરૂં તે તે મારે તમને જણાવવું જ જોઇએ? તમે કાંઈ મારા ઉપરિ અધિકારી છો?"

રાણીનું આ રોષયુક્ત ભાષણ શ્રવણ કરતાં તમામ મંત્રીઓ ભયભીત બની ગયા; અને રાણી હમણાં પોતાને કશી શિક્ષા કરશે કે શું, એવો તેમને ભય લાગવા માંડયો. છેવટે જે મંત્રીએ પ્રસ્તુત ભાષણ કર્યું હતું તેણે રાણીના ચરણમાં મસ્તક નમાવીને અત્યંત વિનયશીલતાપૂર્વક નમ્ર વાણીથી કહ્યું: "દેવી! આ દીન દાસના મુખમાંથી જો કાંઇ અપમાનસૂચક શબ્દો નિકળી ગયા હોય તો ક્ષમા કરો. આપની ઇચ્છા વિરૂદ્ધ વર્ત્તન કરવાનું કદી અમારા સ્વપ્નમાં પણ આવ્યું ન હતું. અમારો જાન જાય તો ભલે પણ અમે રાણી સરકારની મરજી વિરૂદ્ધ વર્ત્તન કદી પણ કરવાના નહિ!"

પોતે જોઇએ તે કરતાં કડક ભાષણ કરીને પોતાના વિશ્વાસુ અને કાર્યદક્ષ મંત્રીનું મન દુ:ખાવ્યું છે, એ વિચારથી રાણીના મનમાં પણ સ્હેજ ખેદ થયો. તે બોલી: "અમાત્ય! ઉઠો, તમારા ભાષણથી મને માઠું લાગ્યું હતું; પરંતુ તમારા આ વિનયશીલ વર્ત્તનથી હું જોઈ શકું છું કે મારૂં અપમાન કરવાનો તમારો ઇરાદો ન હતો. માટે હું તમારા ઉપર કોપ કરતી નથી."

રાણીના આ કથનથી પોતે આનંદિત થયો છે એમ દર્શાવતો મંત્રી ઉઠયો. તેણે કિંચિત્ હાસ્ય કરીને રાણીને પ્રણામ કર્યા. તે બોલ્યો: "દેવી! હું આપની પાસે સત્યવર્માના સંબંધ બોલતો હતો. તેને શિક્ષા થઇ ત્યારે તે બાલક હતો. એ વાત આજે દોઢ દાયકો વિતી ગયો છે. એ સમય દરમિયાન તેના સ્વરૂપમાં ઘણો જ અંતર પડી ગયો હશે. એ વખતે તેને મૂછો પણ ફુટી ન હતી. અ-

ત્યારે તેની દાઢી વેંત વેંતની થઇ ગઇ હશે. તે વખતે તે નાજુક દેખાતો હતો. અત્યારે મોટો પહેલવાન બની ગયો હશે. કહો, અત્યારે તેની પિછાન કેવી રીતે પડી શકે ? તેવી જ રીતે રાજ્યદ્રોહી કેશવચંદનો ભત્રિજો કામસેન જ્યારે સરકારની સેવામાં હતો, ત્યારે નાજુક દેખાતો હતો. તે અત્યારે શિક્ષા થયા પછીના ત્રણ વર્ષના અરસામાં ઘણો જ બદલાઇ ગયો હશે ! "

"બસ કરો, બસ કરો, એ છોકરાનું નામ પણ મારી પાસે ન લેશો." રાણી બોલી: "ન્હાનપણમાં તે હુશિયાર અને ચાલાક હોવાથી મેં તેને મારી હજુરમાં રાખ્યો હતો. પણ પછી એ છોકરો વિશ્વાસઘાતી નિવડ્યો ! તે આપણી ગુપ્ત મંત્રણા જાણી લઇને પોતાના કાકાને કહેતો હોવો જોઇએ, એવી મને શંકા આવવાથી મેં તેને તેજ વખતે મારી પાસેથી દૂર કર્યો હતો. તે હુશિયાર હતો, દેખાવડો હતો, એ બધી વાત ખરી:" એટલામાં તેને અમુક વાતનું સ્મરણ થયું હોય એમ દર્શાવતી તે બોલી: "અગાઉ એક વખત હું વસંત–મંદિરમાં ગઇ હતી. એ વખતે તે મારી સાથે જ હતો તે વખતે તમે સર્વ પણ મારી સાથે જ હતા."

"દેવી ! આપની સાથે આવવાનું માન મને પણ એ વેળાએ મળ્યું હતું." એક મંત્રી બોલ્યો: "ખરેખર એ છોકરો જો વફાદાર રહ્યો હોત તો આજે તેનું ભાગ્ય ખીલી ગયું હોત. તે દિવસે દેવીએ તેના સંબંધમાં જે ભવિષ્યકથન કર્યું હતું, તે ક્યારનુંયે ખરૂં કરીને તેના જીવનનું કલ્યાણ થઈ ગયું હોત !"

"મેં એ વખતે શું ભવિષ્યકથન કર્યું હતું ?" રાણીએ પ્રશ્ન કર્યો.

"જો આપની આજ્ઞા હોય તો જણાવું." મંત્રી બોલ્યો: "નહિ તો દેવીને જે વાત પસંદ ન હોય તે મારે સ્વતઃ બોલવી

યોગ્ય ન ગણાય."

રાણી કિંચિત્ સ્મિત કરતી બોલી: "એમ જો દરેક શબ્દ ઉપર હું કોપ કરવા લાગું તો પછી રાજ્યનો વહિવટ કેવી રીતે ચાલી શકે? કહો, તમને મારી આજ્ઞા છે. તે વખતે મેં શું ભવિષ્યકથન કર્યું હતું વારૂ? તે વખતના મારા તમામ શબ્દો તમારા સ્મરણમાં રહ્યા ન હોય તો જેટલું સ્મરણમાં રહ્યું હોય તેટલું જણાવો."

"દેવી! એ કામસેન અને લક્ષ્મીધનની કન્યા ઇન્દિરાવતીનું લગ્ન થઇને તેઓ સંસારસુખનો અનુભવ લેશે. એવા શબ્દો આપે કહ્યા હતા."

રાણીએ પોતાને સ્મરણ થયું હોય એમ દર્શાવીને કહ્યું: "હા, હા! હવે મને યાદ આવે છે. હું એ વખતે લક્ષ્મીધનની મશ્કરી કરવાના આવેશમાં એવું બોલી હતી એ વાત સાચી છે. પરંતુ તે મશ્કરી જ હતી! એ સમય ગયા પછી એ વાત હું તદ્દન વિસરી ગઇ હતી!"

બીજો મંત્રી બોલ્યો: "દેવી! ત્યારપછી આપ કદી પણ વસંત–મંદિરમાં ગયાં નથી. એમ કેમ?"

એ મંત્રીના ચ્હેરા તરફ પોતાની તિક્ષ્ણ દૃષ્ટિ વેધીને રાણી ઇન્દિરાવતીએ મંત્રીની મુદ્રાનું બરોબર અવલોકન કર્યું. તે વખતે તેના મનમાં એવી શંકા આવી હતી કે કોઇ પણ ખાસ ઉદ્દેશપૂર્વક તો મંત્રીએ આ પ્રશ્ન પોતાને કર્યો નહિ હોય? ચાર–પાંચ પળ સુધી તે વિચારગ્રસ્ત બની ગઇ. પછી જાણે એકદમ વિચારમાંથી ઝબકી હોય એવો દેખાવ કરીને તે બોલી: "હં, પણ એ લક્ષ્મીધનની કન્યાનું લગ્ન લગભગ નક્કી થયું હતું, પરંતુ એકાએક ભાંગી પડયું એવી વાત મારા કાનપર આવી છે તે ખરી છે?"

" એવી વાત મેં પણ સાંભળી છે, દેવી !" એક મંત્રીએ જવાબ આપ્યો: " પણ લગ્ન તુટવાનો અંદરનો ભેદ મારા જાણવામાં આવ્યો નથી."

" પરંતુ હજી સુધી તેનું લગ્ન થયું નથી, એ વાત તો ખરીને ?" રાણીએ પૂછ્યું.

" દેવી ! મારા જાણવામાં જે આવ્યું છે, તે ઉપરથી શું બન્યું હતું તે હું જણાવું છું." બીજો મંત્રી બોલ્યો: " સૂર્યપુરના એક મોટા વ્યાપારીના છોકરા સાથે લક્ષ્મીધરને પોતાની પુત્રીનું લગ્ન કરવાનો વિચાર કર્યો હતો. પણ તે પહેલાં જ તે છોકરીએ પોતાના એક પ્રિયકરને પોતાની વીંટી આપી હતી. એ વીંટીના જોર ઉપર તેનો પ્રિયકર બરોબર સમયે ત્યાં આવી પહોંચ્યો અને વાકશુનિશ્ચયનો વિધિ થતો હતો તે વખતે વચ્ચે જ વીંટી બતાવીને તેણે ધોંટાળો કરી નાખ્યો."

" તેનો પ્રિયકર કોણ હતો એ જાણવામાં છે ?" રાણીએ પ્રશ્ન કર્યો.

" ના, દેવી ! એ વિષયમાં કશી માહિતી મળી શકી નથી." મંત્રીએ ઉત્તર આપ્યો.

" ગમે તેમ હો, પણ એકંદરે એ પ્રકાર જે બન્યો છે તે સારો ગણાય નહિ." રાણીએ પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો: " લક્ષ્મીધરની કીર્ત્તિને કલંક લાગ્યું ગણાય. મેં એ છોકરીને ન્હાનપણમાં જોઈ હતી ત્યારે તો એ ઘણી જ ગરીબ દેખાતી હતી."

" દેવી ! એમાં કશો ગેરવાજબી પ્રકાર બન્યો હોય કિંવા લક્ષ્મીધરની કીર્ત્તિને કલંક લાગે, એવું મને લાગતું નથી." મંત્રીએ નમ્રતાપૂર્વક જણાવ્યું: " એકંદર રીતે જોતાં જે ઘટના બની છે તે

પરથી ઇન્દિરાવતી પણ આજ્ઞાધારક છોકરી દેખાય છે. પોતાનો પિતા જેની સાથે પોતાનું લગ્ન કરવા માગતો હતો તેના કંઠમાં વરમાળ આરોપવાને તે તૈયાર થઇ હતી. પણ જે શૂરવીર તરૂણે તેનું મન હરણ કર્યું હતું તેણે લગ્નના વખતે આવીને બધો ઘોંટાળો કરી દીધો."

"પરંતુ ખરી હકીકત શી છે, તે આપણે જાણવી જોઇએ." રાણી બોલી: "કારણ કે લક્ષ્મીધન રાજભક્ત છે અને તેણે પોતાની દીકરીને મારૂં નામ આપેલું છું. તેનું કલ્યાણ કરવાનો વિચાર પ્રથમ મારા મનમાં ઉદ્ભવ્યો હતો અને તે કારણથી જ મને પ્રિય થઇ પડેલા કામસેન સાથે તેનું લગ્ન થવું જોઇએ એવું ભવિષ્યકથન મેં કર્યું હતું. પણ આ હૂશિયાર અને ગુણી છોકરો ભવિષ્યમાં આવો કૃતઘ્ની નિવડશે, એવી તો તે વખતે મને કલ્પના પણ ન હતી. તેની કૃતઘ્નતા ઉપરથી દરેક માણસપરથી મારો વિશ્વાસ ઉઠી ગયો છે. મારા મનને એમ પણ થાય છે કે જગતમાં કોઇ પણ વિશ્વાસ-પાત્ર સ્થાન નથી."

"એ કૃતઘ્નીને તેના પાપનું યોગ્ય પ્રાયશ્ચિત્ત મળી ચૂક્યું છે." એક મંત્રીએ કહ્યું: "તે દેવીની અવકૃપાને પાત્ર થવાથી તેના ભાગ્યોદયની વાત તો બાજુએ રહી, પરંતુ અત્યારે તેનું જીવન પણ સહિસલામત નથી. તેને અગાઉથી જ ફાંસીની શિક્ષા થઇ ચૂકી છે."

રાણીની મુદ્રા વિલક્ષણ બની ગઇ. કામસેન ઉપર તેને અત્યંત તિરસ્કાર ઉદ્ભવ્યો હોય એમ દેખાતું હતું. તે કઠોર સ્વરે બોલી: "એ છોકરો પોતાનું મુખ કાળું કરે એ જ ઉત્તમ! જો તે પુનઃ વિલાસપુર રાજ્યમાં આવવા માગતો હોય તો તેણે પોતાના જીવન-ની આશાનો ત્યાગ કરીને જ આવવું!"

આ વખતે એક સેવકે મંત્રણાગૃહમાં પ્રવેશ કર્યો. તે જમાનને

મસ્તકને સ્પર્શ થાય તેટલો નીચો વળી, રાણીને નમન કરી, હાથ જોડીને ઊભો રહ્યો.

રાણી તેની સામે જોઇને સત્તાદર્શક સ્વે બોલીઃ "કેમ! શા માટે આવ્યો છે?"

તે સેવક પુનઃ નમન કરીને બોલ્યોઃ "સરકાર! સૂર્યપૂરનો એક તરૂણ ગૃહસ્થ આપના દર્શનને માટે આવ્યો છે. શી આજ્ઞા છે?"

"પણ તું હમેશના રીવાજ મુજબ તેને મારા ખાનગી કારભારી પાસે શામાટે ન લઇ ગયો? તેની વરધી મને આપવાને શામાટે આવ્યો?" રાણી કિંચિત્ ઉચ્ચ સ્વરે બોલી.

"દેવી! એ અજાણ્યા ગૃહસ્થને દરબારી રીતરીવાજની માહિતી નથી." સેવક પુનઃ અત્યંત નમ્રતાપૂર્વક બોલ્યોઃ "હું પ્રથમ તેને કારભારી સાહેબ પાસે જ લઇ જવા માગતો હતો. પણ તે મારૂં સાંભળતો નથી. એ તો એક જ વાત કરે છે કે તેને એક અતિ મહત્ત્વની વાત પ્રત્યક્ષ સરકારને જ જણાવવાની છે!"

"એ એમ કહે છે કે? એ માણસ કોણ છે? સૂર્યપુરનો તરુણ ગૃહસ્થ! કેમ, અમાત્ય! હમણાં જ આપણા વાર્તાલાપમાં સૂર્યપુરના એક તરૂણનું નામ નિકળ્યું હતું, ખરૂં કે નહિ? હા, આખું ધ્યાનમાં લક્ષ્મીધનની દીકરીનું જેની સાથે લગ્ન થનાર હતું એ પણ સૂર્યપુરનો જ ગૃહસ્થ હતો, નહિ વારૂ? ઠીક, અમાત્ય! આ મનુષ્યની મુલાકાત લેવી કે નહિ? તમારો શો અભિપ્રાય છે?" રાણીએ પૃચ્છા કરી.

રાણીના પ્રશ્નનો શો જવાબ આપવો, એનો તેની સામે બેઠેલા મુત્સદીઓને મોટો વિચાર થઇ પડયો. કારણ કે રાણીના મનમાં શું છે, એ બાબતનું તેઓ અનુમાન કરી શકતા ન હતા. જો તેઓ

અનુમાન કરી શક્યા હોત તો તો તેમણે ક્યારનોયે રાણીની મરજી મુજબનો જવાબ આપી દીધો હોત. એ પ્રસંગમાંથી પાર પડવાને માટે તેમણે તર્કવિતર્ક કરવાની શરૂઆત કરી. પ્રથમ મંત્રી બોલ્યો: "દેવી ? આ ગૃહસ્થ જો એકાદા રાજાનો દૂત હશે, અથવા ખૂની હશે, કિંવા ભંડખોર હશે, તો આપની સામે આવતાં જ આપના તેજથી તે થરથરી જશે: પરંતુ—"

બીજો મંત્રી બોલી ઉઠ્યો: "સરકાર ! આપની સાથે શત્રુત્વ કરવાનું કામ અત્યંત જોખમનું છે. જેને પોતાના જીવની દરકાર ન હોય તે જ આપનો વિરોધ કરવાને તત્પર બને. પરંતુ— "

ત્રીજાએ કહ્યું: "જે બાબતથી દેવીના ઉપર સંકટ આવે એ કરવું કામનું નહિ, પરંતુ— "

રાણી કિંચિત સ્મિત કરતી બોલી: "પરંતુ–પરંતુ–પરંતુ ! તમારૂં એ પરંતુ કયારે પૂરૂં થશે ?' તે કિંચિત કરડા સ્વરે બોલી: "તમારી સર્વ શંકા વ્યર્થ છે. મારો જીવ લેવાને તત્પર થાય એવો મારો કોઈ પણ વિરોધી હોય, એમ હું માની શકતો નથી. વળી મારો દેખાવ એવો છે કે મારી સાથે હરામખોરી ચલાવનાર માણસ મારી સામે આવ્યો કે થરથર કમ્પવા જ જોઇએ ! સેવક ! જા, એ યુવકને અહીં મારી પાસે લઇ આવ."

સેવક પ્રણામ કરીને ચાલ્યો ગયો. થોડી વારે એક તરૂણ ગૃહસ્થ મંત્રણાગૃહમાં આવ્યો, અને અત્યંત નમ્રતાથી રાણીને પ્રણામ કરીને ઊભો રહ્યો. આ તરૂણ દેખાવે સારો હતો અને તેના અંગ ઉપર પોશાક પણ સારો હતો. તેણે મોટી દાઢી રાખી હતી. આ તરૂણને એક વખત નખથી શિખાપર્યંત નિહાળી જોયા બાદ રાણીએ પૂછ્યું: "તારે જે મને કહેવું છે, તે મને એકાંતમાં કહેવાનું છું કે મારૂં

મંત્રીમંડળ અહીં હોય તો ચાલશે ?"

તરૂણે કહ્યું: "દેવી ! મારે જે કહેવાનું છે તે બહુ સત્ય અને રાજ્યદ્વારી અગત્યવાળું હોવાથી આપના વિશ્વાસુ મંત્રીઓ અત્ર હોય તો કશી પણ હરકત નથી."

"ત્યારે બોલ, શું કહેવું છે ?" રાણીએ આજ્ઞા કરી.

"સરકાર, ફાંસીની શિક્ષા જે બંડખોરોને થયેલી છે, પરંતુ જેઓ નાસી ગયા છે, તેમને પકડનારને બક્ષિસ આપવાનું જાહેર કરેલું છે. તેમાંનો એક બંડખોર ક્યાં છે એ મને માલૂમ છે. તેને હું જરૂર પકડાવી શકીશ !" તરૂણે કહ્યું.

"એવું જો હતું તો પ્રથમ જ તારે તેને પકડવા હતો, અને પછી બક્ષિસ માગવાને આવવું હતું. અગાઉથી શા માટે આવ્યો ?" રાણી ધમકીના સ્વરે બોલી.

તરૂણ ગૃહસ્થ બિલકુલ નિસ્પૃહતા દર્શાવતો બોલ્યો: "દેવી ! હું બક્ષિસની લેશ પણ પરવા કરતો નથી. પરંતુ જો આપ મને આગ્રહપૂર્વક તે આપશો તોપણ એ હું એકાદા ધર્મકૃત્યમાં આપી દઈશ !"

"બહુ સારૂ, પણ એ બંડખોરનું નામ શું ?" રાણીએ પૂછ્યું.

"મને તેનાં એક કરતાં અધિક નામોની માહિતી છે." તરૂણ બોલ્યો: "કામરાજ, ધીરસેન સહસ્રાધિપતિ—"

"કોણ ? ધીરસેન !" રાણી આશ્ચર્યચકિત મુદ્રાથી બોલી.

"હા, મહાદેવી ! કામરાજ, ધીરસેન ઉર્ફે કામસેન, આ નામ જુદાં પણ વ્યક્તિ એક જ !" તરૂણે જવાબ આપ્યો.

"શું કહ્યું ?" રાણીએ પૂછ્યું: "ધીરસેન એટલે શ્રીનગરમાં જેણે મોટી મોટી લડાઈઓમાં વિજય મેળવ્યો હતો તે ?"

" હા, દેવી ! તે જ ! " તરૂણ અત્યંત નમ્રતાપૂર્વક બોલ્યો.

" જેણે એકાએક નોકરી છોડી દીધી છે અને જેનો ક્યાંય પત્તો લાગતો નથી તે ? " રાણીએ પુનઃ પ્રશ્ન કર્યો.

" તે પુનઃ કશું કાવતરૂં કરવાને માટે અહીં આવેલો હોવો જોઇએ ! " એક મંત્રીએ અભિપ્રાય આપ્યો.

" અને તેને તું પકડી આપીશ, એમ ? " રાણીએ પૂછ્યું.

" હા, દેવી ! આપના મુખમાંથી આજ્ઞા થવાનો જ અવકાશ છે. આજ્ઞા થાય કે આજ રાત્રીએ દીવા થાય તે પહેલાં જ સરકારનો કેદી હાજર થઈ જશે. " તરૂણે ખાત્રી આપી.

એ સાંભળતાં રાણીના મુખ ઉપર ક્રૂરતાની છટા સ્પષ્ટપણે દેખાવા લાગી. તેનાં નેત્રોમાં અપૂર્વ તેજ ચમકવા લાગ્યું. તથાપિ પોતાની ક્રૂરતા આ અજાણ્યા ગૃહસ્થની દૃષ્ટિએ ન પડે તેટલા માટે તેણે શાંતતા ધારણા કરીને પૂછ્યું: " ત્યારે કહે, અમારા હુકમ પ્રમાણે તેને કેદ કરવાનો તને પણ પૂર્ણ અધિકાર છે; તેમ છતાં તું અમારી પરવાનગી લેવાને શા માટે આવ્યો ? તું જો કે પરરાજ્યનો વતની છે, તો પણ જ્યાંસુધી અમારા રાજ્યમાં છે ત્યાંસુધી અમારો પ્રજા-જન જ ગણાય ! "

" એનો પણ જવાબ હું આપીશ. " તરૂણ બોલ્યો: " આ કામસેન બે-ત્રણ વખત જેના મકાનમાં રહ્યો હતો તે ગૃહસ્થ અત્યંત શ્રીમંત અને બલિષ્ટ છે. તેની સરકારમાં પણ પુષ્કળ લાગવગ છે ! "

" તે ગમે તેટલો બલિષ્ટ હોય, પણ મારી પાસે કોણ માત્ર ? " રાણી ગર્વપૂર્વક બોલી: " અને તે ગમે તેટલો શ્રીમંત હોય, તદપિ તેની સંપત્તિ આ બંડખોરના ગળામાં ફાંસો નાખતાં અટકાવી શકે તેમ નથી ! "

"સરકારના સામર્થ્યને માટે મને પૂર્ણ ખાત્રી છે;" તરૂણે જણાવ્યું: "અને તેથી જ હું સરકારના ચરણનો આશ્રય લેવાને આવેલો છું. સરકારની સામે તેનું કશું પણ ચાલી શકે તેમ નથી, એ વાત ખરી છે. પરંતુ તે મારા જેવા ગરીબ, અજાણ્યા અને નિરાધાર મનુષ્યને તો ઘડીના છઠ્ઠા ભાગમાં ભોંય ભેગો કરી દે!"

"બ્હીશ નહિ? મારી સત્તા તારૂં રક્ષણ કરશે!" રાણી અભિમાનપૂર્ણ સ્વરે બોલી: "હું આ સર્વ મંત્રીની સામે કહું છું કે જો તું એ વિશ્વાસઘાતીને પકડાવી આપીશ તો તો તારે બ્હીવાનું કશું પણ કારણ નથી. તારા એક વાળને પણ હું ઈજા થવા નહિ દઉં"

"દેવી! એક વિશેષ અભય મને આપવાની વિનતિ કરૂં છું." તરૂણે માગણી કરી: "જો હું આ અપરાધીને પકડાવી આપું તો પછી કોઈ મારા ઉપર કશો પણ અપરાધ મૂકે તો એ માટે મને માફી મળવી જોઇએ."

"હવે મારા ધ્યાનમાં આવ્યું." દેવી બોલી: "આમાં કંઈ પણ ભેદ હોવો જોઇએ! તારે પોતાને અભય થવું છે; એમજ ને?"

"દેવી! આપની ચાણાક્ષતાનું વર્ણન મારા જેવો પામર મનુષ્ય કેવી રીતે કરી શકે?" તરૂણ અત્યંત વિનયપૂર્વક બોલ્યો: "સામા મનુષ્યનું હૃદય પારખવાની આપનામાં અદ્દભુત શક્તિ છે!"

"વારૂ, તને અભય મળશે. પણ બીજું હવે તારે કશું કહેવાનું છે?" રાણીએ પ્રશ્ન કર્યો.

"જે વખતે અનંગપુરના બંડખોરોનો સરકારે નાશ કર્યો, તે વખતે આ કામસેન બે-ત્રણ દિવસ જે શ્રીમંત ગૃહસ્થના સંબંધમાં મેં હમણાં જણાવ્યું તેને ત્યાં છૂપાઈ રહ્યો હતો. ત્યારપછી હાલમાં આશરે પાંચ માસ પહેલાં પણ તે આ ગૃહસ્થને ત્યાં કેટલાક દિવસ

રહ્યો હતો. તે પછી તે જ ઘરમાં એક લગ્નનો વાક્-નિશ્ચય કરવાને કેટલાક માણસો એકત્ર થયા હતા તે વેળાએ પણ તે ત્યાં આવ્યો હતો, અને ગઇ કાલે તે એ ગૃહસ્થના ઘરના માણસ સાથે તેના જ બાગમાં કાંઈ વાતો કરી રહ્યો હતો. આજે સંધ્યાકાળે પણ તે પુનઃ ત્યાં આવનાર છે !"

"બસ !" રાણી ગુસ્સાપૂર્વક બોલીઃ "એ હરામખોરના ગળામાં ફાંસો તો નખાશે જ, પણ તેને આશ્રય આપનાર-તે ગમે તે હો-સરકારનો શત્રુ છે એમ સિદ્ધ થતાં તેને શિક્ષા કરવામાં અમે આનાકાની કરીશું નહિ. એ શ્રીમંત ગૃહસ્થનું નામ શું ?"

"એ નામનો સરકારને પરિચય છે." તરૂણ બોલ્યોઃ "તે ગૃહસ્થ સરકારના કારભારમાં એક મોટા હોદ્દા ઉપર છે; અને વિલાસપુર રાજ્યમાં સહુથી અધિક ધનવાન છે. તેનું નામ નગરશેઠ લક્ષ્મીધન !"

એ નામ શ્રવણ કરતાં જ રાણી ચમકી, અને મંત્રીઓ તો ગાભરા બનીને એક બીજાની સામે જ જોઇ રહ્યા ! રાણી એટલી બધી ચકિત બનેલી દેખાતી હતી કે તે થોડા સમયમાં મૂર્ચ્છિત થઈ જશે કે શું, એવી પેલા તરૂણને ભીતિ લાગી. પરંતુ અલ્પ સમયમાં જ સ્વસ્થતાને ધારણ કરીને તે બોલીઃ "આ તમામ પ્રકાર અતિ વિલક્ષણ છે ! એ બંડખોર કામસેન-તેનો વસંત-મંદિરમાં પ્રવેશ ! અત્યંત વિલક્ષણ ! ઘણાં વર્ષો પહેલાં મેં જે હકીકત કાંઇક મશ્કરીમાં અને કાંઇક સત્ય સ્વરૂપમાં રજુ કરી હતી તે સત્ય ઠરશે કે શું ? પણ હવે મારા લક્ષમાં આવે છે. લક્ષ્મીધન તેની કન્યા તને જ આપવાનો હતો. પણ એ કામસેને વચ્ચે વિઘ્ન નાખવાથી લક્ષ્મીધનનું લેવાને માટે તું આ કૃત્ય કરવાને તત્પર થયો છે !"

તે તરૂણ કશું પણ બોલ્યો નહિ. તેણે એક વાર રાણીની સામે

જોઇને મસ્તક નીચું નમાવી દીધું

રાણી પુનઃ કહેવા લાગીઃ "આ કૃત્ય કરવામાં તારો હેતુ સારો છે કે ખોટો, એ સંબંધી વિચાર કરવાનો મારે જરૂર નથી. તું એક બંડખોરને પકડી આપવા માગે છે એટલું જ હું અત્યારે લક્ષમાં લઉં છું. પરંતુ આ અપરાધમાં સહાય કરવા માટે લક્ષ્મીધનને શાસન કરવાનું મને યોગ્ય લાગતું નથી. કેમકે તેની દક્ષતા અને રાજનિષ્ઠા ઉપર મને વિશ્વાસ છે! અહો અમાત્ય! તમે પોતે જાઓ અને એ હરામખોરને પકડવાને જેટલા માણસો જોઇએ. તેટલા આની સાથે મોકલી આપો. તેને કેદ કરીને સીધો કારાગૃહમાં જ મોકલી આપજો. પછી શું કરવુ એ વિષયમાં યોગ્ય અધિકારી વિચાર કરશે."

એ પછી બીજાં મહત્ત્વનાં કાર્યો આજે કરવાનાં નહિ હોવાથી, તથા આજના પ્રસંગથી રાણીનું મન સહેજ અસ્વસ્થ બનેલું હોવાથી, મંત્રીઓ રાણીને પ્રણામ કરીને સ્વસ્થળે ગયા. કહેવાની જરૂર નથી કે પેલો તરૂણ મિત્રગુપ્ત જ હતો; અને આગલે દિવસે સ્હાંજે સત્યવર્મા વિદાય થયા પછી માલતીએ આ મિત્રગુપ્તની ઉધરસનો જ અવાજ સાંભળ્યો હતો. મિત્રગુપ્ત પણ સૈનિક વિભાગના અમાત્યની સાથે સાથે ગયો.

---

## પ્રકરણ ૨૩ મું.

### સત્યવર્મા કેદ.

તે દિવસે સંધ્યાકાળ સુધી માલતીએ ઇન્દિરાવતીને સંદેશા સંબંધી કશા પણ સમાચાર જણાવ્યા ન હતા. કેમકે ઇન્દિરાની પ્રકૃતિ જો કે ઘણી સુધરી ગઇ હતી, તો પણ કદાચ આ વિષયની ચિંતા તેના મનને કરાવવાથી વખતે તેની

પ્રકૃતિ ઉપર ખરાબ અસર થાય તો ! એવી માલતીના મનમાં શંકા આવવાથી, બરાબર સમયે જ તેને એ વાત જણાવીને પોતાની સાથે બાગમાં લઈ જવાનો વિચાર તેણે રાખ્યો હતો. એ પ્રમાણે ત્રીજે પ્રહર થઈ ગયા પછી તક મેળવીને તેણે એ વાતથી ઇન્દિરાને વાકેફગાર કરી. એ વખતે ઇન્દિરા પાસે કોઇ પણ ન હતું. હાલમાં લક્ષ્મીધન કોઇ કોઇ વખતે જ વિલાસપુર જતો હતો. તેણે પોતાના વ્યાપારના કામકાજને માટે સંધ્યાકાળનો સમય નક્કી કર્યો હતો. એટલે અત્યારે તે પોતાના દિવાનખાનામાં બેસીને કારકુનોનાં કામ તપાસતો હતો તથા જરૂરી પત્રવ્યવહાર કરતો હતો. રેણુકા પણ અત્યારે ગૃહકાર્યમાં રોકાયેલી રહેતી હોવાથી ઇન્દિરા પાસે જતી ન હતી. એટલે અત્યારનો સમય ઇન્દિરા અને માલતીને દરેક વાતે અનુકુળ હતો.

“કોઈ ગૃહસ્થ તને સંદેશો આપવાને માટે આજે સાયંકાળે બગીચામાં આવનાર છે, એટલું માલતીએ ઇન્દિરાને કહ્યું કે તુરત જ ઇન્દિરાના મનમાં કામસેનનું નામ આવ્યું. તેની મૂર્ત્તિ તેનાં નેત્રો સામે ઉપસ્થિત થઇ. એ સંદેશાનું સ્વરૂપ કેવું છે, એ વિષયમાં તેણે માલતીને અનેક પ્રશ્નો કર્યા. માલતી પણ એ પ્રશ્નોના જવાબ આપતાં અકળાઇ ગઇ.

એ નવીન ગૃહસ્થની મુલાકાતનો સંયોગ સિદ્ધ કરવામાં તેમને વિશેષ શ્રમ લેવા પડયો નહિ. ઇન્દિરાએ શરીરને એક ગરમ શાલથી ઢાંકી લીધું અને તે બાગમાં ફરવા જવાનું નિમિત્ત કાઢીને પાછલા દાદરથી નીચે ઉતરી. માલતી પણ તેની સાથે જ હતી. એ રીતે તે બન્ને ઇચ્છિત સ્થાન તરફ જતી હતી તે વખતે માલતીના હાથમાંથી એક પદાર્થ નીચે પડી ગયો. તેને ઉચકવાને તે નીચે વળી. એ જે-

ઇને ઇન્દિરાએ પૂછ્યું: "એ શું છે?"

એ પદાર્થ ઇન્દિરાએ જોયો હશે એવી શંકા માલતીને આવી. એથી ઉડાઉ જવાબ આપવો અથવા સત્ય હકીકત છુપાવવી તે માલતીને ઇષ્ટ લાગ્યું નહિ. તેણે કહ્યું: "આ તમંચો છે. એ સિવાય બીજો પણ મારી પાસે છે!"

"એટલે! કાંઇ લૂંટાઇ થાય એવી તને શંકા આવે છે?" ઇન્દિરા ચમકી અને તેણે માલતીના પડખામાં ભરાઇને પ્રશ્ન કર્યો.

"એવું તો કાંઇ નથી. પરંતુ આપણે ચેતીને ચાલવું તે સારૂં." માલતીએ જવાબ આપ્યો: "બાપુને અથવા મોટી બ્હેનને આ વિષયમાં કશું પણ નહિ જણાવતાં હું તને મારી સાથે લાવી છું. એથી તારા સંરક્ષણની જવાબદારી મારા ઉપર છે. તારા એક વાળને પણ ઇજા પહોંચે એ પહેલાં હું મારો પ્રાણ આપવાનું પસંદ કરીશ!"

એ પછી થોડી આગળ ગઇ એટલે તે બન્ને જે સ્થળે સત્યવર્માને આવવાનું સૂચવ્યું હતું તે સ્થળે આવી પહોંચી. ત્યાં જતાં જ માલતીએ એક વાર પોતાની આસપાસ ચોતરફ દષ્ટિ ફેરવી. એટલામાં નજીકના કુંજમાંથી એક ગૃહસ્થ બહાર નિકળ્યો. તેણે પોતાના શરીરપરનું આચ્છાદન બાજુએ કરીને એ બન્નેને પ્રણામ કર્યા. ગઇ કાલે જે પોતાને મળ્યો હતો તે જ આ પુરુષ છે, એમ માલતી જાણી ગઈ. તે બોલી: "ગઇ કાલે મેં વચન આપ્યું હતું તે પ્રમાણે હું ઇન્દિરાને લઇને આજે અહીં આવી છું."

ઇન્દિરાનું સૌંદર્ય જોઇને સત્યવર્મા ચકિત બન્યો. આવી નાજુક સુંદરીને દુઃખદાયક વાર્તા કેવી રીતે જણાવવી એ બાબતનો તેના મનમાં મોટો વિચાર થઇ પડ્યો.

"ગઇ કાલે આપણે કરેલા ઠરાવ મુજબ હું તમને ઉભયને અત્ર

છોડીને તમારૂં ભાષણ સાંભળી ન શકું પણ તમને મારી દષ્ટિથી જોઈ શકું એટલા અંતરપર જઈને ઊભી રહું છું." માલતીએ કહ્યું.

સત્યવર્મા તેનો હેતુ સમજી ગયો અને બોલ્યો: "તું મારે માટે જે શંકા લે છે તે વાજબી છે એ માટે હું તને કશો દોષ દેતો નથી. પણ હું તને કહું છું કે એવી શંકા લેવાનું કશું પણ કારણ નથી.

"આપના જેવા ઉદાર દિલનો પુરુષ મારા આ વર્તનથી નારાજ થશે નહિ, એવી મારી ખાત્રી છે." એટલું કહીને માલતી ત્યાંથી ચાલી ગઈ અને થોડે દૂર એક આસન હતું તેનાપર જઈને બેઠી. ત્યાંથી તે આ બે જણાં વચ્ચેનું ભાષણ સાંભળી શકે તેમ ન હતું. પરંતુ તેઓ શું કરે છે તે જોઈ શકે તેમ હતું.

સત્યવર્માએ ઇન્દિરાની સામે જોઈને પ્રારંભ કર્યો: "બાલિકા! હું તને સંદેશો આપવાને માટે આવ્યો છું ખરો, પરંતુ તેનો પ્રારંભ કેવી રીતે કરવો તે હું સમજી શકતો નથી. એ માટે હું તને પૂછું છું–ગુસ્સે ન થઈશ–તને હમેશાં કોઈ પણ પુરુષનું સ્મરણ થયા કરે છે ખરૂં ?"

"હા," ઇન્દિરાએ જવાબ આપ્યો: "પણ તેના સંબંધમાં તમે શું કહેવા માગો છો ?"

"હું કોના સંબંધમાં બોલું છું એ તારા ધ્યાનમાં આવ્યું કે કેમ, એ પહેલાં મારે જાણવું જોઇએ." સત્યવર્માએ જણાવ્યું.

"કામસેનના સંબંધમાં ?" ઇન્દિરાવતીએ પૂછ્યું.

"હા, તે જ," સત્યવર્મા બોલ્યો: "તેણે જ આ વીંટી નિશાન તરીકે મોકલી છે. કારણ–કારણ–" પણ એ શબ્દો બોલતાં સત્યવર્મા અટકી ગયો.

ઇન્દિરા કરગરતા સ્વરે બોલવા લાગીઃ " મહારાજ ! આ નિશાની મોકલવામાં એમનો શો હેતુ છે તે મને જણાવો. કારણ કે આ વીંટી જોઇને મારા મનમાં અનેક પ્રકારની કલ્પના થાય છે ! હવે એક ક્ષણનો વિલંબ પણ મને અત્યંત દુઃસહ થઈ પડે છે ! "

" એને લગતી હકીકત સાંભળવા જેટલું તું તારૂં મન કઠોર કરીશ ખરી ? " સત્યવર્માએ પૂછ્યું.

" તેમનો સંદેશો પછી, પણ પ્રથમ મને જણાવો કે તે જીવન્ત છે કે નહિ ! " ઇન્દિરાવતી અત્યંત આતુરતાપૂર્વક બોલી.

" હા, તે હજી જીવતી છે એમ માનવામાં હરકત નથી. " સત્યવર્મા બોલ્યો: " ચાર દિવસ પહેલાં હું તેનાથી જુદો પડ્યો છું. "

" એ વખતે તે માંદા હતા કે સરકારના હાથમાં સપડાયા હતા ? " ઇન્દિરાએ ધડકતા હૃદયે પ્રશ્ન કર્યો.

" પ્રત્યક્ષ સરકાર નહિ પરંતુ તેના મામાના હાથમાં સપડાયો હતો. " સત્યવર્માએ જવાબ આપ્યો.

" જો તે તેમના મામાના હાથમાં હોય તો પછી બ્હીવાનું કારણ શું છે ? " ઇન્દિરા બોલી.

" કારણ એટલું જ કે તેનો મામો અતિ દુર્જન છે. " સત્યવર્માએ કારણનો ખુલાસો કર્યો: " તે પોતાના લાભ પાસે સગપણ કે સબંધની દરકાર કરે તેવો નથી. કામસેનનું મૃત્યુ થાય તો તેની તમામ મીલકત તેના મામાને મળે તેમ છે. કામસેન મારી ફઇનો દીકરો—મારો ભાઇ થાય છે ! "

" શું ! એ તમારી ફઇના દીકરા થાય ? " ઇન્દિરાએ ઉત્સુકતાપૂર્વક પૂછ્યું.

" હા, એ મારી સગી ફઇનો દીકરો થાય. " સત્યવર્માએ કહ્યું:

"અમારી વચ્ચે થયેલા કરાર મુજબ તેના સંદેશા તને જણાવવાનું કામ મારા ભાગે આવ્યું છે. તેણે એમ કહેવરાવ્યું છે કે કામસેનનો તારા ઉપર છેવટ સુધી બિલકુલ નિષ્કપટ પ્રેમ હતો!"

તેના એ છેવટના શબ્દો સાંભળતાં ઈન્દિરાનાં નેત્રોમાંથી પાણીની ધારા છૂટવા લાગી. તેની કરૂણમૂર્તિનું અવલોકન કરતાં સત્યવર્માનું હૃદય પણ ભરાઇ આવ્યું. પરંતુ એટલામાં બાજુની લતાકુંજમાં કશોક ખળભળાટ સંભળાયો. અંધારૂં થવા આવ્યું હતું. એટલે સત્યવર્મા બોલ્યો: "બાલિકા! મારે જે કહેવાનું હતું એ મેં કહી દીધું છે. હવે હું તને તારી મૈત્રિણીને સ્વાધીન કરીને રજા લઇશ."

તે બન્ને ત્યાંથી ચાલવા લાગ્યાં. વીશ-પચીશ પગલાં દૂર ગયાં હશે, એટલામાં નજીકની કુંજમાંથી હથિયારબંધ સ્વારો તેમના ઉપર ધસી આવ્યા; અને એક પલકારામાં જ તેમણે સત્યવર્માને ઘેરી લઇને હતવીર્ય બનાવી દીધો. એ પ્રકાર જોઇને ઇન્દિરા ગલિત ધૈર્ય બનીને નીચે પડવા જતી હતી. પણ બાજુના વૃક્ષની પાછળથી એક ગૃહસ્થ આવ્યો તેણે ઇન્દિરાને પોતાના બાહુપાશમાં પકડી રાખી. તે બોલ્યો: "ચૂપ રહે, બૂમ ન પાડીશ. તું અત્યારે મારા પંજામાં પૂર્ણપણે સપડાઇ છે. થોડા દિવસ પહેલાં આપણાં લગ્ન થયાં હોત. પરંતુ એ હરામખોરે વચ્ચે બખેડો કર્યો હતો. હવે જ્યારે તેને ફાંસીએ ચડાવવામાં આવશે, તે જ દિવસે હું તારી સાથે આસુરી લગ્ન કરીને તને મારી અર્ધાંગી બનાવીશ!"

આ શબ્દો કાને પડતાં જ ઇન્દિરા એ બદમાશને ઓળખી ગઇ. તેના મુખમાંથી એક ભયપૂર્ણ ચિત્કાર નીકળી પડ્યો!

આ બાજુએ સત્યવર્મા આ પ્રકારના સંબંધમાં પૂછપરછ કરતો હતો, તેણે પૂછ્યું: "તમે કોણ છો? અને આ શું છે?"

સૈનિકોનો અધિકારી બોલ્યો: "અમારા આ પોશાક ઉપરથી અમે દેવીના અંગરક્ષક સૈન્ય માંહેના છીએ, એ તો તમારા ધ્યાનમાં આવ્યું જ હશે! સરદાર સાહેબ! આપને કેદ કરવાની અને ખુદ દેવીની આજ્ઞા છે."

એ પ્રમાણે ભાષણ થતું હતું ત્યાં એક તમંચાનો અવાજ તેમના કાને પડયો અને તે અવાજની પાછળ કોઇનો ચિત્કાર સંભળાયો!

"કોણ? માલતી!" એટલું કહીને ઇન્દિરા તેને બાઝી પડી. પેલા હરામખોર મિત્રગુપ્તના પંજામાંથી ઇન્દિરાને છોડાવવાને માલતી ત્યાં આવી હતી. ઇન્દિરા ઉપર હાથ નાખનાર નીચ મિત્રગુપ્ત જ હતો, એ તો વાચકો સમજી ગયા હશે.

તમંચાનો અવાજ આવ્યા કે સત્યવર્માને પકડી રહેલા સૈનિકોનું લક્ષ એ અવાજ તરફ વળ્યું. એ સંધિ જોઇને સત્યવર્માએ પોતાના હાથપગ હલાવવાનો વિચાર કર્યો, અને એક ઝટકાની સાથે જ તેણે પોતાનો જમણો હાથ છૂટો કરી દીધો અને તલવારનો બંધ છોડયો. પરંતુ તેને કેદ કરનારા જુવાનો સંખ્યામાં પુષ્કળ હોવાથી તેની તલવાર બહાર પડે તે પહેલાં જ તે પુનઃ હતવીર્ય બની ગયો. આ ગડબડમાં તેના મુખ ઉપરનું આચ્છાદન બાજુએ સરી ગયું, તેનો ચ્હેરો ખૂલ્લો થઇ ગયો.

તેનો ચ્હેરો જોતાં જ રાણીના અંગરક્ષક સૈન્યનો જમાદાર બોલ્યો: "આ શું? આપણી કાંઇ ભૂલ તો થઇ નથી ને?"

"અરે, પણ પહેલાં અહીં આવો! મને મોટો જખમ લાગ્યો છે!" એમ મિત્રગુપ્ત બૂમ પાડતો જ હતો. પરંતુ કોઇએ તેના તરફ લક્ષ આપ્યું નહિ. છેવટે જમાદારનું લક્ષ તેના તરફ ગયું. તેણે એક સૈનિકને કહ્યું: "અરે, જા તો! તેને કેટલો જખમ થયો છે

એ જો જેને હાથ લગાડવાનું કશું પણ કારણ ન હતું, એ સ્ત્રી ઉપર તેણે આક્રમણ કર્યું. એ ગેરવાજબી હતું ખરું, તોપણ તેને આવી સ્થિતિમાં છોડીને જવું તે યોગ્ય નથી.”

એક સૈનિક મિત્રગુપ્ત પાસે ગયો. મિત્રગુપ્ત તેનો હાથ પકડીને બેઠો થયો અને ધીમે ધીમે જમાદાર પાસે આવ્યો. એ વખતે સત્યવર્માનો ચ્હેરો ખુલ્લો હોવાથી મિત્રગુપ્તની દૃષ્ટિ તેની સામે ગઈ અને તે બોલ્યો: “ અરે, આ કોણ ?”

“ આ પ્રકરણમાં તમારી ખાસ ભુલ થયેલી હોવી જોઇએ, એવું મને પ્રથમથી જ લાગ્યું હતું. કામસેન અત્યારે બહુ બહુ તો એકત્રીશ–બાત્રીશ વર્ષનો હોવો જોઇએ, ત્યારે આ ગૃહસ્થ—”

“ મૂઓ એ–એનું સત્યાનાશ–” એમ બડબડતો મિત્રગુપ્ત મૂર્ચ્છિત થઇને જમીન ઉપર પડયો.

“ જમાદાર ! હું કામસેન નથી એ તો તમારા જાણવામાં આવ્યું જ છે.” સત્યવર્મા બોલ્યો: “ તો પછી હવે મને મુક્ત કરવાનો આ હેવાનને હુકમ કરો !” હેવાન શબ્દનો તેણે એક સિપાહીને ઉદ્દેશીને ઉચ્ચાર કર્યો હતો.

એ સાંભળીને એક ભરાવદાર દાઢીવાળો સૈનિક આગળ આવીને બોલ્યો: “ અમારી રૂબરૂ જ અમારૂં અપમાન કરનાર આ કોણ ?” તે સત્યવર્માની સામે જોઇને બોલ્યો: “ અહો ! અમને હેવાન કહેનાર મહારાજ ! મેં તમને બરોબર પિછાન્યા છે. તમે જો અમને ગાળ દીધી ન હોત તો કદાચ હું અત્યારે મૌન જ રહ્યો હોત. જમાદાર સાહેબ ! આ ગૃહસ્થ કામસેન નથી એ વાત ખરી, પરંતુ એ સત્યવર્મા તો છે જ. એને પણ હુકમ સિવાય કેદ કરવાનો દરેકને અધિકાર છે. જો આ સત્યવર્મા નથી એમ સાબિત થાય તો મારૂં માથું ડૂલ !”

એ શબ્દો સાંભળતાં ઇન્દિરા અને માલતી ચમક્યાં. તેમણે એકી સાથે બૂમ પાડીઃ " આ શું કહે છે ? "

સત્યવર્મા અત્યંત શાંતપણે બોલ્યોઃ " અહો, જમાદાર ! આ સૈનિકની ભૂલ થતી લાગે છે. મારૂં નામ સહસ્રાર્જુન છે. મરજી હોય તો આ બાલિકાઓને પણ પૂછી જૂઓ. "

દાઢીવાળો સૈનિક પુનઃબોલ્યોઃ " સરદાર ! હવે ઇન્કાર જવાથી શો લાભ છે ? મેં તમને ન્હાનપણમાં જોયેલા છે, અને તમારા વડીલને પણ હું સારી રીતે ઓળખું છું. તમારો ચ્હેરો તમારા વડીલના જેવો જ છે. પછી તમને પિછાની લેતાં કેટલી વાર ? "

" ગમે તેમ હોય પણ આને રાજમહેલમાં તો લઇ જવો પડશે જ. " જમાદાર બોલ્યોઃ " પછી ત્યાં રીવાજ મુજબ તપાસ ચાલશે, અને સરદાર સાહેબ ! તમે બંડખોર નથી એમ ઠરશે તો તમારી મુક્તતા થશે ! અરે, પણ આ શું ? આ મશાલો શાની ? સૈનિકો ! હુશિયાર રહો, કદાચ આની મદદને માટે કોઈ આવતું હશે ! "

મિત્રગુપ્તે ઇન્દિરાપર હાથ નાખ્યો તે વખતે માલતીએ તેના ઉપર તમંચાનો બહાર કર્યો હતો. એનો અવાજ લક્ષ્મીધનના કાનપર આવ્યો હતો. ત્યારપછી સૈનિકોમાં થતું ભાષણ પણ મોટેથી જ ચાલતું હતું. એ ગડબડ સાંભળીને લક્ષ્મીધને પોતાના નોકરોને હમેશાં તૈયાર રહેતી મશાલો સળગાવવાનો હુકમ કર્યો, અને કેટલાક હથિયારબંધ સેવકોની સાથે તે આ સ્થળે થતી ગરબડના અનુરોધે એ સ્થાને આવી પહોંચ્યો.

તેને જોતાં જમાદારે કહ્યુંઃ " લક્ષ્મીધન શેઠ ! હું મહાદેવી ઇન્દિરાવતીની આજ્ઞાથી તમને હુકમ કરૂં છું કે તમારે અમારા કાર્યમાં અડચણ કરવી નહિ. અમે સરકારના હુકમ પ્રમાણે આ ગૃહસ્થને

કેદ કર્યા છે!"

"શું? કેદ!" લક્ષ્મીધન આશ્ચર્યચકિત થઇને બોલ્યો: "આ તમે શું કહો છો? અરે, પણ આ સ્ત્રીઓ કોણ છે? કોણ ઇન્દિરા?"

"હા, બાપુ! હું જ છું." એમ કહીને ઇન્દિરા પોતાના પિતાને બાઝી પડી. તે બોલી: "જોયો પેલો મિત્રગુપ્ત! મને એની બહુ ભીતિ લાગે છે!"

"બ્હીશ નહિ, પણ તમંચાનો અવાજ કોણે કર્યો હતો?" લક્ષ્મીધને પૂછ્યું.

"બાપુ! એ મેં કર્યો હતો." માલતી બોલી: "પણ એ નીચને કેટલો જખમ થયો છે એ તપાસો. એ જો કે અસંત નીચ અને દુષ્ટ છે, પણ તો મારે હાથે તેનો ઘાત થાય, એવું હું ઇચ્છતી નથી."

જમાદાર આગળ આવીને બોલ્યો: "લક્ષ્મીધન શેઠ! અમે સરકારની આજ્ઞા પ્રમાણે અમારૂં કર્ત્તવ્ય કરીએ છીએ. અમે અમારૂં કર્ત્તવ્ય કરતા હતા તે વખતે આ મિત્રગુપ્તે ત્યાં શું કર્યું એ અમને માલૂમ નથી: અને તેના કોઈ પણ કૃત્ય માટે અમે જવાબદાર નથી. સરકારના હુકમ પ્રમાણે આ ગૃહસ્થને સત્યવર્મા સમજીને અમે કેદ કરેલ છે. આ ગૃહસ્થ આપની બન્ને દીકરીઓ સાથે અહીં ભાષણ કરતા હતા."

જમાદારનું આ ભાષણ સાંભળવામાં લક્ષ્મીધન અને સર્વ સૈનિકો ગુંથાયા હતા, તે વખતે સત્યવર્માએ માલતીને ઇશારત કરી. એ તેણે જોઇ.

તે જમાદારને ઉદ્દેશીને બોલી: "જમાદાર સાહેબ! મને લાગે છે, કે આ મંદિલ આ ગૃહસ્થનું જ હોવું જોઇએ. એ તેમના મસ્તક પર બાંધવા દો!"

" એ હવે ન્હાસી ન જવાનું વચન આપે અને તેની તલવાર અમને સોંપી દે તો અમે તેને પકડી રાખીશું નહિ." જમાદારે કહ્યું.

સત્યવર્માએ કમરપરથી પોતાની તલવાર છોડી અને તે જમાદારના હાથમાં આપતાં કહ્યું: " જમાદાર સાહેબ ! હું કાંઈ જંગલી માણસ નથી. મારો સરકાર ઉપર વિશ્વાસ છે તે બતાવવાને માટે મારા પ્રાણ સમાન મારી વ્હાલી તલવાર હું તમારા હાથમાં આપું છું."

તલવાર હાથમાં આવતાં જમાદારે પોતાના સૈનિકોને સત્યવર્માને છોડી દઈ માત્ર તેના ઉપર નજર રાખવાની આજ્ઞા કરી. માલતી મંદિલ લઇને રહેજ આગળ આવી, એટલે સત્યવર્મા તેની પાસે આવ્યો અને મંદિલ હાથમાં લેતો બોલ્યો: " મારા બે ભાઈ પંચતિર્થ પાસે એક ઝુંપડીમાં છે. તેમને આ વાત આવતી કાલે જ કહેજે. ભૂલીશ નહિ—"

માલતીએ તેને નેત્ર સંકેતથી હકારદર્શક ઉત્તર આપ્યો.

" વારૂ, પણ હવે આ મિત્રગુપ્તનું શું કરવું ?" જમાદારે પ્રશ્ન કર્યો.

" તેના જમણા પડખામાં જખમ થયો છે." લક્ષ્મીધનના એક સેવકે જવાબ આપ્યો. તે પોતાના શેઠની આજ્ઞાથી જખમ તપાસતો હતો.

" બાપુ ! એ માણસ આવી સ્થિતિમાં મરણ પામે તે ઠીક નહિ." માલતીએ કહ્યું.

" બાળે ! બ્હીશ નહિ, તેની યોગ્ય વ્યવસ્થા થશે." લક્ષ્મીધને કહ્યું.

" તો તેને આપને ત્યાં જ રહેવા ઘો." જમાદારે કહ્યું: " હું આ ગૃહસ્થને મારી સાથે લઇ જાઉં છું. મિત્રગુપ્તનો ઘોડો દરવાજા

પાસે છે, તે આ ગૃહસ્થને કામ લાગશે."

"મારો પોતાનો અશ્વ પેલીમેર સોપારી બાગમાં છે." સત્યવર્માએ જણાવ્યું. પછી તેણે લક્ષ્મીધનને નમ્રતાપૂર્વક પ્રણામ કર્યા, અને માલતીને સુપ્રત કરેલા કામના સંબંધમાં પુનઃ નેત્રસંકેત કરીને તે શાંતપણે જમાદાર સાથે ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૨૪ મું.

### રેણુકા.

આ પ્રકાર એટલો વિલક્ષણ હતો કે લક્ષ્મીધન અને સેવકો તો સ્તબ્ધ બની ગયા હતા. આ બનાવથી પોતાની અને ઇન્દિરાની આબરૂને કલંક લાગવાનો સંભવ છે, એવો વિચાર કરીને માલતીએ પોતે જ ખુલાસો કર્યો. તે બોલી: "સંધ્યાકાળની તાજી અને ખૂલ્લી હવા લેવાને માટે હું ઇન્દિરાને લઇને બાગમાં આવી હતી. અમે થોડો સમય વાતો કરતી બેઠી હતી; એવામાં પાછળના દરવાજેથી એક મનુષ્ય અમારી પાસે આવ્યો. તેણે પોતાનું આખું અંગ શ્યામ વસ્ત્રથી આચ્છાદિત કર્યું હતું. તે પોતાને છૂપાવવાને માટે અમને વિનંતિ કરવા લાગ્યો. એટલામાં તો સરકારના માણસો અંદર ધુસ્યા અને તેમણે પકડેલા આવેલા ગૃહસ્થને કેદ કર્યો. આ પ્રકાર બનતો હતો તે વખતે પેલો નીચ દીવાકર

અંદર આવ્યો અને તેણે એકદમ ઇન્દિરાના અંગ ઉપર હાથ નાખ્યો. એથી મેં જોરથી બૂમ મારી. એ વખતે પ્રથમ આવેલા ગૃહસ્થના હાથમાંથી જમીન ઉપર પડેલો તમંચો મારી દૃષ્ટિએ પડવાથી મેં એ તમંચો ઉપાડીને બિલકુલ વિલંબ નહિ કરતાં પેલા દીવાકર ઉપર તેનો બહાર કર્યો, અને તેથી ઇન્દિરા તેના હાથમાંથી મુક્ત થઈ!"

આ હકીકત માલતીએ એવી રીતે કહી હતી કે તે બનાવટી છે એવી શંકા કોઇને પણ આવી નહિ. કારણ કે તે કહેતાં કહેતાં તેણે આગળની બાબત પાછળ અને પાછળની બાબત આગળ એવી રીતે અનિયમિતપણે બધી વિગત જણાવી હતી. હા, જો તેણે એ હકીકત અસ્ખલિતપણે જણાવી હોત તો કદાચિત તેની સત્યતાને માટે ચાલાક માણસને શંકા આવી હોત. વળી આ વખતે બધાંનાં મન અસ્વસ્થ હતાં, અને ખરી હકીકત જાણવાને તેઓ અત્યંત ઉત્કંઠિત હતા. એટલે માલતીના કથન ઉપર શંકા ન કરતાં તેણે જે કહ્યું તે તેમણે સાચું માની લીધું.

માલતીએ આ હકીકત કહેતાં જખમી મનુષ્યનું નામ મિત્રગુપ્તને બદલે દીવાકર જણાવ્યું હતું. કારણ કે તેનું ખરું નામ પ્રકટ કરતાં લક્ષ્મીધરની આબરૂને બટ્ટો લાગે તેમ હતું. દીવાકરનું લગ્ન ઇન્દિરાવતીની સાથે થનાર હતું, એ વસંત–મંદિરના માણસો જાણતા હતા. એટલે તેમના મનમાં સહજ જ એવી કલ્પના આવી કે જે લગ્ન નક્કી થયું હતું તે તુટવાથી ઇન્દિરાને આવી રીતે ઉપાડી જવાનો દીવાકરે વિચાર કર્યો હશે. આવા ભયંકર પ્રસંગમાં પણ સમયસૂચકતા દાખવીને માલતીએ એ નરાધમને શિક્ષા કરી, એ જાણીને સેવકો તેના એ વર્તનની મુક્તકંઠે પ્રશંસા કરવા લાગ્યા.

તથાપિ એટલા ખુલાસાથી લક્ષ્મીધનના મનનું સમાધાન થયું નહિ. સત્યવર્મા પોતાના બાગમાં શામાટે આવ્યો હતો, અને માલતીની પિછાન તેની સાથે કેવી રીતે થઈ હશે, એ બાબતની તેને સમજ પડતી ન હતી. એટલે સેવકો ચાલ્યા ગયા પછી તેણે પૂછ્યું: "માલતી! જે હકીકત તેં જણાવી તે સેવકોને સાચી લાગી છે. એક રીતે એ ઠીક થયું છે. પણ માત્ર મારા મનનું એ હકીકતથી બિલકુલ સમાધાન થયું નથી."

"બાપુ! ખરી હકીકત સ્હેજ જુદી છે. પરંતુ એ આપના કાન ઉપર આવવાથી આપ અમારા ઉપર ગુસ્સે થશો નહિ એવી મારી ખાત્રી છે." માલતીએ જવાબ આપ્યો.

માલતીએ સરલ મનપૂર્વક આપેલા આ ઉત્તરથી લક્ષ્મીધનને સંતોષ થયો; અને તેની મુદ્રા ઉપરથી તે ઉદાર પુરુષને પોતાનો વિશ્વાસ છે એમ લાગવાથી માલતી અને ઇન્દિરાના મનને પણ શાંતિ થઇ.

મિત્રગુપ્ત હજી સુધી મૂર્ચ્છિત જ હતો. લક્ષ્મીધને તેને એક દિવાનખાનામાં રાખ્યો હતો, અને સેવકોને આજ્ઞા કરીને આ મનુષ્યની ઉત્તમ પ્રકારે વ્યવસ્થા કરવાની તેણે તજવીજ કરી. એ ગડબડમાંથી મુક્ત થયા પછી લક્ષ્મીધન પુનઃ પોતાની કન્યા અને માલતી પાસે આવ્યો અને તેણે તેને સત્ય હકીકત પૂછી. કામસેનની શોચનીય સ્થિતિથી ઇન્દિરાને અત્યંત દુઃખ થયું હતું. તે પોતાના પિતાના કંઠમાં હસ્તારોપણ કરીને સ્ફુંદત સ્ફુંદત રડવા લાગી. ગઈ કાલે સ્હાંજે સત્યવર્મા સહસ્રાર્જુન નામથી બાગમાં મળ્યો હતો ત્યારથી આજની સ્હાંજ સુધીની તમામ હકીકત માલતીએ જણાવી. ઇન્દિરાએ મિત્રગુપ્તના હાથમાંથી છૂટ્યા પછી પોતાને સત્યવર્માએ

કહેલો સંદેશો માલતીને જણાવ્યો હતો. એ પણ માલતીએ લક્ષ્મીધનથી ગુપ્ત રાખ્યો નહિ. આ સર્વ હકીકત સાંભળીને લક્ષ્મીધનને પણ અત્યંત ખેદ થયો. પોતાની દીકરીનો કામસેન ઉપર પ્રેમ હતો એટલા ખાતર જ નહિ પરંતુ તેના શૌર્ય, ઔદાર્ય, ઇત્યાદિ ગુણોનો પરિચય હોવાથી પણ એ તરૂણની સ્થિતિ માટે તેને ખેદ થતો હતો.

જ્યારે આ હકીકતનો કેટલોક ભાગ સેવકો પાસેથી રેણુકાના કાનપર આવ્યો ત્યારે તેના મનને વિલક્ષણ ક્ષોભ થયો હતો. તે એટલો કે તેની સદૈવ રહેતી નિર્વિકાર સ્થિતિ સાફ બદલાઇ ગઇ હતી. તેનો ચ્હેરો વિલક્ષણ દેખાવા લાગ્યો અને તે તત્કાલ લક્ષ્મીધનની પાસે આવી.

તે ત્યાં આવ્યા પછી થોડી વારે લક્ષ્મીધન ત્યાંથી જવાને તત્પર થયો, એટલે ઈન્દિરાએ હજી પણ થોડી વાર પોતાની પાસે બેસવાનું તેને કહ્યું. આ બનાવથી તેનું મન ક્ષુબ્ધ થયું હતું. પૂર્ણ નિરાશાને લીધે તેના મનમાં એક પ્રકારની કઠોરતા આવી હતી. તે બોલી: "બાપુ ! હું કેવળ નિરાશ બની ગઇ છું. અત્યારે મને મારી પ્રકૃતિની સ્હેજ પણ ચિંતા નથી. મારી પ્રકૃતિ તદ્દન નિરોગી છે એમ મને લાગે છે. કારણ કે જે ચિંતાથી મારી પ્રકૃતિ બગડી હતી તે ચિંતા હવે રહી નથી !"

પુનઃ લક્ષ્મીધન બેઠો અને માલતીને ઉદ્દેશીને બોલ્યો: "માલતી ! હજી તમામ હકીકત રેણુકા બ્હેનના જાણવામાં આવી નથી. માટે જેમ તેં મને સત્ય હકીકત જણાવી, તે પ્રમાણે તેને પણ પુનઃ જણાવ."

ઇન્દિરાએ પણ પિતાના કથનને અનુમોદન આપતાં માલતીને કહ્યું: "બ્હેન ! મારૂં કલ્યાણ-અકલ્યાણ સર્વ ઇશ્વરના હાથમાં છે.

માટે મારી હકીકત બરોબર તમને ગળે ઉતરવી જોઇએ. તું કૃપા કરીને એ હકીકત તેમને પુનઃ જણાવ."

માલતીએ પુનઃ તમામ હકીકત જણાવી. રેણુકા લક્ષપૂર્વક સાંભળતી હતી. એ દરમિયાન બે–ત્રણ વખત તેના મનને એટલો બધો ક્ષોભ થયો કે તેને કંઇ પણ થતું હોવું જોઇએ, એમ આ ત્રણેને લાગ્યું. તથાપિ માનાસક વેદના કરતાં તેને શારીરિક વેદના અધિક થતી હોવી જોઇએ એમ તેઓ ધારતાં હતાં.

"હવે એક વાત કહેવાની રહી." માલતી બોલી: "સત્યવર્માએ આ વાત પોતાના ભાઇને કહેવાની મને સૂચના કરી છે."

"ત્યારે તું ત્યાં જઇને તેના ભાઇને એ હકીકત અવશ્ય જણાવ." રેણુકા બોલી.

"હા, એમ કરવું જ જોઇએ." માલતી બોલી: "કેમકે ઇન્દિરાને કામસેનનો સંદેશો કહેતી વેળાએ તે સરકારના હાથમાં સપડાયો હતો. અર્થાત્ તેની છેવટની ઇચ્છા પ્રમાણે તેનું એ કામ કરવું એ આપણું કર્ત્તવ્ય જ છે."

"એકંદર રીતે જોતાં આ એક ભયંકર સંકટ જ આવ્યું ગણાય." લક્ષ્મીધન બોલ્યો: "હે પ્રભુ! મને આ સંકટમાંથી કોઇ પણ રીતે પાર ઉતારો!"

"હા, એમ તો ખરૂં." રેણુકા બોલી: "બંડખોરોને સહાય કરનારને પણ સરકાર તરફથી ભયંકર શિક્ષા કરવાનો ઠરાવ કરવામાં આવ્યો છે."

"હાય! હું ખરેખર દુર્ભાગી છું!" ઇન્દિરા બોલી: "મારે લીધે જ આ સંકટ તમારા ઉપર આવ્યું છે."

"બેટા! શાંત થા." લક્ષ્મીધન બોલ્યો: "તને હું બિલકુલ

દોષ દેતો નથી. આ બધું કેવળ ઇશ્વરેચ્છાથી જ બન્યું છે, અને આ સંકટમાંથી મુક્ત થવાને માટે ઇશ્વરી કૃપાની જ જરૂર છે। એ સિવાય બીજો એક પણ માર્ગ મારી દૃષ્ટિએ પડતો નથી."

"ત્યારે શું કામસેન આ સંકટમાંથી મુક્ત નહિ થાય?" ઇન્દિરા બોલી: "અને આ વીર સત્યવર્માનો પણ આવી રીતે જ અંત આવશે? તેમને બચાવવાનો એક પણ માર્ગ નથી?"

"હવે શું કરવું એ મને બિલકુલ સૂજતું નથી." લક્ષ્મીધને નિરાશા અને ખેદનું પ્રદર્શન કર્યું.

ચાર દિવસ પહેલાં જ્યારે કામસેનના સંબંધમાં ભાષણ ચાલતું હતું, તે વખતે જે રીતે રેણુકા એકદમ ઊભી થઇ ગઇ હતી અને તેણે વિલક્ષણ મુદ્રા ધારણ કરી હતી, તેવી રીતે આ વખતે પણ વિલક્ષણ મુદ્રા ધારણ કરીને તે બોલી: "હજી પણ ઉપાય છે।"

"શું કહો છો, ફુઇબા? હજી ઉપાય છે!" ઇન્દિરા બોલી: "તમારા મનમાં કશોક વિચાર ઘોળાયા કરે છે એવું મને લાગ્યું જ હતું."

"હવે એમ કરવું જ જોઇએ." રેણુકાએ કહ્યું: "અત્યાર-સુધી મેં મૌન્ય ધારણ કર્યું હતું. પરંતુ હવે જાહેર કર્યા સિવાય ગ-ત્યંતર નથી. હવે હું કાંઇક પણ ચળવળ કર્યા સિવાય નહિ રહું. હવે બધી વાત ખૂલ્લી કરવી જોઇએ. હું ગાંડાની માફક બોલું છું એમ સમજીને મારી સામે આશ્ચર્યપૂર્વક ન જોશો. હું શું કરવાની છું તે સારી રીતે સમજું છું. માત્ર જે કાંઇ કરવાનું છે તે હું મારી મરજી પ્રમાણે કરીશ. મને અત્યારે કશું પણ ન પૂછશો. યોગ્ય સમય આ-વશે એટલે હું બધી વાત ખૂલ્લી કરીશ."

તેનું એ ભાષણ સાંભળીને લક્ષ્મીધનને તો એ બકવાદ કરે છે

એમ જ લાગ્યું. ઇન્દિરાના મનમાં પણ પ્રથમ તેના વિષયમાં જે અનુકુળ ગ્રહ ઉત્પન્ન થયો હતો તે દૂર થઈ ગયો, અને એ લધારો કરે છે એમ તે પણ માનવા લાગી. માત્ર માલતીને એમ લાગ્યું હતું કે રેણુકા ફઇના ભાષણમાં સત્યાંશ અધિક છે.

"હવે શું કરવું એ હું તમને જણાવું છું." રેણુકા બોલીઃ "આવતી કાલે સ્હવારે જ માલતીએ રાણીને મળવાને માટે જવું."

માલતી ચમકી. બારેક વર્ષ પહેલાં રાણી અને તેની વચ્ચે જે ભાષણ થયું હતું તેનું તેને સ્મરણ થયું. રાણીએ પોતાને મદદ કરવાનું આપેલું વચન પણ યાદ આવ્યું.

"કોણ ? માલતીએ રાણીને મળવાને જવું ?" લક્ષ્મીધન બોલ્યો.

"હા, હા, માલતીએ જ !" એમ કહીને રેણુકાએ માલતીના હાથ પકડ્યો અને જણાવ્યું: "આને જ પૂછી જૂઓ; એટલે રાણી પાસે જવાથી લાભ થશે કે નહિ, એ તે જ જણાવશે."

"હા, બાપુ ! હું રાણી સરકાર પાસે જઈશ તો કાંઈક પણ ફાયદો થશે, એમ મને લાગે છે." માલતી બોલી.

"એ કાંઇ કહી શકાય નહિ." લક્ષ્મીધન બોલ્યોઃ "પરંતુ એટલું ખરૂં કે અત્યારે જો તું રાણી પાસે જાય તો એમાં કશું નુકસાન નથી."

આ ભાષણથી ઇન્દિરાના મનમાં આશા ઉત્પન્ન થઈ, અને રેણુકા ફઇના મનમાં કશી સારી કલ્પના આવેલી છે, એમ તેને લાગવાથી સ્હેજ સંતોષ પણ થયો. એ વખતે એક સેવક ત્યાં આવ્યો અને કાંઈ જરૂરી કામ માટે તે લક્ષ્મીધનને બોલાવી ગયો.

ત્યારપછી રેણુકા માલતીને ઉદ્દેશીને બોલીઃ "આવતી કાલે સ્હવારે પ્હો ફાટતાં જ તું ઘોડા પર બેસીને રાણી પાસે જા. જતાં

જતાં પંચતીર્થ પર જઈને સત્યવર્માના ભાઈઓને સૂચના આપીને સાવધ કરતી આવજે. કારણ કે સત્યવર્માનો જેમ કોઈએ વિશ્વાસઘાત કર્યો તેમ એ લોકોનો પણ કરે તો ! એટલે તેમને બની શકે તેટલી ત્વરાથી સાવધ કરવા જોઈએ. તું રાણી પાસે જઈને શું કરવાની છે એ તેમને કહેવાની જરૂર નથી. પરંતુ પુનઃ જરૂર પડે તો તેઓ ક્યાં મળશે એ તેમને પૂછી લેજે." એટલું કહીને તે ધીમેથી પણ વિશ્વાસયુક્ત સ્વરે બોલી: "માલતી ! રાણી પાસે જઈને પ્રથમ તેને સાષ્ટાંગ પ્રણામ કરજે, અને પછી પેલું પદક બતાવજે !"

"એટલે ! એ પદકમાં એવા કાંઈ વિલક્ષણ ગુણ છે કે શું ?" માલતીએ આશ્ચર્યપૂર્વક પૂછ્યું.

"મને અત્યારે કશો પણ પ્રશ્ન નહિ કરતાં હું કહું તે સાંભળી લે, અને તે પ્રમાણે કર." રેણુકા બોલી.

"વારુ, ફઈબા ! હું તમારા કહેવા પ્રમાણે જ કરીશ."

રેણુકાએ ઇન્દિરાને કહ્યું: "ઇન્દિરા ! અમે આમ ધીમે ધીમે બોલીએ છીએ એથી તું ખોટું લગાડીશ નહિ. હું જે કાંઈ કરું છું. તે તારા કલ્યાણને માટે જ છે !"

"ફઈબા ! તમને જે કાંઈ યોગ્ય લાગે તે કરો, પણ મને એટલું જણાવો કે કાંઈ આશા છે કે નહિ ?" ઇન્દિરા બોલી.

રેણુકાએ જવાબ આપ્યો: "જો તેને–કામસેનને શિક્ષા થઈ ગઈ હશે તો ઉપાય નથી. પણ જો તે હજુ જીવન્ત હશે તો તેની મુક્તતા થયા સિવાય રહેશે નહિ !"

આશા અને નિરાશાનું તુમુલ યુદ્ધ ઇન્દિરાના મનમાં ચાલતું હતું. એ વખતે લક્ષ્મીધર એક પત્ર લઈને ત્યાં આવ્યો. તે બોલ્યો: "પેલા નરાધમને થયેલો જખમ કાંઈ વિશેષ ભયકારક નથી. દશ–

પંદર દિવસમાં જ તે સાજો સારો બની જશે. તેની પાસેથી આ કાગળ મળ્યો છે. એ ઉપરથી એક મહત્ત્વની વાત મારા સમજવામાં આવી છે. આ નીચ રાણીસરકારનો જાસુસ બન્યો છે અને તેણે જ સત્યવર્માનો પીછો પકડીને તેને સપડાવ્યો છે."

માલતીને આ વખતે આગલા દિવસની વાતનું સ્મરણ થયું. સત્યવર્મા ચાલ્યો ગયો ત્યાર પછી બાગમાં જ કોઈએ ખોં ખોં કર્યું હોય એવો ભાસ તેને થયો હતો. એ મિથ્યા ભાસ ન હતો પણ આ નીચ મિત્રગુપ્ત જ ત્યાં હોવો જોઈએ એવું તેના ધ્યાનમાં આવ્યું.

"હવે કેટલીક બાબતનો ખુલાસો થઈ જાય છે." લક્ષ્મીધન બોલ્યો: "જે વખતે પ્રથમ સત્યવર્માને પકડવામાં આવ્યો તે વખતે તે એને કામસેન સમજ્યો હતો, એમ તમે જ નહોતું કહ્યું? ગઈ કાલે સત્યવર્મા માલતી સાથે વાત કરતો હતો તે વખતે એ વાત એ નરાધમે સાંભળેલી હોવી જોઈએ; અને તે જ કામસેન છે એમ તેને લાગવાથી તેણે રાણીને ખબર આપીને કામસેનને કેદ પકડાવવાનો વિચાર કરેલો હોવો જોઈએ. આ હરામખોરને—આ ભયંકર માણસને આપણે ત્યાં વધારે દિવસ રહેવા દેવા તે યોગ્ય નહિ!"

"પણ આ કાગળમાં શું લખ્યું છે?" રેણુકાએ પૂછ્યું.

"હું વાંચી સંભળાવું છું. એટલે બધી બાબતનો ખ્યાલ આવી શકશે." લક્ષ્મીધન બોલ્યો અને નીચે લખેલી હકીકત તેણે વાંચી સંભળાવી:—

"આ અભય પત્ર સંપાદન કરનાર ગૃહસ્થે અમારી મોટી સેવા બજાવી છે. આ ગૃહસ્થે આ અભયપત્રની નીચે દર્શાવેલી મીતિ પહેલાં જે કાંઈ અપરાધ કર્યા હોય તે સર્વ તેને ક્ષમા કરવામાં આવ્યા છે, માટે તે અપરાધને અનુસરીને તેને કશી પણ શિક્ષા કરવાનું

કારણ નથી. અમારા તમામ અધિકારી તથા અમારા હિતચિંતક અમારી આ આજ્ઞાનો ભંગ કરવાના નહિ જ; તો પણ જો કોઇ ભંગ કરશે તો તેને ભયંકર શિક્ષા કરવામાં આવશે. આ અભયપત્ર ઉપર અમારી મુદ્રા કરવામાં આવી છે.—મીતિ—"

એવો મજકુર એ અભયપત્ર ઉપર હતો, અને તેના ઉપર રાણીનો સીક્કો મારવામાં આવ્યો હતો.

આ કાગળ વાંચી સંભળાવ્યા પછી લક્ષ્મીધન બોલ્યો: " આ લૂચ્ચાએ આ અભયપત્ર પ્રાપ્ત કરેલું હોવાથી તેને તેના કૃત્યનો બદલો આપી શકાય એવું રહ્યું નથી. હવે તેના પાછળના અપરાધના સંબંધમાં તેને સજા કરાવી શકાય એવું નથી." એમ કહીને લક્ષ્મીધને તે કાગળ એક બાજુએ મૂકી દીધો અને ત્યારપછી અન્ય વિષય ઉપર બોલવાનો પ્રારંભ થયો.

---

## પ્રકરણ ૨૫ મું.

---

### પલાયન.

થોડી વારે તેમનું સંભાષણ પૂર્ણ થયું અને તેઓ જમવાને માટે ભોજનગૃહમાં ગયાં. પરંતુ ઇન્દિરાવતી કશું બ્હાનું કાઢીને પુનઃ તે સ્થળે આવી. તેણે પોતાના પિતાએ હમણાં જ વાંચી સંભળાવેલો કાગળ ઉચકી લીધો

અને તેની ઘડી કરી, તેના ફરતો બાજો કાગળ વીંટાળીને તે પોતાના કબજાના ખીસામાં મૂકી દીધો. ત્યારપછી તે પુનઃ જમવાને ગઇ. અત્યારે તેની મુદ્રા ચમત્કારિક દેખાતી હતી. થોડા સમય પહેલાં બની ગયેલી ઘટનાથી તેના મનની ચળવિચળ થવી સ્વાભાવિક છે, એમ સર્વને લાગવાને લીધે તેની બદલાયેલી મુદ્રાથી કોઇને આશ્ચર્ય થયું નહિ. એ રાત્રીએ ભોજન થયા પછી કશું કામ કરવાનું નહિ હોવાથી તમામ પોતપોતાનાં ખંડમાં સૂવાને માટે ગયાં. જતી વખતે ઇન્દિરા રોજની માફક પોતાની સાથે ખુલ્લા દિલથી બોલતી નથી એવું માલતીના લક્ષમાં આવતાં તેણે તેની સાથે થોડું ભાષણ કર્યું અને તેને નિરાશ ન થવાને ખાસ કરીને સૂચવ્યું. આ વખતે ઇન્દિરાના મનમાં જુદા જ વિચારો ઘોળાયા કરતા હોવાથી તે માલતીને ગણ્યાગાંઠયા શબ્દોમાં જ ઉત્તર આપતી હતી. પોતાના મનનો વિચાર માલતીને જણાવવો કે નહિ, એ બાબત તે મનમાં ને મનમાં નક્કી કરતી હતી. છેવટે પોતાની યોજનામાં તે વિઘ્ન નાખશે એમ લાગવાથી ઇન્દિરાએ માલતીને કશું પણ કહ્યું નહિ.

પોતાના શયનસ્થાને ગયા પછી ઇન્દિરા વિચાર કરવા લાગી. તે સ્વગત બોલીઃ “ માલતી રાણીને મળવાને જવાની છે ખરી, પણ કોણ જાણે, એ પ્રયત્ન નિષ્ફળ ગયો તો ! ફઇબા કદાચ ભૂલ કરતાં હોય, તેમને પોતાની યુકિત ઉપર વાજબી કરતાં અધિક વિશ્વાસ હોય, અને જો રાણી માલતીના કથન તરફ લક્ષ આપે જ નહિ તો ? કદાચિત્ બાપુ કહે છે, એ પ્રમાણે ફઇબાનું મગજ વૃદ્ધાવસ્થાને લીધે નબળું તો પડયું નહિ હોય ? વારૂ, કદાચિત્ ફઇબાની યુકિત સફળ થાય, તોપણ આવતી કાલે રહવારે માલતી રાણી પાસે જશે, ત્યારપછી કેટલેક સમયે કામસેનની મુકિત માટે અહીંથી માણસ જશે !

એ બધું બનવામાં એક દિવસ તો પસાર થઈ જાય. પરંતુ એક દિવસમાં ત્યાં શું થશે, એ કોઈ કેમ કહી શકે ? અત્યારે એકેકી ક્ષણ જાય છે તે સુવર્ણ કરતાંયે અધિક મૂલ્યવાન્ છે. હવે વિચાર કરવાની જરૂર નથી. એ જ બરાબર છે !"

એ પ્રમાણે વિચાર કરતાં તે અમુક નિશ્ચયપર આવી ગઈ અને પોતાની યોજના સિદ્ધ કરવાને તત્પર થઈ. પ્રથમ તેણે લેખનસાહિત્ય લઇને પોતાના વડીલને એક ચીઠ્ઠી લખી, અને તે સહજમાં મળી શકે એવે સ્થળે મૂકી. ત્યારપછી તેણે પોતાની પાસે કેટલા પૈસા છે તે જોઇ લીધું. તેનો પિતા તેને પુષ્કળ પૈસા આપતો હતો, અને તે ઘણું ખરૂં દાનધર્મમાં જ ખર્ચ કરતી હતી. સુદૈવે તેને જરૂર હતી તેટલા પૈસા અત્યારે તેની પાસે હતા. એ તેણે એક કોથળીમાં નાખીને પોતાની સાથે લીધા, અને પ્રવાસમાં જરૂર પડનારાં એક–બે વસ્ત્રો પણ સાથે લઈ લીધાં. ત્યારપછી તેણે પોતાના ખંડનું બારણું બંધ કર્યું, અને પગલાંનો અવાજ ન થાય એવી રીતે તે પાછલા દાદરથી નીચે આવી. સદ્ભાગ્યે તે કોઈની પણ દૃષ્ટિએ ન પડતાં વસંત-મંદિરમાંથી બહાર નિકળીને અશ્વશાળા સુધી પહોંચી ગઈ. અશ્વશાળાની બારીમાંથી પ્રકાશ દૃષ્ટિએ પડતો હતો. એ ઉપરથી ત્યાં કોઈ પણ હશે એવું તેના ધ્યાનમાં આવ્યું. તેણે અશ્વશાળાના દ્વાર ઉપર અવાજ કર્યો કે એક વૃદ્ધ ઉમરના પુરૂષે અંદરથી દ્વાર ઉઘાડયું. આ પુરૂષનો સ્વભાવ અત્યંત માયાળુ છે એમ તેની ચર્યા ઉપરથી જણાઇ આવતું હતું. એ લક્ષ્મીધનની અશ્વશાળાનો મુખ્ય અધિકારી હતો, અને તેનું નામ જંગાલ હતું.

જંગાલ બોલ્યો: "બાઈસાહેબ ! આટલી મોડી રાત્રીએ આપ અહીં શા માટે ? કાંઈ છે કે શું ?"

તે બોલી: "જંગાલ! હું અત્યંત ન્હાની હતી ત્યારથી તેં મને અનેક વાર રમાડી છે, ખરૂં કે નહિ?"

"હા, બાઇસત્હેબ!" તે બોલ્યો: "મેં આપને મારા હાથ અને ખભા ઉપર ખેલવ્યાં છે. વળી પેલા શ્વેત ટટ્ટુ ઉપર તમને બેસારીને હું ઘણી વાર તમને સોપારીબાગમાં ફરવાને પણ લઈ ગયો હતો."

ઇન્દિરાએ ગાંભિર્યપૂર્વક પૂછ્યું: "હું જો તને કાંઇ કામ બતાવું તો તે તું કરે કે નહિ?"

"મારી ન્હાની શેઠાણી!" વૃદ્ધ અશ્વપાલ આવેશપૂર્વક બોલ્યો: "હું તારે ખાતર મારો પ્રાણ આપવાને પણ તૈયાર છું. પણ એવું શું કામ છે? તારા આ ભાષણથી મારા મનમાં ભીતિ ઉપજે છે!"

કિંચિત આર્જવતાભર્યા સ્વરે ઇન્દિરાવતીએ પૂછ્યું: "ત્યારે હું જે તને કહું તે તું કશી પણ આનાકાની નહિ કરતાં કરીશ ખરો?"

"હા, બ્હેનબા! આંખો વીંચીને કરીશ." તે બોલ્યો: "પણ એટલું માત્ર કહું છું કે જે કામ કરતાં શેઠ સાહેબને દુઃખ થાય એવું હશે, તે કામ કરતાં મને મોટો વિચાર થઈ પડશે. હું તેમની સાથે કદી પણ નિમકહરામ થઇશ નાહ."

"ત્યારે તો શું કામનું?" તે બોલી: "એમ જ કહેને કે તું મારૂં કામ કરવા નથી માગતો! હું આટલી મોડી રાત્રીએ લપાતી-છપાતી આવી છું તે કાંઈ બાપુને પૂછીને આવી હોઇશ? એ તો ક્યારનુંયે તારા ધ્યાનમાં આવી ગયું હશે. તો પછી મને ચોખ્ખું જ કહી નાખને કે તું મારૂં આટલું કામ કરવા નથી માગતો!" એમ કહીને તે નિરાશ તથા રડતું મુખ કરીને તેની સામે જોઇ રહી."

તેની એ મુદ્રા જોઇને માયાળુ અશ્વપાલને પણ માઠું લાગ્યું.

તેની [illegible]ના જ નહિ પણ વસંત-મંદિરના તમામ માણસોના ઇન્દિરા ઉપર એટલી મમતા હતી કે તેઓ તેના એક શબ્દની સાથે જ ગમે તે કરવાને તૈયાર થઇ જાય તેમ હતા. ઇન્દિરાની રડતી મુદ્રા જોતાં જ જંગાલની [illegible]મની સ્વામીભક્તિ અદશ્ય થઈ ગઈ. તે બોલ્યો: "બાસાહેબ! રડો મા, આપને આવી રીતે દુભાવવાનું મને ઠીક લાગતું નથી. હું તમારી આજ્ઞાને આધિન છું."

ઇન્દિરાવતીનો ચ્હેરો હવે આનંદિત દેખાવા લાગ્યો. તે સ્મિત-વદને બોલી: "જંગાલ! તારા આ એક જ વાક્યથી મને કેટલો બધો સંતોષ થયો છે! મારે એક અતિ મહત્ત્વના કાર્યને માટે દીર્ઘ પ્રવાસે જવું છે. માટે મારા આ શ્વેત ટટ્ટુ ઉપર જીન ચડાવીને તેને તૈયાર કર. તું પણ જો મારી સાથે આવીશ તો મારા ઉપર મોટો ઉપકાર થશે. મારે તો જવું છે જ, પણ હું એકલી જાઉં તે કરતાં તારા જેવો વિશ્વાસુ સેવક મારી સાથે હોય તો વધારે સારૂં."

તેનું આ ભાષણ સાંભળીને જંગાલ આશ્ચર્યચકિત બની ગયો હતો. તે બોલ્યો: "પરંતુ હું સાથે આવું તો શેઠ સાહેબ—"

"એ બાબતની ચિંતા ન કરીશ." ઇન્દિરાએ કહ્યું: "મેં એક ચીઠી લખી રાખી છે. એ વાંચવાથી હું ક્યાં જાઉં છું એ તેમના સમજવામાં આવશે."

"એ વાત ખરી, પણ મારા આ મોટા અપરાધની શેઠસાહેબ મને ક્ષમા નહિ કરે." જંગાલે જણાવ્યું.

"એવી તો તું કલ્પના પણ ન કરીશ." ઇન્દિરા બોલી: "જો તું મને એકલીને જવા દઇશ તો બાપુ તારા ઉપર ગુસ્સે થશે. પણ તું મારા રક્ષણને માટે મારી સાથે ગયો છું એ જાણીને તો તેમને તારી સ્વામીભક્તિથી આનંદ જ થશે."

"ગમે તેમ તોયે શેઠ સાહેબ મને કઢી મૂક્યા સિવાય રહેશે નહિ. એથી મારી અપ્રતિષ્ઠા પણ થવાની !" જંગાલ ચિંતાતુર વદને કહેવા લાગ્યો.

"હું આ કામ કરીને પાછી ફરીશ એટલે મારા બાપુને બધી સત્ય હકીકત જણાવી દઇશ, અને તેમના પગ પકડીને તને ક્ષમા કરવાની પ્રાર્થના કરીશ. હું તને વચન આપું છું કે આપણે પાછાં ફર્યા પછી હું તને કોઈ વાતે હરકત આવવા દઇશ નહિ."

અત્યંત ઉદાર દિલના અને મમતાળુ અંતઃકરણના જંગલને હવે વિશેષ આગ્રહ ધારણ કરવાનું શક્ય જ નહતું. તેણે ઇન્દિરાનું કહેવું માન્ય કર્યું. પરંતુ અત્યારે તમામ માણસો સુઇ ગયાં ન હતાં, અને સંધ્યકાળે બનેલી ઘટનાથી સર્વત્ર ચાલેલી ધામધુમ હજી બરાબર શાંત થઈ ન હતી. એટલે હજી બે ઘટિકા થોભ્યા પછી નિકળવાનો તેમણે વિચાર કર્યો. એટલો સમય કોઇ સ્થળે ગાળવાના વિચારથી ઇન્દિરા બાગમાં જઇને એક લતાકુંજમાં બેઠી. ચંદ્રનો પ્રકાશ પડતો હોવાથી તથા પોતાના અવાજની સાથે જ જંગાલ દોડી આવશે એવી ખાત્રી હોવાથી, આટલી મોડી રાત્રીએ કુંજમાં બેસવામાં તેને ભીતિ લાગી નહિ.

*    *    *    *    *

હવે આપણે મિત્રગુપ્તની ખબર લઇએ. તેને જખમ થયો હતો એ આપણે જાણીએ છીએ. જ્યારે તેને એક ખંડમાં લઈ જવામાં આવ્યો ત્યારે તે બેશુદ્ધ હતો. તેના જમણા પડખામાં ગોળી પેસી ગઇ હતી. ગોળી બહાર કાઢવાને માટે કુશળ શસ્ત્રવૈદ્યની જરૂર હતી. એટલે લક્ષ્મીવને એક નોકરને ઘોડાપર વિલાસપુર મોકલ્યો હતો. વૈદ્યના આવતાં સુધી નોકરચાકરને જે ઉપાય સુજે તે

તેઓ કરતા જ હતા. તે દરમિયાન તેને સ્વચ્છ હવા મળે એ હેતુથી તેના શરીરપરનાં વસ્ત્રો કાઢી નાખ્યાં હતાં. તેમાંના એક વસ્ત્રમાંથી–અંગરખામાંથી-પેલો અભયપત્ર તેમને હાથ લાગ્યો હતો અને તે તેમણે લક્ષ્મીધનને આપ્યો હતો.

શસ્ત્રવૈદ્ય આવ્યો ત્યાં સુધી મિત્રગુપ્ત બેશુદ્ધ જ હતો. શસ્ત્રવૈદ્ય આવ્યો, તેણે દરદીનું શરીર તપાસ્યું. ત્યારબાદ મોટી કુશળતાપૂર્વક તેણે જખમીના શરીરમાંથી વિશેષ રક્તસ્રાવ થવા ન દેતાં ગોળી બહાર કાઢી નાખી, અને યોગ્ય ઉપચાર કરીને તેને સાવધ કર્યો. જખમ વિશેષ મોટો નહતો. એટલે ડરવાનું કારણ નથી એમ વૈદ્યે જણાવ્યું.

વૈદ્યના ગયા પછી, તેની પાસે કોઈ માણસની જરૂર છે કે કેમ, એવું નોકરોએ પૂછ્યું. પરંતુ મિત્રગુપ્તે નકારદર્શક જવાબ આપ્યો. એટલે તેને તે ખંડમાં એકલો જ છોડીને નોકરો ત્યાંથી ચાલ્યા ગયા. એકાન્ત મળતાં મિત્રગુપ્તના મનમાં અનેક વિચારો આવવા લાગ્યા. તેને પોતાની પાસેના અભયપત્રનું સ્મરણ થયું. તે આમતેમ જોવા લાગ્યો, પણ અભયપત્રનો પત્તો ન હતો ! તેણે એક અશ્લીલ ગાલીપ્રદાન કર્યું અને તે મોટી ચિંતામાં પડી ગયો. જે અભયપત્ર ઉપર તેનું જીવન અવલંબી રહ્યું હતું તે અદૃશ્ય થતાં તેને ચિંતા થાય એ સ્વાભાવિક હતું. હવે શું કરવું એ બાબતનો તે વિચાર કરવા લાગ્યો. પુનઃ રાણી પાસે જવામાં કશો અર્થ નથી એમ તેને લાગ્યું. કારણ કે જે માણસને પકડવાનું કહીને તે આવ્યો હતો એ માણસ તો મળ્યો ન હતો. એ બાબતમાં તેની સમજફેર થઈ હતી. હા, એક બંડખોરને બદલે બીજો બંડખોર સપડાયો હતો ખરો, પરંતુ હજી તે બરોબર ઓળખાયો નહિ હોવાથી; વખતે

છૂટી જાય એવો સંભવ હતો. વળી રાજા લોકો લહેરી હોય છે, એ પણ તે જાણતો હતો. જો રાણીનું મગજ બદલાયું તો પોતાને છેતરવા માટે તે કદાચ સજા પણ કરી દે, એવી મિત્રગુપ્તને બીતિ હતી. અર્થાત્ રાણી તરફની આશા તો હવે ન હતી જ.

વળી હવે વસંત–મંદિરમાં રહેવું એ કામ પણ જોખમભર્યું હતું. કેમકે આ વખતે તેણે પ્રત્યક્ષ લક્ષ્મીધનની કન્યા ઉપર હાથ નાખ્યો હતો. લક્ષ્મીધન સરકારી કામદાર હતો. અને તેના માત્ર એક જ શબ્દથી પોતાના ગળામાં ફાંસો પડશે એવી મિત્રગુપ્તને ખાત્રી હતી. એટલે તેણે તાબડતોબ વસંત–મંદિરમાંથી નિકળી જવાનો નિશ્ચય કર્યો. પાંચ છ કોશ દૂર ગયા બાદ પોતે વિલાસપુર રાજ્યની હદમાંથી પસાર થઈ શકશે એવી તેની ખાત્રી હતી. એટલે તે હવે યોગ્ય સંધિની જ રાહ જોતો હતો.

જે વખતે તે દીવાકરરૂપે લક્ષ્મીધનને ઠગવાનો પ્રયત્ન કરતો હતો તે વખતે અનેક વાર તે વસંત–મંદિરમાં આવ્યો હતો. એથી તેને એ મકાનના અંદરના ભાગની તમામ માહિતી મળી હતી. તે અત્યારે જખમી થયેલો હોવાથી ઘોડા સિવાય તેનાથો પસાર થઇ શકાય તેમ ન હતું. અશ્વશાળા ક્યાં હતી એ તેને માલૂમ હતું. એટલે તેણે ગમે તે થાય પણ અશ્વશાળા સુધી જઇને જોવાનો વિચાર કર્યો. બીજી એક અડચણ તેની સામે ઊભી રહી. એ શિકારી કુતરાને રાત્રીએ છોડી દીધેલા હોવા જોઇએ, અને તે વસંત–મંદિરની આસપાસ પહેરો ભરતા હશે. તેના સપાટામાંથી કેવી રીતે છૂટવું? તોપણ તેણે એક વખત પ્રયત્ન કરી જોવાનો ઠરાવ કર્યો.

તે પોતાના દિવાનખાનામાંથી બહાર નિકળીને મંદિરના મુખ્ય પ્રવેશદ્વાર સુધી આવી પહોંચ્યો. આટલી રાત્રી સુધી પણ પ્રવેશદ્વારને

અંદરથી બંધ કરવામાં આવ્યું નથી, એ જોઇને તેને આશ્ચર્ય થયું. તે ધીમેથી દરવાજો ઉઘાડીને બહાર આવ્યો. તેણે દ્વારને પુનઃ બહારથી બંધ કરીને બહારની સાંકળ ચડાવી દીધી. વચ્ચે કશી પણ અડચણ ન આવતાં તે તબેલા પાસે પહોંચી ગયો. ત્યાં જઇને જુએ છે તો તબેલાનું દ્વાર ખૂલ્લું હતું, અને કોઈ અંદર કાંઇ કરી રહ્યું હતું એમ તેને લાગ્યું. એક બારીની તડમાંથી જોયું તો જંગાલને ઘોડા ઉપર જીન ચડાવતો જોયો. બીજા એક ઘોડાને તો જીન ચડાવીને તેણે કયારનોયે તૈયાર કરી રાખ્યો હતો; એમ પણ તેની દૃષ્ટિએ પડયું.

આનો શો અર્થ હશે ? કાંઇ પણ ગુપ્ત મસલહત ચાલતી હોવી જોઇએ, એમ સમજતાં તેને વાર લાગી નહિ. પોતે તબેલા તરફ આવતો હતો ત્યારે વચ્ચે કૂતરાએ પોતાને શા માટે ન અટકાવ્યો અને તબેલામાં દીવો કેમ ન દેખાયો તેનો હવે ખુલાસો થયો. જંગાલે તબેલાનો દીવો ઓલવી નાખ્યો હતો અને બારીમાંથી આવતા ચંદ્રપ્રકાશની મદદથી તે ઘોડાપર જીન ચડાવીને તેમને તૈયાર કરતો હતો. કૂતરાને તો તેણે અગાઉથી જ બાંધી રાખ્યા હતા. તેણે બે ઘોડા તૈયાર કર્યા હતા. પરંતુ હજી બીજો માણસ દૃષ્ટિએ પડતો ન હતો. હવે શું કરવું, તેનો મિત્રગુપ્તે ક્ષણાર્ધમાં જ વિચાર કરી લીધો. દરવાજા બહાર એક ધોકો તેને મળ્યો. એ ધોકો હાથમાં લઇને તે એકદમ અંદર ઘુસ્યો અને પોતાનામાં જેટલું જોર હતું તેટલા જોરથી તેણે એ ધોકો જંગાલને માર્યો. એ આઘાત થવાંની સાથે જ જંગાલ મૂર્ચ્છિત થઇને બિલકુલ અવાજ કર્યા સિવાય જમીનપર પડી ગયો !

એ પ્રમાણે જંગાલ નીચે પડતાં મિત્રગુપ્ત તેની પાસે ગયો

અને તેણે તેના મ્હોંમાં ડુચા નાખીને બંધ બાંધી લીધા. ત્યારપછી તેનાં કપડાં ઉતારીને પોતે ધારણ કરી લીધાં અને એક દોરડા વડે તેને બાંધીને ઘાસ ઉપર મૂકી દીધો. હવે તે પોતે જ જંગાલ બની ગયો અને બીજા માણસની રાહ જોવા લાગ્યો. કેમકે બન્ને ઘોડા જંગાલે તૈયાર કરી રાખ્યા હતા. થોડી વારે શરીરપર શાલ ધારણ કરેલી એક સ્ત્રી ત્યાં આવી. એ સ્ત્રીને મિત્રગુપ્તે પિછાની નહતી. પરંતુ કોઈ પુરૂષ ન આવતાં સ્ત્રી આવી એથી તેના મનમાં સંતોષ થયો !

ઇન્દિરાએ મંદ સ્વરે પૂછ્યું: “ કેમ, જંગાલ ! બધી તૈયારી છે ને ? તું ક્યાં છે ? ” તેનો સ્પષ્ટ જવાબ ન આપતાં મિત્રગુપ્તે ધીમેથી ખોંખારો માર્યો. એ સાંભળીને ઇન્દિરાએ પુનઃ પૂછ્યું: “ કેમ ! તૈયારી થઈ ગઈ કે નહિ ? ”

એનો પણ કશો જવાબ નહિ આપતાં મિત્રગુપ્તે બન્ને અશ્વો બહાર કાઢ્યા. આ અશ્વના ડાબડામાં ચીંદરડાં વીંટાળેલાં હોવાથી તેનો બિલકુલ અવાજ થતો ન હતો. તબેલા બહાર ઘોડાને ઊભા રાખીને તે બાગના દરવાજા પાસે ગયો અને તે દરવાજો તેણે ખોલ્યો. તે પુનઃ પાછો આવ્યો. મિત્રગુપ્તના સુદૈવે આ વખતે આકાશમાં વાદળાંની આડો ચંદ્ર છૂપાઈ જવાથી ઇન્દિરા તેનો ચ્હેરો જોઈ શકી નહિ. તેમ જ આ બધો પ્રકાર ગુપ્તપણે ચાલતો હોવાથી મિત્રગુપ્તે ધારણ કરેલા મૌન્યના સંબંધમાં પણ ઇન્દિરાને આશ્ચર્ય થયું નહિ.

મિત્રગુપ્તે ઇન્દિરાને હાથ આપીને ઘોડા ઉપર બેસારી અને બીજા ઘોડાની લગામ ઝાલીને તે દરવાજા પાસે આવ્યો. ઇન્દિરાનો ઘોડો આગળ થયો. તેની પાછળ પોતાનો ઘોડો બહાર કાઢીને તેણે

પુનઃ દરવાજો બંધ કરી દીધો અને પછી તે ઘોડાપર સ્વાર થયો. એ જોઇને ઇન્દિરા બોલી: "જંગાલ! અત્યારે મારો માર્ગદર્શક તું જ છે. મારે મણિપુર જવું છે. માટે તું મને ટુંકામાં ટુંકા માર્ગેથી ત્યાં લઈ જા."

આ શબ્દો સાંભળીને તો મિત્રગુપ્તના આનંદનો પાર રહ્યો નહિ. તે મનમાં ને મનમાં બોલ્યો: "એ છોકરીને ફસાવવામાં કેટલી વાર લાગવાની હતી? પ્રથમ સીધા રસ્તે જવું, અને પછી થોડે દૂર જઈને માર્ગ બદલવો; એટલે થયું! બીજી બે ઘડી પસાર થઈ જાય તો પછી ચિંતા નથી."

વસંત-મંદિર તરફ જતી ગલીમાંથી બહાર પડીને તે બન્ને મોટા રસ્તાપર આવી પહોંચ્યાં. આકાશમાં વાદળાં પસાર થતાં હતાં. એ વાત મિત્રગુપ્તના લાભની હતી. તેને વિલાસપુરના આસપાસના પ્રદેશની પુષ્કળ માહિતી હતી. કારણ કે આ પ્રદેશમાં તે અગાઉ લક્ષ્મી-ધનની સાથે ઘોડેસ્વાર થઈને ફરવાને માટે આવતો હતો. એ માહિતી આ વખતે તેને ઉપયોગી થઈ પડી. લગભગ ચારેક ઘડી સુધી તેણે પોતાનો અશ્વ વિલાસપુરની વિરૂદ્ધ દિશા તરફ ચલાવ્યો. ત્યારપછી એક ન્હાનું ગામડું આવ્યું. તે ગામડા પાસે ચકરાવો ખાઇને તેણે પોતાની દિશા બદલી. એટલે પોતે ક્યાં જાય છે તે ઇન્દિરાના ધ્યાનમાં આવ્યું નહિ. આ પ્રવાસમાં બે-ત્રણ વખત ઇન્દિરાએ બોલવાનો પ્રયાસ કર્યો હતો. પણ મિત્રગુપ્તે કશો પણ ઉત્તર આપ્યો નહિ. એ પોતાનો ઘોડો દપટાવતો જ હતો. એપરથી ઇન્દિરાએ એવી કલ્પના કરી કે વાતોમાં સમય નહિ ગુમાવતાં જેટલો રસ્તો કપાય તેટલો કાપવાનો જંગાલનો વિચાર હોવો જોઇએ.

જેના મનમાં બિલકુલ શંકા ન હતી એવી સહાસિક ઇન્દિરા આશા અને પ્રેમને લીધે ઉલ્લાસપૂર્વક મોટા વિશ્વાસથી તેની પાછળ જતી હતી. બીજી ચાર ઘટિકા પસાર થઇ ગઈ અને સામે પાણી દેખાવા લાગ્યું. પોતાને આ પાણી–નદી ઉતરીને જવું પડશે એમ તેને લાગ્યું. તે બોલીઃ " જંગાલ ! હું થાકી ગઈ છું. જરા વિસામો લે ! "

તેના એ ભાષણ તરફ લક્ષ ન આપતાં એ તો અગાઉની માફક જ ઘોડાને ચલાવતો હતો. સામેની ખાડીમાં ઇન્દિરાને એક મોટી બે ડોલકાઠીની નાકા દૃષ્ટિએ પડી. એ નૌકા પાસે મિત્રગુપ્ત ખાડીના કિનારે ઊભો રહ્યો હતો. ત્યાં જઈ પહોંચ્યા પછી ઇન્દિરાએ પૂછ્યું: " આ નૌકાનું નામ શું ? હવે આપણે આ નૌકામાં બેસીને સામે પાર જવાનું છે કે શું ? "

તેને થરથરાવી નાખનારા સ્વરે અને વિકટ હાસ્ય કરીને નીચ મિત્રગુપ્ત બોલ્યોઃ " આ નૌકાનું નામ ' સરસ્વતી ' નૌકા ! તેમાં તને નાખીને હું તને સૂર્યપુર લઇ જનાર છું ! "

એ ઝેરી શબ્દો કાને પડતાં જ ઇન્દિરાવતીનાં નેત્રો સામે લાલ પીળાં દેખાવા લાગ્યાં. પોતાનો નાશ થયો છે, એવો વિચાર તેના મનમાં આવ્યો. તે ઘોડાપરથી નીચે પડી જવાની તૈયારીમાં હતી. પરંતુ મિત્રગુપ્તે તેને સમાલી લીધી. જ્યારે તે શુદ્ધિમાં આવી ત્યારે તેને માલૂમ પડયું કે પોતે એક નૌકામાં છે અને તે નૌકા મોટા વેગપૂર્વક ખાડીમાંથી પસાર થાય છે !



# પ્રકરણ ૨૬ મું.

— —

## સૂર્યોદય પછી.

હમેશના નિયમ મુજબ ખાસદાર સ્હવારે ઘોડાની ચાકરી માટે અશ્વશાળામાં આવ્યો ત્યારે જંગલ ક્યાંય તેની દૃષ્ટિએ પડગો નહિ. તે તપાસ કરવા લાગો. પરંતુ તેનો પત્તો લાગ્યો નહિ. અશ્વશાળામાંથી બે ઘોડા અદસ્ય થયા હતા, એમ તેના લક્ષમાં આવ્યું. એ ઉપરથી તે કોઇની સાથે બહાર ગયો હશે એવી તેણે કલ્પના કરી. પણ જ્યારે તે નકામું ઘાસ કાઢી નાખવા લાગ્યા ત્યારે તેમાંથી જંગાલ તેને મળી આવ્યો. તેની એ સ્થિતિ જોઇને ખાસદાર ગભરાઇ ગયો. તેણે તેના હાથ પગ છોડી નાખ્યા. જંગાલ અત્યારે બરોબર શુદ્ધિમાં આવી ગયો હતો. તેણે પોતાના હાથે જ મ્હોંમાંનો ડુચો કાઢી નાખ્યો. એ વખતે ઇન્દિરાના અશ્વની સાથે તેનો સામાન પણ અદસ્ય થયો છે એવું પેલા નોકરને માલૂમ પડ્યું.

આ વિલક્ષણ હકીકત અલ્પ સમયમાં જ વસંત-મંદિરના ઘણાખરા માણુસોના જાણુવામાં આવી ગઇ. મિત્રગુપ્તનો પત્તો લાગતો ન હતો. તેનાં વસ્ત્રો તબેલામાંથી મળી આવ્યાં. અર્થાત્ એ માણુસે જ જંગાલને બાંધ્યો હશે અને પછી તે પલાયન થઇ ગયો હશે એવી સર્વની કલ્પના થઇ.

એ હકીકત પ્રથમ માલતીના સમજવામાં આવી. એટલે તે ઇન્દિરાને એ વાત કહેવાને માટે તેના શયનગૃહમાં ગઇ. પણ ત્યાં

ઇન્દિરા હતી જ ક્યાં ! તેણે બિછાના તરફ નજર કરી. એ પરથી તેની ખાત્રી થઈ કે રાત્રીએ તે બિછાનાપર સુતી ન હતી. તેનાં વસ્ત્રો પણ માલતીની દૃષ્ટિએ પડયાં નહિ. એટલે તે ઉતાવળી ઉતાવળી લક્ષ્મીધન પાસે ગઈ અને એ વાત તેણે લક્ષ્મીધનને કરી. લક્ષ્મીધન તો એ સાંભળીને અત્યંત ગભરાઇ ગયો અને તે આસપાસ શોધ કરવા લાગ્યો. તે ક્યાંય પણ નથી એમ નક્કી થતાં, તે પોતાની પુત્રીના ખંડમાં આવ્યો. આ વખતે માલતી અને રેણુકા બન્ને તેની સાથે હતી. ફક્ત મિત્રગુપ્ત અને ઇન્દિરા અદૃશ્ય થઈ ગયાં છે, એટલુ જ તેમના જાણવામાં આવ્યું હતું. જંગાલની હકીકત તેમના કાનપર આવી ન હતી. ત્રણે જણાંએ શયનગૃહમાં આવીને જોયું તો રાત્રીએ એ ખંડમાં પેસીને કોઇએ બળાત્કાર કર્યો હોય એવું કશું પણ ચિહ્ન તેમની નજરે પડયું નહિ. એટલામાં ઇન્દિરાએ લખીને મુકી રાખેલા પત્ર તરફ માલતીની નજર ગઈ. એ પત્ર ઉપર લક્ષ્મીધનનું નામ લખેલું હોવાથી તેણે તે તેના હાથમાં આપ્યો. લક્ષ્મીધને એ પત્ર મોટી ઉત્કંઠાપૂર્વક વાંચી જોયો. એ પત્રમાં નીચે મુજબ હકીકત લખેલી હતી:—

" બાપુ ! કાલે સ્હવારે હું વસંત-મંદિરમાં તમારી દૃષ્ટિએ ન પડું તો ગભરાશો નહિ. આ પ્રસંગે ઈશ્વરે મને જે માર્ગ દર્શાવ્યો છે, તે માર્ગે હું જાઉંછું. કાલે તમે તુચ્છ માનેલો પેલો......આજે ક્યાંય દેખાતો નથી, એમ તમને માલૂમ પડશે. એટલે હું ક્યાં અને શા માટે ગઈ છું એ તમારા ધ્યાનમાં આવશે. તોપણ હું થોડા સમયમાં જ પાછી આવીશ અને આપની માફી માગીશ.

" આપની વ્હાલી પુત્રી-ઇન્દિરા. "

આ પત્ર વાંચતાં લક્ષ્મીધનને જેટલો ક્રોધ ચડ્યો એટલો તેને આખા જન્મારામાં કદી પણ ચડ્યો નહિ હોય. ક્રોધાવેશમાં તેણે એ પત્ર ફેંકી દીધો; અને તેનાપર લાત મારી! કેટલોક સમય તો તેના મુખમાંથી શબ્દ જ નિકળી શક્યો નહિ. છેવટે તે બોલ્યો: "આ નષ્ટ છોકરીએ આજે મારા મુખને કાળું કર્યું! તે આવું કરશે એવું તો મને સ્વપ્નમાં પણ આવ્યું નહતું. નિર્લજ્જે કામસેન ઉપર પોતાનો પ્રેમ છે, એવો કેટલો મોટો ઢોંગ કર્યો હતો? આ નીચ મિત્રગુપ્તે કશું પણ જાદુ કર્યું હશે, નહિ તો એ ચાંડાલિની તેના સાથે ન જાત!!"

રેણુકા તો આ પ્રકાર જોઇને નીચે જ બેસી ગઈ અને વિચારમાં નિમગ્ન બની ગઇ. માલતીનાં નેત્રમાંથી ખળખળ અશ્રુધારા વહેવા લાગી. તેણે પેલો પત્ર ઉચકીને શાંતિથી વાંચી જોયો. તે એ પત્ર વાંચતી હતી તે વખતે લક્ષ્મીધન બોલ્યો: "છોકરી! તું હવે એ પત્ર શા માટે વાંચે છે? એ નકટી પેલા હરામખોર સાથે ન્હાસી ગઇ છે એમાં જરી પણ શંકા નથી!" આ વેળાએ એ આખાબોલા પિતાના અંતઃકરણમાં વાત્સલ્યભાવ જાગૃત થયો અને તેનાં નેત્રોમાં પણ અશ્રુબિન્દુ આવવા લાગ્યાં. તે આગળ બોલ્યો: "ઇન્દિરા! મેં તારૂં આટલા લાડથી લાલનપાલન કર્યું તેનું તેં મને આવું ફળ આપ્યું?"

"આમાં કાંઇક જુદી જ બાબત હોય એમ મને લાગે છે." માલતી બોલી: "આટલી સરલ અંતઃકરણની ઇન્દિરા લુચ્ચા મિત્રગુપ્તની સાથે રાજીખુશીથી ન્હાસી ગઈ હોય એમ હું માની શકતી નથી. એ નીચે જ કશી પણ ભયંકર યુક્તિ કરેલી હોવી જોઇએ."

પુનઃ ક્રોધથી ધ્રૂજતો લક્ષ્મીધન બોલ્યો: "એમ શા માટે બોલે છે? આ પત્ર વાંચી જો. એ પત્રમાં જ તે બધું કબૂલ કરે છે."

તેણે માલતીના હાથમાંથી પત્ર ખૂંચવી લીધો અને બોલ્યો: " જો આ, 'કાલે તમે તુચ્છ માનેલો પેલો...આજે ક્યાંય દેખાતો નથી!' એટલે? કાલે જેને મેં તુચ્છ માન્યો હતો તે બીજો કોણ હોય? ચિત્રગુપ્ત જ હોવો જોઇએ! અને વળી મિત્રગુપ્ત અહીં દેખાતો પણ નથી!"

આ બાજુએ સ્વતઃ જ ગડગડતી રેણુકા પોતાની જગ્યાએથી ઉઠી અને લક્ષ્મીધનની પાસે આવીને ઊભી રહી. લક્ષ્મીધને તેને કહ્યું: " આટલું બન્યા પછી પણ તું માલતીને રાણી પાસે મોકલવાનું કહે છે કે શું?"

"હા," રેણુકા બોલી: " એણે તો રાણીને મળવું જ જોઇએ. પણ ઇન્દિરાના સંબંધમાં તારી કલ્પના ખોટી છે. તું તેને અન્યાયથી દોષ આપે છે. શું બન્યું હશે તે મારા ધ્યાનમાં આવી ગયું છે."

લક્ષ્મીધન તેના શરીરપર જાણે ધસી જતો હોય તે પ્રમાણે કરતો બોલ્યો: " શું તારા ધ્યાનમાં આવ્યું છે?"

" મને એમ લાગે છે કે ઇન્દિરા ઘણું કરીને મિત્રગુપ્તનો પેલો અભયપત્ર લઈ ગયેલી હોવી જોઇએ." રેણુકાએ જવાબ આપ્યો.

માલતી આવેશપૂર્વક બોલી: " હા હા, હવે સમજાયું. ઉતાવળમાં લખવાને લીધે આ પત્રમાં 'કાગળ' શબ્દ લખવો રહી ગયો છે. એ શબ્દ અંદર ઉમેરીને પત્ર વાંચવાથી બધો અર્થ બરોબર સમજાશે. 'કાલે તમે તુચ્છ માનેલો પેલો કાગળ આજે ક્યાંય દેખાતો નથી, એમ તમને માલૂમ પડશે. એટલે હું ક્યાં અને શા માટે ગઈ છું એ તમારા ધ્યાનમાં આવશે.' એ પ્રમાણે સરલ વાક્ય સમજી શકાય તેવું છે. એ નીચ જો રાત્રીએ ન્હાસી ગયો ન હોત તો આજે એ કાગળ ક્યાં છે તેની તપાસ થઈ જ હોત."

આ ખુલાસાથી લક્ષ્મીધનનો ક્રોધ શાંત થયો. તે બોલ્યો: " હા, એ વાત ખરી. એ અભયપત્રમાં કોઇનું નામ નથી. એટલે જો તે કામસેનના હાથમાં જાય તો તેને મુક્તિ મળે એમ માનીને તે એ કાગળ લઈ ગયેલી હોવી જોઇએ!"

એ વખતે નોકર અંદર આવ્યો. તેણે જંગાલની હકીકત લક્ષ્મીધનને કહી. તે અમે નોકરના શબ્દમાં નહિ કહેતાં તેનો ભાવાર્થ અત્ર જણાવીશું:—

ઇન્દિરાવતીએ અત્યંત કલાવાલા કરવાથી જંગાલ તેની સાથે મણિપુર જવાને તૈયાર થયો હતો. પરંતુ એટલામાં કોઇ દુષ્ટે તેના કપાળમાં ધોકો મારવાથી તે મૂર્છિત બની ગયો. એ બદમાશનાં કપડાં તબેલામાં પડ્યાં છે અને જંગાલનાં વસ્ત્રો અદશ્ય થઈ ગયાં છે!

આ હકીકત સાંભળવાથી ઇન્દિરા કાંઈ દુષ્ટ બુદ્ધિથી અને રાજીખુશીથી મિત્રગુપ્ત સાથે ન્હાસી ગઈ નથી એવી આ ત્રણેની ખાત્રી થઈ અને તેમનો સંતોષ થયો. મિત્રગુપ્ત જોરજબરીથી તેને લઇ ગયેલો હોવો જોઇએ એવી તેમના મનમાં કલ્પના થઇ અને લક્ષ્મીધને તાબડતોબ વિલાસપુર જઇને પોતાની પુત્રીની તપાસને માટે ચોતરફ જાસુસો મોકલવાનું ઠરાવ્યું. ખર્ચ સામે બિલકુલ ન જોતાં જે સૂઝે તે ઉપાય કરીને તેની શોધ કરવાનો તેણે નિર્ધાર કર્યો. તે આ બન્ને જણીઓને પોતાનો નિશ્ચય જણાવીને વિલાસપુર જવાને ઉપડી ગયો.

લક્ષ્મીધન ગયા પછી રેણુકાએ માલતીને કહ્યું: " આપણે કાલે નક્કી કર્યું છે, તે પ્રમાણે તું અત્યારે ને અત્યારે જઇને રાણીને મળ."

" હવે રાણી પાસે જઇને શું કરવું?" માલતી બોલી.

" મૂર્ખ છોકરી! હજુ ઘણું કરવાનું બાકી છે." રેણુકા બોલી: " લક્ષ્મીધને નંદકોરને આશ્રય આપવાથી તેને શિક્ષા નહિ થાય?

તેના ઉપરનું એ સંકટ ટાળવાની જરૂર નથી ! તેમ જ ઉદાર દિલના સત્વર્મા અને તેના બે ભાઈઓ માટે પણ ખટપટ કરવાની જરૂર છે. વળી ઈન્દિરાવતી અભયપત્ર લઈને ગઈ છે માટે આપણે સ્વસ્થ બેસી રહેવું જોઈએ નહિ. કેમકે પેલો હરામખોર કોઈ અન્ય સ્થળે જ તેને લઈ જશે તો ? માટે કામસેનના રક્ષણ અર્થે પણ પ્રયત્ન કરવાની જરૂર છે."

"હા, એ બધું કરવાની જરૂર છે ખરી." માલતી બોલી: "ભલે ત્યારે હું જાઉં છું. પણ હું ત્યાં જઈને રાણીને શું કહું ?"

"માત્ર તું તારૂં પદક રાણીને બતાવજે, અને તમામ સંકટો નિવારણ કરવાની તેને પ્રાર્થના કરજે." રેણુકા બોલી: "આ પ્રસંગે હું તને વિશેષ કશું પણ કહી શકતી નથી."

"બહુ સારૂં." એમ કહીને માલતી યોગ્ય વસ્ત્રાલંકાર ધારણ કરીને રાણીના દર્શને જવાને માટે ઘોડાપર સ્વાર થઈને વિલાસપુર જવાને નિકળી.

હવે આપણે રાજપ્રસાદની મુલાકાત લઈએ. લગભગ પ્રહર દિવસ વિતી ગયો હતો. રાણી પોતાના ગુપ્તભુવનમાં ત્રણ–ચાર સ્ત્રીઓ સાથે વાતો કરતી બેઠી હતી. પ્રદ્યુમ્નરાયનો પુત્ર સૂર્યદત્ત રાણીનો ખા- નગી કારભારી હોવાથી તે પણ આ વખતે ત્યાં હાજર હતો. આ પુરુષ દેખાવે ભવ્ય અને ઉમદા સ્વભાવનો લાગતો હતો. તેના બાલ કાળાભોર અને નેત્રો મોટાં તથા પાણીદાર હતાં. એનું વય લગભગ પચીશેક વર્ષનું હતું. તેને દાઢી બિલકુલ નહતી એમ કહીએ તો પણ ચાલે. મૂછો બારિક અને ઝોકદાર હતી. તેણે અત્યારે વસ્ત્રાલંકાર પણ એક રાજપુત્રને શોભે તેવાં ધારણ કર્યા હતાં.

રાણી અત્યારે ખુશ મિજાજમાં હતી અને પોતાની આસપાસ

બેઠેલી સ્ત્રીઓની મશ્કરી કરતી હતી. એ પહેલાં સૂર્યદત્તે જે ભાષણ કર્યું હતું તે સાંભળીને તેને મનઃપૂર્વક હસવું આવ્યું હતું. પણ ખડખડ હસવું તે પોતાને માટે યોગ્ય નથી એમ ધારીને તેણે પોતાના હોઠ દબાવી રાખ્યા હતા. તે બોલી: " વસંતિકા ! આ સૂર્યદત્ત બોલ્યો તે સાંભળ્યું ને ? પોતે ઉડાણુટપ્પુ છે એમ તેણે કબૂલ કર્યું છે ! સૂર્યદત્ત ! તું ભ્રમરની માફક એક ફુલપરથી બીજા ફુલ ઉપર ઉડતો રહીશ તો તારૂં મન કોઈ પણ સ્થળે નહિ ચોટતાં, લગ્નસુખ તને કદી પણ પ્રાપ્ત થવાનું નથી. મારી સેવામાં આટલા સરદારોની કુમારિકા છે. તેમાંની એક પણ તારૂં મન આકર્ષી શકતી નથી એ જોઇને મને આશ્ચર્ય થાય છે."

વસંતિકા નામની એક સુંદર કુમારિકા બોલી: " દેવી ! જો તમામ મનુષ્ય એક જ પદાર્થની ઇચ્છા કરવા લાગે તો પછી એ પદાર્થ કોઇને પણ મળી શકે નહિ. માટે આ બાબતમાં એમને બિલકુલ દોષ દઇ શકાય તેમ નથી ! "

વસંતિકાના ગુલાબપુષ્પને લજાવે તેવા કોમળ ગાલપર પ્રેમેથી થોટ મારતી રાણી બોલી: " વાહવાહ ! વસંતિકા ! તું પણ ભારે ખુશામદખોર છે. સારૂં થયું કે તારી આ ખુશામદ વખતસર જ મારા ધ્યાનમાં આવી ગઇ. પણ હું તને કહું છું કે તું આ અમારા કારભારી સાહેબની મદદે જઇને તેની તરફદારી કરીશ તોપણ તેના ઉપર હલ્લો કરવાનું અમે બિલકુલ ઓછું કરવાનાં નથી. કારભારી સાહેબ—અહો સરદાર પુત્ર ! અમને કહો, તમે જીવનપર્યંત આવા બ્રહ્મચારી રહેવાના છો કે શું ? "

સૂર્યદત્ત હાસ્ય કરતો બોલ્યો: " દેવી ! જો આપની આજ્ઞા થશે તો હું જલ્દીથી ગૃહસ્થાશ્રમ ધારણ કરીશ ! હું હજી આપની આજ્ઞાનો

ભંગ કરૂં એટલો અરાજક બન્યો નથી. થોડા દિવસમાં જ એકાદી ફક્કડ બૈરી શોધી કાઢીશ અને આપની સેવામાં સપત્નિક હાજર થઇશ!"

પુનઃ હસીને રાણી બોલીઃ "એટલું તું ઠીક બોલ્યો. વારૂ, સૂર્યદત્ત! તારી આસપાસ નજર કર—અહીં જો; અત્ર એકથી એક સુંદર એવી ચાર કન્યાઓ બેઠેલી છે, એમાંની જ એકની સાથે તારે લગ્ન કરવું જોઇએ, એવો કાંઈ અમારો આગ્રહ નથી. નો પણ આમાંથી કોઈ તને પસંદ પડે છે કે કેમ, એ તો જો! હા, ધ્યાનમાં આવ્યું. વસંતિકા! આ તારા ઋણમાંથી મુક્ત થયો છે. તેં હમણાં જ એનો પક્ષ નહોતો લીધો? એ ઉપકાર એણે કાંઈ સીલીકે રાખી મૂક્યો નથી; સમજીને?"

રાણીનું એ ભાષણ સાંભળીને વસંતિકા લજ્જિત બની. એ જોઇને તેની સખીઓએ હાસ્ય કરીને તેને વિશેષ લજ્જિત બનાવી. તે દરમિયાન રાણીએ મૌન્ય ધારણ કર્યું હતું. થોડી વારે રાણી બોલીઃ "અમારા સરદારોની કુમારિ કન્યા હમેશાં અમને મળવાને આવે છે. તેમાંથી એકાદી સ્ત્રી તાર માટે પસંદ કરવી જોઇએ ખરી! કેમ, સૂર્યદત્ત! તારી સ્ત્રી જો હું પસંદ કરૂં તો ચાલશે ને?"

"હા, ચાલશે." સૂર્યદત્ત બોલ્યોઃ "દેવી! આપની મારા ઉપર સદૈવ કૃપાદૃષ્ટિ હોવાથી મારે માટે આપ જે સ્ત્રી પસંદ કરશો તે યોગ્ય જ હોવી જોઇએ. આપ અત્યારે મારી મશ્કરી છો, એ વાત જુદી છે. પણ હું અંતઃકરણપૂર્વક કહુંછું કે આપ જે કાંઇ કરશો તે મારૂં કલ્યાણ કરનાર જ હશે. એ બાબતમાં મને જરી પણ શંકા નથી."

"ત્યારે શું તારો મારા ઉપર એટલો બધો વિશ્વાસ છે?" રાણી બોલી.

"હા, દેવી ! મારો આપના ઉપર પૂર્ણ વિશ્વાસ છે." સૂર્યદત્તે જવાબ આપ્યો.

"આ તું આપણા દરબારી રીવાજ મુજબ મ્હોં ઉપરથી જ બોલે છે કે અંતઃકરણપૂર્વક ?" રાણીએ પ્રશ્ન કર્યો.

સૂર્યદત્તે લાંબો વિચાર કર્યા સિવાય જ જવાબ આપ્યોઃ "દેવી ! હું અંતઃકરણપૂર્વક કહું છું." તેણે આ પ્રમાણે કહ્યું હતું ખરૂં. તો પણ તે મનમાં તો આ બધો હાસ્યવિનોદ થાય છે એમ જ સમજતો હતો.

"અત્યારે તું બોલ્યો છે તે સ્મરણમાં રાખજે. પછી પાછળથી ગલ્લાંતલ્લાં કરીશ તે કામ નહિ લાગે." રાણીએ ગંભીરપણે કહ્યું.

તેમનું એ સંભાષણ ક્યારે પૂરૂં થાત એ કહી શકાતું નથી. પરંતુ એટલામાં કંચુકી ત્યાં આવ્યો અને તેણે રાણીને પ્રણામ કરીને માલતી નામથી એક બાઈ આપના દર્શનાર્થે આવી છે એમ નિવેદન કર્યું.

માલતીનું નામ સાંભળતાં જ રાણી ચમકી. તોપણ તેણે પોતાની એ સ્થિતિ કોઇની નજરે પડવા દીધી નહિ. તેણે વિચારમાં પડી ગઈ હોય તેવો દેખાવ કરીને પૂછ્યું: "કોણ આવ્યું છે ? માલતી ! એ કોણ વારૂ ? હં, હં ! આવ્યું ધ્યાનમાં—લક્ષ્મીધનને ત્યાં પેલી જે કન્યા હતી તે જ એ હોવી જોઇએ. એનો વિચાર મારી એકાન્તમાં મુલાકાત લેવાનો હશે. જા, તેને અહીં મોકલ. હું તેની એકાન્તમાં જ મુલાકાત લઇશ !"

રાણીએ પરોક્ષ રીતે પોતાને ચાલ્યા જવાની આ સૂચના આપી છે, એમ સૂર્યદત્ત અને રાણી પાસે બેઠેલી કુમારિકાઓ સમજ્યાં, તેઓ ત્યાંથી ચાલ્યાં ગયાં અને માલતીને આ ભુવનમાં પહોંચાડીને કંચુકી પણ ત્યાંથી ચાલ્યો ગયો.

# પ્રકરણ ૨૭ મું.

## રાજમહેલમાં.

પોતાના સ્થળે જઇને કંચુકીએ સત્યસાગર જમાદારને બોલાવવા મોકલ્યો. થોડીવારે સત્યસાગર તેની પાસે આવ્યો. કંચુકીએ તેને પૂછ્યું: " સત્યસાગર તમે ગઇ કાલે વસંત-મંદિરમાં જે પુરુષને કેદ કર્યો હતો તે એ બાગમાં એક એક સ્ત્રીની સાથે વાત કરતો હતો એમ તમે કહ્યું હતું. એ સ્ત્રીનું નામ શું ? "

" એનું નામ માલતી. એને એ નામથી જ બધાં બોલાવતાં હતાં. " સત્યસાગરે જવાબ આપ્યો.

" એ માલતી અત્યારે દેવીને મળવાને માટે આવી છે. " કંચુકીએ કહ્યું: " હું જ્યારે દેવી પાસે વરધી આપવાને ગયો ત્યારે દેવીની મુદ્રા ઉપરથી મને પ્રથમ તો એમ લાગ્યું કે તેને મુલાકાત આપવાનો દેવીનો ઇરાદો નથી. પણ એટલામાં દેવીના મનમાં કોણ જાણે શું એ આવ્યું, તે તેને લઇ આવવાની દેવીએ મને આજ્ઞા કરી. "

" ગઈ કાલે જે મનુષ્યને મેં કેદ કર્યો છે તેને મુક્ત કરવાને વિનવવા સારૂ તે ઘણું કરીને દેવી પાસે આવી હશે. " સત્યસાગર બોલ્યો.

" અથવા પેલા કામસેનના છૂટકારા માટે વિનતિ કરવાને આવી હોય ! " કંચુકી બોલ્યો.

" કોના ? કામસેનના ? " સત્યસાગરે આશ્ચર્યપૂર્વક પ્રશ્ન કર્યો.

"હા, તેના જ! તમને ખબર નથી? કામસેનને પણ કેદ કરવામાં આવ્યો છે!" કંચુકીએ મૃદુહાસ્ય કર્યું.

"ના, હું ગઈ કાલે પેલા અર્ધા મૂર્ખ અને અર્ધા લુચ્ચા સૂર્યપુરનિવાસીની સાથે દેવીની આજ્ઞા પ્રમાણે કામસેનને પકડવાને ગયો હતો. ત્યાં મેં સત્યવર્મા નામના એક માણસને કેદ કર્યો હતો. પરંતુ તે સત્યવર્મા છે કે બીજો કોઇ એ હજુ ચોક્કસ નથી." સત્યસાગરે જણાવ્યું.

"આ બન્ને ધરપકડનો મેળ ચમત્કારિક બની ગયો છે. તમે ગઈ કાલે સ્હાંજે અહીંથી બહાર પડયા હશો તે વખતે મણિપુરથી પ્રદ્યુમ્નરાય તરફથી એક દૂત આવ્યો હતો. તેણે કામસેન પકડાયાના સમાચાર આપ્યા હતા." કંચુકીએ કહ્યું.

"આ યોગાયોગ વિલક્ષણ ખરો!" સત્યસાગર બોલ્યો: "વારૂ, પણ એ દૂતે વરધી આપ્યા પછી દેવીએ શું કહ્યું? પેલા લબાડ સૂર્યપુરનિવાસીએ કામસેનને પકડાવવાને જે પ્રયત્ન કર્યો હતો, એ વિષયમાં પણ દેવી કશું બોલી તો હશે જ?"

"દેવીને એમ લાગ્યું કે એ ગૃહસ્થની કશી ભૂલ થએલી હોવી જોઇએ." કંચુકીએ જવાબ આપ્યો: "તે પોતાને ઇરાદા પૂર્વક છેતરે છે એમ દેવી માની શકી નહતી. વળી તમે માણસો લઇને આવ્યા ગયા હતા. કામસેનને બદલે બીજો કોઈ ગુન્હેગાર મળે તોપણ એ ઠીક છે, એમ દેવી બોલી હતી. વારૂ, પણ ત્યાંથી તમે એ માણસને પકડી આવ્યા પછી કારભારીને શી વરધી આપી હતી?"

"હું ત્યાંથી આવ્યો કે તુરત જ પહેલાં મેં સૂર્યદત્તની મુલાકાત લીધી." જમાદાર બોલ્યો: "અને તેને મેં કહ્યું કે 'અમે એક માણસને કેદ કરીને લાવ્યા છીએ. તેનું નામ સત્યવર્મા હોય એવો સંભવ

છે. અમે કામસેનને માટે ગયા હતા. પણ કામસેન તો ત્યા ...તો. જે માણસને અમે પકડયો છે તેને બંદિશાળામાં મોકલી આપ્યો છે, એ પ્રમાણે મેં તેને વરધી આપી હતી."

"તો પછી જ્યારે સૂર્યદત્તે દેવીને વરધી આપી ત્યારે બરોબર એ જ શબ્દો કહ્યા ન હતા. હું પણ એ વખતે ત્યાં જ હતો" કંચુકીએ કહ્યું.

"એણે કાંઈ બીજું ત્રીજું કર્યું હોય તો તેનો દોષ મારા ઉપર નહિ." સત્યસાગર બોલ્યો: "સત્યવર્મા તેનો સગો છે. એટલે તેણે કાંઈ જુદી જ હકીકત દેવીના કાન ઉપર નાખી હશે; તો તેની જવાબદારી તેને શિરે છે. પણ મને તમારા આ ભાષણથી સહેજ આશ્ચર્ય થાય છે. સૂર્યદત્તને તો આજ સુધી હું ભલો અને સત્યવક્તા સમજતો હતો."

"તમારી એ સમજણ ભૂલ ભરેલી છે એવું મારૂં કહેવું નથી." કંચુકી બોલ્યો: "તેણે ગઈ કાલે હકીકત કહેતાં કાંઇ એટલો બધો ફેરફાર કર્યો ન હતો કે બીજી જ વાત કહી ન હતી. માત્ર સત્યવર્માનું નામ ન લેતાં તેણે એટલું જ કહ્યું હતું કે 'સત્યસાગર વસંત–મંદિરમાંથી એક માણસ પકડી લાવ્યા છે, અને તેને બંદિશાળામાં પહોંચતો કરી દીધો છે. એ માણસ કોણ છે એ હજી જાણવામાં આવ્યું નથી.' એ વખતે દેવીનું લક્ષ કામસેનની હકીકત તરફ હોવાથી તેણે એટલું જ કહ્યું કે 'સંશયને લીધે તેને પકડવાની સત્યસાગરની ફરજ હતી. એ મનુષ્યની બરોબર તપાસ કરવાની બંદિશાળાના અધિકારીને સૂચના કરીને કાલે જ મને તે તપાસ જાહેર કરવાની તેને તાકીદ કરજે.' તે પછી કામસેનની વાત નિકળવાથી સત્યવર્માની વાત એટલેથી જ બંધ થઈ ગઇ."

"પણ આ કામસેન કેવી રીતે હાથ લાગ્યો ?" સત્યસાગરે પૂછ્યું.

"પોતે પ્રદ્યુમ્નરાય પાસે જાય તો તે પોતાને દ્રવ્યની મદદ કરશે એવી આશાથી તે ધીટતાપૂર્વક પ્રદ્યુમ્નરાય પાસે મદદને માટે ગયો હતો. પરંતુ પ્રદ્યુમ્નરાય અત્યંત રાજનિષ્ટ હોવાથી તેણે સગપણની બિલકુલ દરકાર નહિ કરતાં કામસેનને એકદમ કેદ કર્યો. અને મણિપુરના ન્યાયાધીશ પાસે મોકલી આપ્યો." કંચુકીએ ખુલાસો કર્યો.

"ત્યારે ગઈ કાલે આવેલો દૂત ન્યાયાધીશ તરફથી આવ્યો હશે ?" સત્યસાગર બોલ્યો.

"ના ના, એ દૂત તો ખુદ પ્રદ્યુમ્નરાય તરફથી આવ્યો હતો." કંચુકીએ જણાવ્યું: "જો કે તેણે રાજનિષ્ઠાથી પ્રેરિત થઇને તેનું કર્તવ્ય બજાવ્યુ હતું, તો પણ કામસેન તેનો ભાણેજ થાય. એટલે તેના મનમાં દયા ઉત્પન્ન થઇ હશે. તેણે ન્યાયાધીશને વિનવીને રાણી સરકાર તરફથી છેવટનું ફરમાન આવે ત્યાંસુધી શિક્ષા કરવાનું મુલતવી રખાવ્યું હોવું જોઇએ અને અહીં દેવીને વિનતિ કરવાને માટે ખાસ પોતાનો દૂત મોકલ્યો હોવો જોઇએ; એવી મારી કલ્પના છે."

"પછી દેવીએ શો જવાબ આપ્યો ?" સત્યસાગરે પૂછ્યું.

"દેવીને જે કાંઇ વિચાર કરવાનો હતો એ તેણે ક્ષણાર્ધમાં જ કરી લીધો. તેણે મંત્રીની પણ સલાહ લીધી નહિ તેણે દૂતને બોલાવીને તે જ વખતે પાછા જવાની તથા પોતાના તરફથી પ્રદ્યુમ્નરાયને એમ કહેવાની આજ્ઞા કરી કે 'તમે દર્શાવેલી રાજનિષ્ઠા અમને પૂર્ણપણે પસંદ પડી છે. એ સિવાય અમે અધિક કહેવા ઇચ્છતા નથી. આવા પ્રકારના ગુન્હેગારને શી શિક્ષા કરવી તે અગાઉ ઠરાવવામાં આવ્યું છે. ન્યાયાધીશની દક્ષતા, રાજનિષ્ઠા અને વફાદારીને જે કાંઇ યોગ્ય લાગશે એ તે કરશે !'" કંચુકીએ જણાવ્યું.

"એ ઉપરથી તો તેને દેહાન્ત શિક્ષા જ થશે એમ સમજાય છે."

"એમાં વળી શી શંકા!" કંચુકી બોલ્યો: "દેવીની ઇચ્છા જ એવી હતી. વારૂ, પણ તમે કાલે જે કેદીને બંદિશાળામાં મોકલ્યો હતો તેને લગતી કશી પણ હકીકત હજી બંદિશાળાના અધિકારીએ મોકલાવી નથી."

"એ માણસ હજુ ઓળખાયો નહિ હોય." સત્યસાગરે તર્ક કર્યો.

"મેં તમને બોલાવવા મોકલ્યા હતા તે એટલા જ માટે." કંચુકી બોલ્યો: "કારણ કે પેલી માલતી દેવીની મુલાકાતે આવી છે. તેના ભાષણમાં ઘણું કરીને તો આ જ વિષય આવવાનો. દેવી પણ બહુધા કાલના માણસના સંબંધમાં તપાસ કરશે અને અત્યારસુધી બંદિશાળાના અધિકારી તરફથી વરધી નહિ આવવાથી ગુસ્સે પણ થશે. દેવીનો ગુસ્સો કેવો છે એ તમને કહેવાની જરૂર નથી. જે કોઇ તેને પહેલું મળ્યું તેની જ તાલ પાડવાની. માટે તમે અત્યારે ને અત્યારે બંદિશાળામાં જઇને ત્યાં શી હકીકત છે, તેની તપાસ કરી આવો."

"તમે આ બહુ સારૂં સ્મરણ કરાવ્યું." સત્યસાગર ઉપકારવશ સ્વરે બોલ્યો: "હું આ જ પગલે બંદિશાળામાં જઇને ખબર લઈ આવું છું."

હવે આપણે અંદર જઇને રાણી તથા માલતી વચ્ચે ચાલતું ભાષણ શ્રવણ કરીએ. આ બન્ને પ્રથમ વસંત-મંદિરમાં મળ્યાં હતાં. એ વાતને બાર વર્ષ થઈ ગયાં હતાં. તે દરમિયાન એ વખતે જે ન્હાની છોકરી હતી એ માલતી અત્યારે મોટી બાયડી બની ગઈ હતી; અને

જરાએ રાણી ઇન્દિરાવતીની શ્રીમંતતાને પણ ન ગણકારતાં તેના ઉપર પોતાનો અમલ જમાવ્યો હતો. તેનો ચ્હેરો અગાઉ કરતાં વિશેષ પાતળો બન્યો હતો અને તેથી લાંબું નાક ઉંચું દેખાતું હતું.

માલતીની મુલાકાત કેવી રીતે લેવી એ બાબતનો રાણીના મનમાં મોટો વિચાર થઇ પડયો હતો. તેનું મન ગોટાળામાં પડી ગયું હતું. માલતી દૃષ્ટિએ પડતાં જ રાણી પોતાના આસનપરથી ઉઠીને બે-ત્રણ પગલાં આગળ ગઇ. આ વખતે જો માલતીએ તેના ચ્હેરાનું નિરીક્ષણ કર્યું હોત તો તેના મનમાં કશીક વેદના થાય છે એમ તેના સમજવામાં આવી શકયું હોત.

માલતીએ મોટી નમ્રતાપૂર્વક રાણીને પ્રણામ કર્યા અને હાથમાં પદક લઇને તે બોલીઃ "દેવી ! આપના બોલાવ્યા સિવાય હું આપના દર્શને આવી છું તે માટે મને ક્ષમા કરશો. જો આ પદકમાં કાંઈ પણ સામર્થ્ય હોય તો તેના બળ ઉપર મારે આપની પાસે કેટલીક માગણીઓ કરવાની છે."

માલતીએ આગળ કરેલું પદક પોતાના હાથમાં લેવાનો રાણીનો વિચાર હતો. પરંતુ એટલામાં તેના મનમાં કાંઇક બીજો વિચાર આવ્યો અને તેણે હાથ પાછો ખેંચી લીધો. તેણે માલતીને પૂછયુંઃ "તને આ કામગીરી ઉપર કોણે મોકલી છે ?"

"દેવી ! જે વૃદ્ધ બાઇ મારા ઉપર પેટની દીકરીના જેવો પ્રેમ રાખે છે તેણે મને મોકલી છે." માલતીએ જવાબ આપ્યો.

"એણે તને શું શું કહ્યું છે ?" ઇન્દિરાવતી રાણીએ ઉતાવળથી પ્રશ્ન કર્યો.

"તેણે મને આ પદક આપને બતાવીને અમુક માગણીઓ કરવાનું કહ્યું છે."

"શું એટલું જ !" રાણી કઠોરપણે બોલી: "એ સિવાય તને બીજું કશું પણ કહેવું નથી ? સંભાળજે—મારી સામે ઊભી છે— ખોટું ન બોલીશ !"

માલતીએ તદ્દન સ્પષ્ટપણે કહ્યું: "દેવી ! હું બિલકુલ ખોટું બોલતી નથી. વળી બાર વર્ષ પહેલાં જ્યારે મને આપનું દર્શન થયું હતું ત્યારે આપે મને મોટા પ્રેમપૂર્વક કહ્યું હતું કે મારે જો કદી આપની મદદની જરૂર પડે તો આપની પાસે આવવું. એ વાતનું પણ મને સ્મરણ થવાથી હું આપની પાસે આવી છું."

રાણીએ માયાળુપણે પરંતુ કિંચિત્ નિશ્ચયપૂર્વક સ્વરે કહ્યું: "છોકરી! મને લાગે છે કે તું પેલા કામસેનને ક્ષમા કરવાની વિનતિ કરવાને આવી હશે. પરંતુ હવે તારી એ વિનતિનો કશો ઉપયોગ નથી."

"દેવી ! એમ ન બોલો." માલતી કાલાવાલા કરતી બોલી: "હું આપને ખરું કહું છું કે એ કામસેને આપનો એટલો ભયંકર અપરાધ કરેલો નથી."

ગુસ્સાપૂર્વક નહિ તો પણ કઠોરપણે રાણી બોલી: "છોકરી ! બંધ કર, તું અત્યારે જે બોલે છે, એવું બોલવાની અમારા રાજ્યના મોટા બલાઢ્ય ગૃહસ્થની પણ હિમ્મત ચાલી શકે નહિ !"

રાણીના આ ભાષણથી માલતીની ધીરજ પણ તુટી ગઈ અને તે નિરાશ બની ગઈ. તેને ધીરજ આપવાને રાણી કિંચિત્ સૌમ્ય સ્વરે બોલી: છોકરી ! તેં હમણાં મને સ્મરણ કરાવ્યું એ પ્રમાણે મારે તને સહાય કરવી જોઈએ એ વાત ખરી છે. પરંતુ હવે પેલા કામસેનને ક્ષમા કરવાનો સમય વિતી ગયો છે. મણિપુરથી જે દૂત અહીં આવ્યો હતો તેને અમે અગાઉના હુકમ પ્રમાણે વર્તવાની

આજ્ઞા આપી દીધી છે. તે દૂત જલ્દી મણિપુર જઈ પહોંચશે, અને અમારા તરફથી ક્ષમાપત્ર પહોંચે તે પહેલાં તો કામસેનને દેહાન્ત શિક્ષા થઈ ગઇ હશે જ!"

રાણીનું એ ભાષણ સાંભળીને માલતી પૂર્ણ નિરાશ બની ગઇ, તે મનમાં બોલી: "હવે તો જો ઇશ્વરની કૃપા હોય તો જ તેના પ્રાણ બચે! હે પ્રભુ! તું દયાળુ છે, તું જ હવે તેના પ્રાણ બચાવ."

"તારે બીજું કાંઈ માગવું હોય તો માગ." રાણીએ માલતીને મૌન રહેલી જોઇને કહ્યું: "તારે કેટલીક માગણીઓ કરવાની છે એમ તું કહેતો હતી. એ ઉપરથી હજી તારે બીજી પણ મારી મદદ જોઇએ છે એમ લાગે છે. કહે, તારી બીજી માગણી શી છે?"

"બીજી માગણી એટલી જ છે કે કૃપા કરીને સત્યવર્માને છોડી દો અને તેના બન્ને ભાઇઓ ઉપર દયા કરીને તેમનો અપરાધ પણ ક્ષમા કરો." માલતીએ વિનંતિ કરી.

એ સાંભળીને રાણીને અત્યંત આશ્ચર્ય થયું અને તેના મુખમાંથી મોટેથી આશ્ચર્યોદ્ગાર સરી પડયો. એથી માલતી પણ ગભરાઇ ગઈ અને બોલવા લાગી: "દેવી! ખરેખર હું અત્યંત દુર્દૈવી છું. કારણ કે જે નામ ઉચ્ચારવાથી આપને ખેદ થાય છે, તેજ નામ ઉચ્ચારવાનું મારા નસીબે આવ્યું છે."

આ સમયે રાણીનો ચ્હેરો ચમત્કારિક બની ગયો હતો. તેના મનમાં કશી પણ વેદના થાય છે એવું દેખાતું હતું. તેણે આતુરતાપૂર્વક પૂછયું: "તું તેને માટે શા સારૂ વિનતિ કરે છે?"

"દેવી! સત્યવર્માને ગઈ કાલે જ કેદ કર્યો છે, માટે હું વિનતિ કરૂં છું." માલતી કમ્પિત સ્વરે બોલી.

"શું કહે છે? સત્યવર્મા પણ કેદ થયો છે?" રાણીએ આશ્ચર્યસહ પૂછ્યું.

" હા, દેવી ! ગઈ કાલે સાંજે જ તેને આપના માણસોએ કેદ કર્યો છે." માલતી વિશેષ ગભરાઇને બોલી.

સૂર્યદત્તે ગઈ રાત્રીએ આપેલી વરધીનું રાણીને સ્મરણ થયું. તે બોલીઃ " તું કહે છે તે ખરૂં છે. પણ રાત્રીએ તેણે મને તેનું નામ શા માટે ન જણાવ્યું ?" એ વાક્ય ત્યાંથીજ છોડી દઇને એક બીજો વિલક્ષણ વિચાર રાણીના મનમાં આવવાથી તેણે માલતીની પાસે જઇને તેનો હાથ પકડયો અને જોરથી આંચકો મારી કરડા સ્વરે બોલીઃ " ખરૂં કહેજે, એ ત્યાં શા માટે આવ્યો હતો ?"

માલતીના ગભરાટનો પાર રહ્યો નહિ. બધી સત્ય હકીકત કહી દેવાનો વિચાર તેના મનમાં આવ્યો હતો. પરંતુ એક બીજો એવો વિચાર તેના મનમાં આવ્યો કે જો હું સત્યવર્મા કામસેનનો સંદેશો ઇન્દિરાને પહોંચાડવાને આવ્યો હતો એમ કહીશ તો એથી લાભ ન થતાં સત્યવર્માના સંબંધમાં રાણીનું મન વિશેષ કલુષિત થશે. કેમકે કામસેનના સંબંધમાં રાણીના મનમાં કેટલો બધો દ્વેષ હતો એ બાબતની માલતીની ખાત્રી થઈ ચૂકી હતી.

તેને મૌન રહેલી જોઇને રાણી પુનઃ એક આંચકો મારતી બોલીઃ " બોલ, જલ્દી જવાબ આપ, વખત ન ગૂમાવ ! એ સત્યવર્મા ત્યાં શા માટે આવ્યો હતો ? તને મળવાને આવ્યો હતો કે બીજા કામે ?"

માલતીએ કહ્યુંઃ " દેવી ! પ્રથમ તેને મુક્ત કરવાનું વચન આપો, પછી હું તમને સઘળું કહું !"

આ ભાષણનું રાણીના મન ઉપર વિલક્ષણ પરિણામ થયું. તેણે પુનઃ ક્રોધપૂર્વક પૂછયુંઃ " તું મારી સાથે શરત કરે છે ? પણ પ્રથમ તું જણાવ-તારે કહેવું જ પડશે-એ તને મળવાને આવ્યો હતો ?"

માલતી કાલાવાલા કરતી કહેવા લાગી: "દેવી ! આ પદક સામે જૂઓ, એ પદકમાં જો સામર્થ્ય હોય તો હું વિનતિ કરૂં—"

કિંચિત્ શાંત થઇને રાણીએ પૂછ્યું: "કેમ, છોકરી ! પેલી વૃદ્ધા રેણુકાએ તને આ પદક આપીને મારી પાસે મોકલી; એ વખતે બીજું કશું પણ તને કહ્યું નથી, એમ તું હમણાં મારી પાસે બોલી હતી. એ વાત ખરી છે ને ?"

"રાજા દેવ સમાન પૂજ્ય છે. તેની પાસે અસત્ય બોલવું એ મહત્ પાપ છે. એ પાપ કરીને મારે નરકનું સાધન શા માટે એકત્ર કરવું ?" માલતીએ કહ્યું: "દેવી ! મેં જે અત્યારે આપના ચરણમાં નિવેદન કર્યું એ સિવાય મને મોટી બ્હેને બીજું કશું પણ કહ્યું નથી."

એ સાંભળી રહ્યા પછી રાણીએ આમ-તેમ ચાર પાંચ વખત ભ્રમણ કર્યું. પછી તે એકાએક માલતીની સામે ઊભી રહી અને બોલી: "ત્યારે તું આ સત્યવમાં માટે ક્ષમાયાચના કરવાને શા સારૂ આવી છે ?"

પૂર્વે જણાવેલો વિચાર આ વખતે માલતીના મનમાં આવ્યો અને આ પ્રશ્નનો ઉત્તર આપવા કરતાં માન્ય ધારણ કરવું એ તેને અધિક શ્રેયસ્કર લાગવાથી તે સ્તબ્ધ રહી. આ બાજુ ઇન્દિરાવતી રાણીના મનમાં પણ કશું બોલવાની ઇચ્છા હતી. પરંતુ કોણ જાણે એ પણ કશું બોલતી નહતી. આ પ્રસંગ એ ઉભયના ચરિત્રમાં મોટો વિલક્ષણ હતો.

ઇન્દિરાવતીએ સ્હેજ ધમકાવીને પૂછ્યું: "કેમ, છોકરી ! બોલતી કેમ નથી ? મેં જે પ્રશ્ન પૂછ્યો તેનો જવાબ કેમ દેતી નથી ? તારી આ સ્તબ્ધતાપરથી મારે શો તર્ક કરવો ? વસંત-મંદિરમાં કશું રાજદ્વારી કારસ્થાન ચાલુ છે એમ મારે સમજવું કે બીજી નાજુક બાબત ચાલી રહી છે એમ માનવું ?"

માલતીએ એકદમ ઉત્તર આપ્યો: "દેવી ! વસંત-મંદિરમાં

કશું કારસ્થાન ચાલે છે, એવી શંકા આપ મનમાં પણ લાવશો નહિ. હું સોગનપૂર્વક કહું છું કે સત્યવર્મા વસંત-મંદિરના બાગમાં આવ્યો હતો તે કાંઇ રાજ્યદ્વારી કારણસર આવ્યો ન હતો. એટલું જ નહિ પણ આપના માણસોએ તેને કેદ કર્યો ત્યાંસુધી તે બાગમાં આવ્યાની લક્ષ્મીધન શેઠ કિંવા રેણુકાબાઇને પણ ખબર પડી ન હતી.'

"ત્યારે એ ત્યાં ચોરી છૂપીથી આવ્યો હશે;' રાણી બોલી: "અને માત્ર તને મળવાને માટે જ આવ્યો હશે મને લાગે છે કે તમારો પ્રેમસંબંધ હોવો જોઇએ અને તમારી વચ્ચે પ્રેમ વિષયક સંભાષણ ચાલતું હોવું જોઇએ."

રાણીના આ શબ્દો સાંભળતાં માલતીને અત્યંત ખેદ થયો. પોતાના ઉપર આવો અસત્ય આરોપ આવેલો જોઇને તે શરમાઇ ગઈ. એ જોઇને રાણી બોલી: "હવે એમ શરમાય છે શા માટે?" કિંચિત્ થોભીને ક્રોધપૂર્વક બોલી: "જો, ખરૂં કહે. હું-હું, તારી-રાણી-તને પૂછું-છું. ખોટું કહીશ તો નહિ ચાલે. તારી અને તેની પિછાન થયાને કેટલો સમય થયો છે? આ પહેલાં તમારી મુલાકાત કેટલીવાર થઈ હતી?"

આ વખતે પણ માલતી પુનઃ લજ્જિત બની. પરંતુ રાણીના માનવા મુજબ પ્રેમને લીધે નહિ, પણ પોતાના ઉપર કરવામાં આવતા બળતા આરોપને લીધે, તથા તેનો પોતાને જવાબ આપવો પડશે એ કારણથી તે લજ્જિત થઈ હતી. તે બોલી: "આખા જન્મારામાં તેની અને મારી માત્ર બે જ વખત મુલાકાત થઈ છે. પ્રથમ પરમ દિવસ સ્હાંજે અને બીજી કાલે સ્હાંજે."

રાણી શાંતપણે બોલી: "ત્યારે મને લાગે છે કે તમારી પહેલી

વાત જાણી લેનાર મારા જેવું બીજું કોઈ પણ મળી આવશે નહિ! તને સત્ય ઉપર પ્રેમ છે, એટલે મારું કથન ખોટું છે એમ તો તું કહી શકે તેમ નથી જ. વળી આ બાબત નાજુક હોવાથી તે તું તારે મુખે કબૂલ કરતી નથી. બાર વર્ષ પહેલાં મેં તને જોઈ હતી એ કરતાં અત્યારે તું વિશેષ ચાલાક અને લબાડ બની છે. તો પણ એ સત્યવર્માની મુલાકાત તને બે વખત જ થઈ હતી એમ તું જે કહે છે તે હું સત્ય માનું છું. હવે હું તને મનઃપૂર્વક કહું છું કે મેં તને મારી પોતાની માની છે, એટલે તારો અને એ બંડખોર ઠરેલા ઘોર અપરાધીનો જીવનપર્યંતનો સંબંધ ન બંધાય એવી મારી ઇચ્છા છે. માટે હું—"

માલતી વચ્ચે બોલી ઉઠી: "દેવી! કૃપા કરો, કૃપા કરો! એ સત્યવર્માને જીવિતદાન દ્યો! આપની ઇચ્છા હશે તો હું પુનઃ આખા જન્મારામાં તેની સાથે ભાષણ કરીશ નહિ. પરંતુ કૃપા કરીને તેને છોડી દ્યો."

રાણીએ એક વખત બરાબર લક્ષ આપીને માલતી તરફ જોયું. પછી જાણે તેને એકાએક અમુક વાતનું સ્મરણ થયું હોય એમ દર્શાવતી તે બોલી: "છોકરી, જરી અહીં બેસજે. મારે થોડુંક મહત્ત્વનું કામ છે. તે પૂર્ણ કરીને હું તુરત જ તારી પાસે આવું છું."

ત્યાંથી નિકળી બીજા દિવાનખાનામાં જઈને રાણીએ થોડી વાર વિશ્રાંતિ લીધી, અને પોતાની મુદ્રા શાંત દેખાય છે કે નહિ તે જાણવાને માટે એક અરીસામાં દૃષ્ટિ કરી. પછી મંત્રણાગૃહમાં જઈને તેણે સૂર્યદત્તને બોલાવ્યો અને પૂછ્યું: "કેમ, સૂર્યદત્ત! જે માણસને ગઈ કાલે સંધ્યાકાળે કેદ કરવામાં આવ્યો હતો તેની શી હકીકત છે?

તે સત્સવમાં છે આવું તેં મને એજ વખતે કેમ ન કહ્યું ? એ તારો પિતરાઈ છે, એટલે—"

"દેવી ! એવું કશું નહતું." સૂર્યદત્તે કહ્યું: "સરકારની સેવા બજાવતાં સગપણ-સંબંધ બાજુએ મૂકીને જે ન્યાય લાગે તેજ કરવું જોઇએ. એ મારૂં મુખ્ય કર્તવ્ય છે એમ હું સારી રીતે જાણું છું. તે કોણ છે એ પૂર્ણપણે જાણ્યા સિવાય જે નામ દેવીને અપ્રિય હોય તે નામ દેવી પાસે લેવું અને નિરર્થક કોઈ બીજા માણસના સંબંધમાં દેવીના મનને કલુષિત કરવું એ મને યોગ્ય લાગ્યું નહિ. એથી એ વખતે મેં તેનું નામ જણાવ્યું નહતું. ગઈ કાલનો ગૃહસ્થ સત્સવમાં હશે એવી મને તો શંકા પણ આવી નહતી. કારણ કે આટલી ભયંકર શિક્ષા થવા છતાંયે તે મર્ખાની માફક વિલાસપુરમાં કે તેની આસપાસ ફરતો હશે એમ મને બિલકુલ લાગતું નહતું. એ કારણથી ગઇ કાલના બનાવની વાત મેં ટુંકામાં આપને કહી હતી."

"એ તેં બહુ સારૂં કર્યું." રાણી બોલી: "મારી દરેકને ખાસ આજ્ઞા છે કે જે વાત મને કહેવી હોય, તેમાંથી જેટલી સત્ય હકીકત હોય તેટલીજ મુદ્દાસર કહી જવી મને આમ લાગે છે—મારો આવો તર્ક છે—મારી કલ્પના આમ દોડે છે એવી અતિશયોક્તિપૂર્ણ હકીકત મને બિલકુલ પસંદ નથી."

"દેવી ! આપની એ આજ્ઞા મારા મનમાં જાગૃત હોવાથીજ ગઈ કાલે ટુંકમાં એ હકીકત મેં આપને જણાવી હતી." સૂર્યદત્તે નમ્રતાપૂર્વક જણાવ્યું.

રાણી કિંચિત્ હાસ્ય કરીને બોલી: "એ વાત જવા દે; પણ એક બાજું કામ તને કહું છું. માલતી નામની એક યુવતી હમણાંજ મને મળવાને આવી છે, અને તે મારા ગુપ્તભુવનમાં એકલી જ બેઠી

છે. તેની પાસે જઇને તું ગપ્પાં મારતો બેસ. ત્યાંસુધીમાં હું અદિ-શાળમાંથી શી ખબર આવી છે તેની તપાસ કરૂં છું. રહે, મારે હજી થોડું કહેવાનું છે. તે યુવતી અહીં શા માટે આવી છે એ બાબતની તારે તપાસ કરવાની જરૂર નથી. તેને જે કહેવાનું હતું એ તેણે મને કહ્યું છે; પણ તેને શો ઉત્તર આપવો એ માત્ર મેં હજી સુધી નક્કી કર્યું નથી. મારો જવાબ મળે ત્યાંસુધી જો તે એકલી જ બેસી રહે તો તેના મનમાં અનેક પ્રકારના વિચારો થયા કરે; એ માટે હું તને તેની સાથે વાતો કરવાને મોકલું છું. કારણ કે વાક્ચાતુર્યથી બીજાનું મન આકર્ષી લેવાની કળા તને સારી રીતે સિદ્ધ થઇ શકી છે."

સૂર્યદત્તે સ્મિતપૂર્વક રાણીને પ્રણામ કર્યા. તે ત્યાંથી બહાર નિકળ્યો. તે રાણીના ગુપ્તભુવન તરફ જતો હતો તે વખતે વસંતિકા તેને મળી. તેણે સૂર્યદત્તને પ્રશ્ન કર્યો: "આજે સંધ્યાકાળે દેવી શું કરવા માગે છે તે જાણવામાં આવ્યું છે? આજે નાકામાં ફરવા જવાની વૃત્તિ છે કે ઘોડા ઉપર સહેલ કરવાની? અથવા અહીં જ ગંજીપો ખેલવાનો વિચાર છે? જે નક્કી થયું હોય તે અગાઉથી જાણવામાં આવે તો સારૂં."

"હજી એ કશું મારા જાણવામાં આવ્યું નથી. પણ હું જાઉં છું. મારે જરી ઉતાવળનું કામ છે." સૂર્યદત્ત બોલ્યો: "મારે દેવીના અંતર્ગૃહમાં જવું છે."

"ક્યાં! અંતર્ગૃહમાં!" વસંતિકાએ પૂછ્યું: "ત્યાં કોઈ સ્ત્રી બેઠેલી છે. દેવી ત્યાં છે કે નહિ એ જોવાને માટે મેં એ ખંડમાં દૃષ્ટિ કરી હતી. પણ દેવી ત્યાંથી ગઇ હતી અને એ યુવતી એકલી ત્યાં બેઠી હતી."

"એ ત્યાં એકલી છે માટે જ તેની સાથે ગપ્પાં મારવાને હું

જાઉં છું." સૂર્યદત્તે જણાવ્યું: "તેની સાથે બે ઘડી વાતો કરતાં બેસવાની દેવી એ મને આજ્ઞા કરેલી છે. પણ દેવીએ એવું એક સ્ત્રી સાથે વાત કરવાનું કામ મને સોંપેલું જોઇને મને અત્યંત આશ્ચર્ય થાય છે."

વસંતિકા સ્મિત કરતી બોલી: "એ યુવતીનું નામ શું? માલતીને? હા, હા, તે જ. એ છે તો બહુ સુંદર!"

"એટલું વળી સારૂં." સૂર્યદત્ત પણ હસતો હસતો બોલ્યો: "તેની સાથે ગપ્પાં મારતાં સમય આનંદમાં પસાર થઈ જશે. નહિ તો તેનું મન રંજન કરવા જતાં મારૂં મન ખટું થવાનો સમય આવત. વારૂ, ત્યારે હવે ત્યાં જ જઉં છું."

એ ભાષણ સાંભળીને વસંતિકા સ્હેજ ગુસ્સે થઈ. પરંતુ સૂર્યદત્તની પીઠ તેની તરફ હોવાથી તે જોઈ શક્યો નહિ. કેમકે તેણે તો ચાલવા જ માંડયું હતું. એક વખત પણ પાછું મુખ ફેરવીને તેણે જોયું નહિ, એ જોઇને માલતી સ્વગત બોલી: "એમ છે કે! ઠીક છે, જોઈ લઇશ!" એમ કહી બડબડતી તે ત્યાંથી ચાલી ગઈ.

આ વખતે બંદિશાળા તરફ ગયેલો સત્યસાગર પણ ત્યાંની હકીકત મેળવીને પાછો આવ્યો હતો. તેની અને રાણીની મંત્રણાગૃહમાં મુલાકાત થઈ. રાણીએ પૂછ્યું: "કેમ, શી હકીકત છે?"

"દેવી! હજી હું લેખી વર્તમાન લાવ્યો નથી." સત્યસાગર બોલ્યો: "કેમકે તે હજુ વૃત્તાંત લખાઇને તૈયાર થયા નથી."

"તો પછી તારે જે કહેવાનું હોય તે મોઢેથી જ કહે." રાણીએ જણાવ્યું.

"એ કેદીએ પોતે સત્યવર્મા છે એવું થોડા વખત પહેલાં જ કબૂલ કર્યું છે."

સત્યસાગરે જવાબ આપ્યો.

"એ અમારા જાણવામાં આવ્યું છે. બીજું કાંઇ ?" રાણી બોલી.

"સત્યવર્માને આપને મળવાની ઇચ્છા છે." સત્યસાગરે કહ્યું.

"શું કહ્યું ?" રાણીએ મોટા આશ્ચર્યપૂર્વક પૂછ્યું.

"હા, સરકાર ! તેના મનમાં આપનાં દર્શન કરવાની ઇચ્છા છે." સત્યસાગર બોલ્યો: "જો કદાચ આપ તેની મુલાકાત ન લ્યો તો એટલી તો તેની વિનતિ છે કે તેણે લખેલો પત્ર આપે વાંચવો."

"પણ તે મને શા સારૂ મળવાને ઇચ્છે છે ?" રાણીએ પૂછ્યું.

"તેને પોતાના એક સગાની હકીકત સરકારને જણાવવી છે. એ હકીકત જાણવામાં આવતાં તેના સગાનું ખરૂં સ્વરૂપ કેવું છે એ સરકારના ધ્યાનમાં આવશે." સત્યસાગરે કહ્યું.

"એમ કહે છે કે !" રાણી બોલી. કિંચિત્ વિચાર કર્યા પછી તેણે કહ્યું: "ત્યારે તો એ લબાડ સરદારને મળવું જોઇશે. વારૂ, તું અહીંથી હોડીમાં બેસીને બંદિશાળામાં જા. કારણ કે એ રસ્તે વિશેષ માણસોનો અવરજવર નથી હોતો. બરોબર બંદોબસ્તને માટે જોઇએ તેટલા માણસો રાખજે અને તેને સાવધપણે અહીં લઇ આવજે. મારી આ વીંટી લઇ જા. એ બતાવીશ એટલે બંદિશાળાનો અધિકારી એ કેદીને તારે સ્વાધીન કરી દેશે. જા, જલ્દી પાછો આવ."

સત્યસાગરે રાણીના હાથમાંથી વીંટી લીધી અને તે પ્રણામ કરીને રાણીની આજ્ઞા બજાવવાને ચાલ્યો ગયો.

# પ્રકરણ ૨૮ મું.

## પ્રદ્યુમ્નરાયનો ગુપ્ત ભેદ.

લગભગ ચાર ઘટિકામાં સત્યવર્માને સાથે લઇને સત્યસાગર પાછો આવ્યો. રાણીએ જે દિવાનખાનામાં તેની મુલાકાત લેવાનો વિચાર રાખ્યો હતો તે દિવાનખાનામાં આવીને તેનું બીજું દ્વાર પણ સ્હેજ ખુલ્લું રાખ્યું. કેમકે જો કોઇ પણ તે બાજુએથી આવે તો તેનાં પગલાંનો અવાજ પોતાના સાંભળવામાં આવે એવી તેની ઇચ્છા હતી. તા આવ્યા પછી તેણે સત્યસાગરને ફરમાવ્યું: " સત્યવર્માની સાથે મારે જે વાત કરવાની છે તે બીજાને કાને પડે એ ઠીક નહિ માટે તું અહીંથી જઇ ને ત્રીજા દિવાનખાનામાં બેસ. જો જરૂર પડશે તો હું તને બોલાવીશ."

સત્યસાગર ચાલ્યો ગયા પછી રાણીએ સત્યવર્માનું પૂરેપૂરૂં નિરીક્ષણ કરી લીધું. તે જ્યારે તેની સામે જોતી હતી ત્યારે તેના મનમાં વિચારોનું મોટું રમખાણ મચી રહ્યું હતું, એમ તેના ચ્હેરાપરથી લાગતું હતું. સત્યવર્મા રાણીની સામે એક દૃઢ વીરની માફક પણ યોગ્ય નમ્રતાથી ઊભો હતો. તેની દૃષ્ટિ જમીન તરફ હતી. તેની મુદ્રા શાંત દેખાતી હતી.

થોડી વારે રાણીએ મૌનનો ભંગ કરીને ભાષણનો પ્રારંભ કર્યો: " તેં મારી મુલાકાત લેવાની ઇચ્છા શા માટે કરી છે ? તેં સત્યસાગરની જોડે જણાવેલી હકીકતથી કાંઇક ગુપ્ત અને મહત્ત્વની વાત કહેવાની તારી ઇચ્છા હોય એમ લાગે છે ! "

અત્યંત નમ્રતાપૂર્વક પ્રણામ કરીને સત્યવર્મા બોલ્યો: "દેવી! આપનું દર્શન થયું, અને આપને સાષ્ટાંગ નમસ્કાર કરીને, મારા સંબંધમાં તથા મારા ભાઈઓના સંબંધમાં વિનતિ કરવાનો આ પ્રસંગ મળી આવ્યો એ બહુ સારૂં થયું. દેવીએ અમને શિક્ષા કર્યાને આજ ઘણાં વર્ષ થઈ ગયાં છે. એ દરમિયાન જે બાબતની હું મનઃપૂર્વક ઇચ્છા કરતો હતો એ આજે બની આવી છે."

રાણી ક્રોધથી પગ અફાળતી બોલી: "હરામખોર! ત્યારે શું એટલા માટે તેં મને ખોટો સંદેશો મોકલ્યો હતો?"

કિંચિત્ અભિમાનપૂર્વક સત્યવર્મા બોલ્યો: "દેવી! શાંત થાઓ. કેવળ એ જ હેતુથી મેં આપને મળવાની ઇચ્છા પ્રદર્શિત કરી નહતી. દેવી! મારે આપની પાસે મારા એક સગાની ભયંકરતાના સંબંધમાં ફરિયાદ કરવાની છે."

"એ તારો કયો સગો?" રાણીએ પૂછ્યું: "એનું નામ શું?"

"સરદાર પ્રદ્યુમ્નરાય!" સત્યવર્માએ જવાબ આપ્યો.

"શું કહ્યું? પ્રદ્યુમ્નરાય!" રાણી બોલી: "પણ તેની વિરૂદ્ધ મારા મનમાં ભાવના ઉત્પન્ન કરવાને માટે તારે પુષ્કળ પ્રયત્ન કરવો પડશે. તેણે હમણાં જ એક એવું કાર્ય કર્યું છે કે એ પરથી તેની રાજ્યનિષ્ઠાની અમને ખાત્રી થઈ છે!"

"દેવી! આપ શું કહેવા માગો છો તે મારા ધ્યાનમાં આવ્યું છે." સત્યવર્માએ ઉત્તર આપ્યો: "એ નીચ પુરુષે પ્રત્યક્ષ પોતાના ભાણેજને-કામસેનને-વિશ્વાસઘાત કરેલો છે. તે માટે હું આપને વિનતિ કરવાને અને તેનાં કૃષ્ણ કારસ્થાન પ્રકાશમાં લાવવાને આપના ચરણ સમક્ષ હાજર થયો છું. તે વિશ્વાસઘાતી છે એટલું જ નહિ, પણ તેણે કામસેનનું ગુપ્તપણે ખૂન કરવાનો પણ બેત કર્યો હતો."

" સત્યવર્મા ! " રાણી બોલી: " આ પ્રદ્યુમ્નરાય ઉપર તું ઘણા મોટા અપરાધનો આરોપ કરે છે. વારૂ, આગળ જણાવ. જ્યારે તું તેના ઉપર ફરિયાદ કરે છે ત્યારે તેના ઉપર દોષારોપ કરવાનો તને પૂર્ણ અધિકાર છે. ન્યાય કરવાનું કામ માત્ર અમારા હાથમાં છે.'

સત્યવર્માએ પોતાની હકીકત આગળ જણાવવા માંડી: " કેટલાક મહિના પહેલાં તેણે મારો પ્રાણ લેવાનો પણ ઘાટ ઘડયો હતો. પરંતુ એ વખતે મારા કાકાની મારે પોતે બેઆબરૂ કરવી એ મને ઠીક નહિ લાગવાથી હું સ્વસ્થ બેસી રહ્યો હતો. પરંતુ અગાઉ જે ભયંકર સાધનથી તેણે મારો જીવ લેવાનો પ્રયત્ન કર્યો હતો, એ જ સાધનનો ઉપયોગ કરીને કામસેનનો જીવ લેવાનો પણ તેણે પ્રયત્ન કરવાથી, તેની સામે ફરિયાદ કરવાની મને ફરજ પડી છે. "

રાણી બોલી: " તેણે કામસેનને પકડીને સરકારને સ્વાધીન કર્યો, એનો જ અર્થ. તે એનો પ્રાણ લેવાને તત્પર થયો છે, એવો સમજવાને ? "

" દેવી ! મારા ભાષણનો આશય એવો નથી. " સત્યવર્માએ જણાવ્યું: " પ્રદ્યુમ્નરાયે જ પ્રથમ તેનો પ્રાણ લેવાનો પ્રયત્ન કર્યો હતો. પરંતુ જ્યારે એ પ્રયત્નમાં તે નિષ્ફળ ગયો એટલે તેણે છેવટના ઉપાય તરીકે કામસેનને કેદ કરીને સરકારને સ્વાધીન કર્યો છો"

" તમારા બન્નેના પ્રાણ લેવાની એવી તેણે શી યુક્તિ યોજી હતી ? " રાણીએ ઉત્કંઠાપૂર્ણ સ્વરે પૂછયું.

" એના ચંદ્રદુર્ગના મકાનમાં એક દાદર છે. એ દાદરની રચના એવી રીતે કરવામાં આવી છે કે દાદર ઉપર ચઢતાં અમુક એક પગથીયા પાસે જઇએ કે દાદર વચ્ચે તૂટી પડે છે અને તેના ઉપર ઊભેલા માણસ તેની નીચે આવેલા ઊંડા કૂવામાં જઇ પડે છે ! એવી

રીતે એક મનુષ્યનો જીવ ગયા પછી અકસ્માતથી દાદર તૂટી પડ્યો એવું કારણ રજુ કરી શકાય અને તે યોગ્ય પણ લાગે!" સત્યવર્માએ જણાવ્યું.

"તારૂં આ કહેવું ખરૂં છે એમ હું ઘડીભર કબૂલ કરૂં છું." રાણીએ પૂછ્યું: "પણ તને એકલાને એવી રીતે ઠાર કરવાથી એને લાભ શો? તારા બીજા બે ભાઇઓ તારી સંપત્તિના ભાગીદાર છે?"

"એ વાત સાચી છે." સત્યવર્માએ કહ્યું: "પરંતુ જો હું નિપુત્રિક મરણ પામું તો મારી સંપત્તિનો મોટો ભાગ પ્રદ્યુમ્નરાયને મળે એવું આગળ નક્કી થયેલું છે. વળી મારા ભાઇઓ આપની કૃપા (!) ને લીધે પ્રકટપણે જઇને પોતાનો ભાગ માગી શકે એમ નથી!"

"એ વાત મળતી આવે છે." રાણી બોલી: "કામસેનની પાછળ પણ તેના પિતૃકુલમાં કોઈ વારસ નહિ હોવાથી તેની સર્વ માલમત્તા તેના માતૃકુલના વારસને મળે તેમ છે એ તો સ્પષ્ટ જ છે. એટલે તેની સંપત્તિને માટે એ તેનું ખૂન કરે એ પણ યુક્તિવાદથી નહિ માની શકાય એવું નથી. પણ મને એક બીજી શંકા છે. તેણે તમને પહેલાંથી જ કેદ કરીને ન્યાયાધીશ પાસે મોકલી આપ્યા હોત તો પછી અનાયાસે જ તમારા ગળામાં ફાંસો પડત. એ પ્રમાણે બની શકે તેમ હોવા છતાં તે પોતે તમારો પ્રાણ લેવાનો વિચાર કરે એ વાત જરી ચમત્કારિક તો ખરી."

"દેવી! એમાં ચમત્કારિક જેવું કશું પણ નથી." સત્યવર્માએ ખુલાસો કર્યો: 'અમે તેની પાસે મદદને માટે ગયા હતા. એ વખતે જો તેણે અમને પકડીને ન્યાયાધીશને ત્યાં મોકલી આપ્યા હોત તો તે પોતે તેના ભત્રિજા કે ભાણેજના પ્રાણઘાતમાં કારણભૂત થવા માટે લોકોએ તેનો તિરસ્કાર કર્યો હોત. જો તેની ભયંકર યુક્તિના અમે

ભોગ થઈ પડયા હોત તો અમે અકસ્માતથી મરણ પામ્યા છીએ એમ દર્શાવીને તે અમારી પાછળ અશ્રુ પાડત અને શોક કરવાનો ઢોંગ પણ કરત!"

"તું જો એમ કહે છે તો તેણે કામસેનને હવે સરકારને સ્વાધીન શા માટે કર્યો?" રાણીએ પૂછ્યું.

"જ્યારે તેની પેલી ભયંકર યુક્તિ રદ ગઈ ત્યારે પછી તેને એમ કરવા સિવાય ગત્યંતર જ ન હતું. કામસેનને કેદ કર્યા પહેલાં તેને પુષ્કળ રક્તપાત કરવો—" સત્યવર્માએ જવાબ આપ્યો.

પરંતુ તેને આગળ બોલતો અટકાવી રાણી બોલી ઉઠી: "ત્યારે તો અમારા કાન ઉપર આવી નથી એવી ઘણી વાત તને માહિત હોય એમ દેખાય છે. વારૂ, પ્રથમ તારી સર્વ હકીકત સાંભળવા દે."

"એ વખતે જે પ્રકાર બન્યો હતો એથી પ્રદ્યુમ્નરાયને કામસેનને કેદ કરીને સરકારમાં સ્વાધીન કરવાની ફરજ પડી હતી. સરકારને સ્વાધીન કર્યા પછી તેણે આપના ચરણમાં જે દૂત મોકલ્યો હતો, એ કેવળ પોતાના ઉપરનો આક્ષેપ ટાળવાને માટે જ તેણે કર્યું હતું." સત્યવર્મા બોલ્યો.

"પણ એ વાત તારા જાણવામાં કેવી રીતે આવી?" રાણીએ પ્રશ્ન કર્યો.

"એ વાત બંદીશાળાના રક્ષક પાસેથી મારા જાણવામાં આવી." સત્યવર્માએ ઉત્તર આપ્યો: "વળી સત્યસાગરે પણ મને મણિપુરથી દૂત આવ્યાનું કહ્યું હતું. કામસેન પ્રદ્યુમ્નરાયના હાથમાં સપડાયાનું અગાઉથી જ મારા જાણવામાં આવ્યું હતું. દેવી! આ-

પનું અંતઃકરણ દયાળુ છે. જો હજુ પણ કૃપા કરો તો એ કામસે-નનો પ્રાણ બચી જાય."

"બસ, બસ! પ્રથમ તું તારા પોતાના જીવનું રક્ષણ કરવાનો માર્ગ લે;" રાણી બોલીઃ "અને પોતાના જીવનની ચિંતા દૂર થાય એટલે પછી તેનો વિચાર કર! એ વાત પછી, પણ હું તને પૂછું છું કે તું વસંત-મંદિરમાં લાગલગાટ બે વખત શા માટે ગયો હતો? સાચું કહેજે, માલતીએ મને બધુંયે જણાવ્યું છે."

સત્યવર્મા બોલ્યોઃ "મારી ખાત્રી છે કે તેણે આપને બધી સત્ય હકીકત જ કહી હશે?"

"અરે, મારાથી કશી પણ વાત છૂપી રહી શકતી નથી." રાણીએ કહ્યુંઃ "તમારી વચ્ચે કેવી રીતે પ્રેમસંબંધ ઉદ્દભવ્યો એ તેણે મને કહ્યું છે. હાં! ચમકે છે શા માટે? તમારો પ્રેમસંબંધ ના કબૂલ કરવાની ઇચ્છા છે કે શું? પણ તને કહું છું કે જો તું ખોટું બોલીશ તો એથી તને હાની જ વિશેષ થશે. માલતીએ મને બધુંયે કહ્યું છે. બે વારમાં જ તમે એક બીજાં કેવી પ્રેમવાર્તા કરી રહ્યાં હતાં એ પણ તેણે મને જણાવ્યું છે."

સત્યવર્માને સહજ જ એમ લાગ્યું કે ઇન્દિરાવતીનું નામ છૂપાવવાને માટે માલતીએ આવી કૃત્રિમ ગમે તે હકીકત જણાવી હશે. એટલે તે પોતે પણ માલતીના કથનને અનુસરીને ઉત્તર આપવાના હેતુથી બોલ્યોઃ "મારી ખાત્રી છે કે માલતી કદી પણ ખોટું બોલે નહિ!"

"વારૂ, હમણાં મારે એક બીજું મહત્ત્વનું કામ છે." રાણી બોલીઃ "તે પ્રથમ કરવું જોઇએ, સત્યવર્મા! પ્રથમ તારા સંબંધમાં

મારો ખરાબ અભિપ્રાય બંધાયેલો હતો. પરંતુ અત્યારના સંભાષણુપરથી તારા વિષયમાં મારૂં મન સારૂં થયું છે. જરી અહીં જ રોકાજે. થોડી વારમાં જ તને અને તારા બન્ને ભાઇને ક્ષમા કરી છે, એવું અભયપત્ર હું તને આપીશ. ”

સત્યવર્માએ અત્યંત નમ્રતાથી પ્રણામ કરીને કહ્યું: “ દેવી ! અમારા સંબંધમાં કોઇ દુષ્ટે સાચી ખોટી વાતો કરીને આપનું મન કલુષિત કર્યું હશે; પરંતુ હું આપના પવિત્ર ચરણુનો સ્પર્શ કરીને કહું છું કે અદ્યાપિ સુધી મેં કે મારા ભાઇઓએ સરકાર વિરૂદ્ધ એક પણ પાપકૃત્ય કર્યું નથી. ”

“ અત્યારે એ બધું સાંભળવાનો મને અવકાશ નથી. ” રાણી ઉઠતી ઉઠતી બોલી: “ હું હમણાં જ પાછી આવું છું. એ વખતે બધું સાંભળીશ. ત્યાં સુધી તું અહીં જ બેસજે. ” એટલું કહીને તે ત્વરાથી ચાલી ગઇ.

માલતીની સાથે સંભાષણુ કરીને તેનું મન રંજન કરવાને માટે સૂર્યદત્તને રાણીએ મોકલ્યો હતો. તેને લગભગ એક પ્રહર થયો હતો તે દરમિયાન સૂર્યદત્તે માલતીનું મનરંજન કરવાને માટે પોતાનાથી બનતો પ્રયત્ન કર્યો હતો. તથાપિ અન્ય પુરુષો સાથે ગપ્પાં મારવાની માલતીને બિલકુલ ટેવ નહિ હોવાથી, તેના મનમાં કાંઇનું કાંઈ થતું હતું. પોતાની સાથે વાતો કરવાને માટે એક સ્ત્રીને મોકલવાની જરૂર હતી. પરંતુ તેમ નહિ કરતાં રાણીએ એક પુરુષને મોકલ્યો એ જોઇને તેને આશ્ચર્ય થયું. વળી તેનું મન પોતાના કાર્ય તરફ લાગેલું હોવાથી સૂર્યદત્તે કાઢેલો વિષય તેને રૂચતો ન હતો. આવી સ્થિતિમાં એક પ્રહર તેને એક વર્ષ જેટલો મોટો લાગ્યો હોય તો એમાં કશું પણ આશ્ચર્ય નથી. છેવટે એક સેવક ત્યાં આવ્યો, અને રાણીએ

સૂર્યદત્તને બોલાવ્યો છે એમ કહ્યું એ સાંભળતાં આ બન્ને જણાંને સંતોષ થયો. સૂર્યદત્ત ત્યાંથી ચાલ્યો ગયો. ત્યારપછી એક દાસી એક થાળમાં મીઠાઈ વગેરે લાવીને માલતી પાસે મૂકીને ચાલી ગઈ.

સૂર્યદત્ત રાણી પાસે ગયા પછી તેમની વચ્ચે નીચે મુજબ સંભાષણ થયું:—

રાણીએ પૂછ્યું: " તેં માલતી સાથે એક પ્રહર જેટલો સમય ગાળ્યો છે. એ પરથી કહે જોઈએ તે બોલવે ચાલવે કેવી છે ? "

રાણીના આ પ્રશ્નથી સૂર્યદત્ત ઘોંટાળામાં પડી ગયો. તેનો શો ઉત્તર આપવો એ બાબતનો તેને વિચાર થઈ પડ્યો. તે બોલ્યો: " એટલા સમયના પરિચયપરથી હું એ શી રીતે કહી શકું ? "

" વારુ, હું પૂછું કે તે સુરેખ છે કે નહિ ? " રાણી બોલી: " અમારી સેવામાં આટલી કુમારિકાઓ આવે છે, પણ આના જેવી સુંદર તેમનામાં એક પણ નથી. તેની કાળીભોર આંખો, સરલ નાક, શુભ્ર દાંત, ગૌરવર્ણ, એ પણ તને દેખાયું નહિ કે શું ? "

" એ સુસ્વરૂપા છે એ હું કબૂલ કરું છું. " સૂર્યદત્તે ઉદ્ગાર કાઢ્યો.

" તેનો સ્વર મંજુલ છે, તેનું ભાષણ પણ મોહક છે. " રાણીએ કહ્યું: " અમારી દરબારી સ્ત્રીઓને પણ તેની સ્પર્ધા કરવા યોગ્ય કેટલાક ગુણો તેનામાં છે. વળી તેનું વય પણ સૌંદર્યને અનુકૂળ જ છે. "

રાણીએ કરેલું આ વર્ણન સાંભળીને સૂર્યદત્ત અચંબામાં પડી ગયો. એ ભાષણનો અંત લક્ષમાં નહિ આવવાથી તેનું મન અવસ્થર બન્યું.

"બોલ, માલતીનું આ મેં આબેહૂબ શાબ્દિક ચિત્ર આલેખ્યું છે કે નહિ?" રાણીએ પ્રશ્ન કર્યો.

"પરંતુ મારી સાથે સંભાષણ કરતી વેળાએ તે જુદા જ વિચારમાં ગર્ક થયેલી હોવાથી–" સૂર્યદત્ત કહેવા લાગ્યો.

પણ તેને આગળ બોલતો અટકાવીને રાણી બોલી: "તારી સાથે–અજાણ્યા પુરુષની સાથે તે ખૂલ્લા દિલથી બોલતી ન હતી એ ઉપરથી તેની શાલિનતા જણાઇ આવે છે." એમ કહીને તે પોતાના ચ્હેરાપર હાસ્ય લાવીને બોલી: "મેં તારે માટે સ્ત્રી પસંદ કરવાનું કબૂલ કર્યું હતું, અને જે સ્ત્રી હું પસંદ કરૂં તેની સાથે લગ્ન કરવાનું તેં વચન આપ્યું હતું. મેં પણ તારે માટે એક સ્ત્રી જોઇ રાખી છે!"

આ ભાષણનું આવું પર્યવસાન થશે એવું તો સૂર્યદત્તની કલ્પનામાં પણ ન હતું. પણ રાણીએ જ્યારે તેને આમ સપડાવ્યો ત્યારે હવે આગળ શું બોલવું એ તેના સમજવામાં આવ્યું નહિ.

રાણી આગળ કહેવા લાગી: સૂર્યદત્ત! મેં તારે માટે આટલો શ્રમ લઇને સ્ત્રી પસંદ કરી છે, એ બાબત તારે મારી પ્રશંસા કરવી જોઇએ. ઘણાં વર્ષો પહેલાં મે આ માલતીને જોઇ હતી. તે વખતે જ તેના ઉપર મારો પ્રેમ થયો હતો; અને મારાથી બને તેટલું તેનું કલ્યાણ કરવું એવો મેં મારા મનમાં નિશ્ચય કરી રાખ્યો હતો. પરંતુ આજ સુધી મને તેનું સ્મરણ થયું નહતું. તેનું કલ્યાણ કરવાનો અને તને પણ લાભ કરવાનો, એમ બન્ને કાર્ય એકી સાથે કરવાનો યોગ મળી આવ્યો છે જો તું એની સાથે લગ્ન કરવાનું કબૂલ કરીશ તો હું પોતે તને એક લક્ષ મહોર આપીશ. તદુપરાંત લક્ષ્મીધન પણ આપશે એ તો જુદું."

"દેવી ! લગ્ન એ જીવનપર્યંતનો સંબંધ છે. તે મોટા વિચાર પૂર્વક કરવો જોઈએ." સૂર્યદત્તે વ્યગ્ર ચિત્તે કહ્યું: "આ માલતીના સંબંધમાં મને કશી પણ માહિતી નથી. વડિલનું મત શું છે, એ પણ મેં જાણ્યું નથી. વળી માલતી આ લગ્ન કરવાને ઇચ્છે છે કે કેમ એ પણ મારા જાણવામાં નથી—"

રાણીએ કહ્યું: "માલતી એક પગે તૈયાર છે, એમ જ સમજ. કદાચિત્ તે કબૂલ ન હોય તો પણ તેણે મારી આજ્ઞા કબૂલ કરવી પડશે જ ! હું મારી પ્રજાની માતા અને રક્ષણકર્તા છું, અને મારી પ્રજાએ પણ મને પોતાની માતા માનવી જોઈએ."

સૂર્યદત્ત બોલ્યો: "હું આપની આજ્ઞાનો ભંગ કરૂં છું એવું નથી. પણ—"

"તો પછી તારા કલ્યાણને માટે જે હું કરૂં છું એ તારે કબૂલ કરવું જ જોઈએ !" રાણીએ કહ્યું.

અત્યંત આજીજી કરતો હોય એવા ભાવપૂર્વક સૂર્યદત્ત બોલ્યો: "દેવી ! એવી આજ્ઞા મને આપ ન કરો. એથી મારે મારો આખો જન્મારો દુઃખમાં ગાળવો—"

"ઉઠ, ઉઠ ! આવી રીતે નહિ તો બીજી રીતે તને ઠેકાણે લાવવાને મારે પ્રયત્ન કરવો પડશે." પોતાના ચરણમાં પડેલા સૂર્યદત્તને બેઠો કરતી રાણી બોલી: "બોલ, તને તારી આબરૂની દરકાર છે કે નહિ ?"

સૂર્યદત્ત ચમક્યો, તેનું લોહી તપી ગયું. તે બોલ્યો: "દેવી ! મેં હમણાં આપને વચન આપ્યું હતું ખરૂં. પરંતુ તે વખતે આપ મશ્કરી કરો છો એવું જ મારૂં માનવું હતું."

"હું એ બાબત નથી કહેતી." રાણી બોલી: "આજે તારા પિતાની પ્રતિષ્ઠા રાખવી એ મારા હાથમાં છે !"

"દેવી! હું સમજ્યો નહિ!" સૂર્યદત્ત આશ્ચર્યપૂર્વક બોલ્યો.

"ન સમજ્યો હોય તો હું સ્પષ્ટ કરીને સમજાવીશ." રાણી કહેવા લાગી: "તારો બાપ અત્યંત નીચ છે. તેણે બે વખત ખૂન કરવાનો પ્રયત્ન કર્યો હતો. એમ ચમકીશ નહિ. તારા કાકાનો દીકરો સત્યવર્મા મંત્રણાગૃહમાં બેઠેલો છે. તેને પૂછી જો—તમારા મકાનમાં એક દાદર—"

"હા હા, એ હું જાણું છું." સૂર્યદત્તે કહ્યું: "પણ મારા પિતા એમ કરશે—"

"એ બાબત શંકા લેવાનું કશું પણ કારણ નથી." રાણીએ કહ્યું: "તારા પિતાએ લોકોના પ્રાણ લેવાને એ યાંત્રિક દાદરનો ઉપયોગ કર્યો હતો. તને એ જો ખોટું લાગતું હોય તો સત્યવર્માને પૂછી જો. તારા બાપને પકડી લાવવાને આજ્ઞાપત્ર લખાઈને તૈયાર થયું છે. ફક્ત તેના ઉપર મુદ્રા થવાની જ વાર છે!"

એ સાંભળતાં પુનઃ સાષ્ટાંગ નમસ્કાર કરીને સૂર્યદત્ત બોલ્યો: "દેવી! દયા કરો, દયા કરો! અમારા કુટુંબની આબરૂને બચાવો!!"

રાણી નિશ્ચયપૂર્વક બોલી: "જો તું આ માલતી સાથે લગ્ન કરવાને કબૂલ થઈશ તો એ આજ્ઞાપત્ર હું રદ કરીશ. બોલ, તું કબૂલ છે કે નહિ?"

"હા, હું કબૂલ છું!" તદ્દન ધીમા અને કમ્પતા સ્વરે સૂર્યદત્ત બોલ્યો. અત્યારે તેનો ચ્હેરો તદ્દન ફીક્કો પડી ગયો હતો અને અંતઃકરણ ક્ષુબ્ધ બની ગયું હતું.

રાણીએ કહ્યું: "ત્યારે હું અત્યારેને અત્યારે ચાર જણાને એકઠાં કરીને લગ્નનો પાકો નિશ્ચય કરી નાખું છું." એમ કહીને તે ત્યાંથી નિકળીને જ્યાં માલતી બેઠી હતી, ત્યાં—અંતર્ગૃહમાં ગઈ.

# પ્રકરણ ૨૮ મું.

## રાજમુદ્રિકા.

માલતીની સન્મુખ સુગ્રાસ અન્ન મૂકેલું હતું. પરંતુ તે-માંથી તે બે-ચાર કોળીયા પણ ખાઇ શકી નહિ. માત્ર એકલી મિઠાઈના ન્હાના કકડા અને એકાદું ફળ ભક્ષણ કરીને તેણે થોડું જળપાન કર્યું. એટલામાં રાણી ત્યાં આવી પહોંચી.

પોતાના હમેશના આજ્ઞાયુક્ત સ્વરે તે બોલી: "તારા મુખેથી જે હકીકત મેં સાંભળી છે તેનો અને તારા કલ્યાણનો હું વિચાર કરતી હતી. હું કહું છું તે પ્રમાણે કરવાને જો તું કબૂલ કરીશ તો તારી માગણી પૈકી એક માગણી તો હું કબૂલ રાખીશ જ—સત્યવર્મા અને તેના બન્ને ભાઇઓને હું અવશ્ય ક્ષમા કરીશ."

એ શબ્દો સાંભળતાં જ માલતીએ રાણીને સાષ્ટાંગ નમસ્કાર કર્યા. પરંતુ તેને ઉઠાડીને, તેનો હાથ પોતાના હાથમાં લઇને રાણી બોલી: "તારા કલ્યાણને માટે મેં જે માર્ગ યોજ્યો છે તેનું અનુસરણ કર. તને સંસારસુખ મળે એવી મારી ઘણી ઘણી ઇચ્છા છે. તારે માટે મેં વરની યોજના કરી રાખી છે. સૂર્યદત્ત તારે યોગ્ય પતિ છે."

રાણીનું ભાષણ બરોબર પોતાના સમજવામાં આવ્યું ન હોય એવી મુદ્રા કરીને માલતી તેના મુખ સામે જોવા લાગી. એ જોઇને રાણીએ કહ્યું: "હા, મારી એવી જ ઇચ્છા છે. તેં પેલા સત્યવર્માને બહુ તો બે વખત જોયો હતો. એટલામાં તારો તેના ઉપર પ્રેમ થયો

હોય એ શકય નથી.'

"અને સૂર્યદત્તને તો મેં ફક્ત એક જ વાર જોયેલ છે!" માલતી બોલી.

"પણ આ પ્રથમ દર્શને જ એ તારા ઉપર પ્રેમ કરવા લાગ્યો છે." રાણીએ કહ્યું: "એનો જન્મ ઉચ્ચ કુળમાં થયેલો છે. એ તરૂણ છે, ચતુર છે, સંપત્તિમાન્ છે. વળી મારો વિચાર તેને ઉચ્ચ પદવીએ ચડાવવાનો છે. એ વિષયમાં તારે વિશેષ વિચાર કરવાની જરૂર નથી. તું માત્ર હા કહે."

રાણીનું એ ભાષણ સાંભળીને માલતીને ઘણું જ માઠું લાગ્યું. તે જાણે રડતી હોય એવા સ્વરે બોલી: "દેવી! આપ મારા મનની પરીક્ષા કરતાં હો એમ લાગે છે."

રાણીએ તુરત ઉત્તર આપ્યો: "છોકરી! હું આ કાંઇ તારી મશ્કરી કરતી નથી. અંતઃકરણપૂર્વક બોલું છું. તારૂં કલ્યાણ શાથી થાય તેમ છે એ બાબતનો મેં પૂર્ણ વિચાર કરેલો છે."

માલતી રુદંત રુદંત બોલી: "દેવી! મારા ઉપર દયા કરો, કૃપા કરો. આપનું આ કાર્ય અન્યાયયુક્ત—"

"છોકરી! તારો આ બકવાદ હું બિલકુલ સાંભળવાની નથી." રાણી ઉચ્ચ સ્વરે બોલી: "હું તને ટોકી ટોકીને કહું છું કે આ વાત તારે કબૂલ કરવી જ પડશે."

માલતીએ વિનતિ કરી: "પણ, દેવી! લક્ષ્મીધન શેઠ અને રેણુકાબાઇને મળીને તેઓ શું કહે છે તે સાંભળવા તો—"

રાણી વચ્ચે જ બોલી: "મારે કોઇનો મત લેવાની બિલકુલ જરૂર નથી. હું કહું છું તેમ થવું જ જોઇએ."

"દેવી! મારા જન્મના સંબંધમાં કાંઇક ગૌપ્ય છે; " માલતી

એ કહ્યું; "અને તે રેણુકાબાઈ જાણે છે. એટલા માટે જ હું આટલા દિવસથી લગ્નથી વંચિત રહી છું. નહિ તો લક્ષ્મીધન શેઠે મારૂં લગ્ન ક્યારનુંયે કરી દીધું હોત. માટે તેને એકલીને તો આ વાત જણાવવી જોઇએ જ !"

રાણી કઠોરતાપૂર્વક બોલી: "બસ, એ કટકટ બંધ કરી દે. હું જે કરૂં છું તે યોગ્ય વિચાર કરીને જ કરૂં છું. તારી પેલી ડોકરીને શેની ફડીક લાગે છે તેની કલ્પના પણ મેં કરેલી છે. તું એની સાથે લગ્ન કરે તો કદાચ તારો ભાઈ હોય તો ? એવી શંકા તેના મનમાં રહેતી હશે. પણ મારી ખાત્રી છે કે સૂર્યદત્તને અને તારો કોઈ પણ જાતનો સંબંધ નથી. એટલે હું-તારી રાણી-તને આટલું કહેવા છતાં અને પોતે એ લગ્નની વ્યવસ્થા કરવાને તૈયાર હોવા છતાં જો તું હા-ના કરીશ તો તને ઘણો જ પશ્ચાત્તાપ થશે." કિંચિત્ થોભીને તથા માલતી સંમતિ આપતી નથી એ જોઇને તે બોલી: "ત્યારે હવે બરોબર સાંભળી લે ! પેલા સત્યવર્માને મેં બંદિશાળામાંથી અહીં બોલાવ્યો છે. તેનો પ્રાણ લેવો અથવા તેને જીવનદાન આપવું, એ તારા એક શબ્દ ઉપર અવલંબી રહેલું છે. તારી નજર સામે જો તેને ફાંસી દેવામાં આવે તો તું એ જોઈ શકીશ ?"

આ બાબતની કેવળ કલ્પના પણ અત્યંત ભયંકર લાગવાથી માલતી થરથર ધ્રૂજવા લાગી. તેણે રાણીના બન્ને પગ પકડ્યા અને દીન મુદ્રાથી તે બોલી: "દેવી ! નહિ-નહિ, એવો ઉચ્ચાર પણ ન કરશો !"

"ત્યારે પછી હું કહું છું એ વાત કબૂલ કર." રાણી બોલી: "જો ના કહીશ તો ઘડીની અંદર જ તેનું પ્રેત ફાંસીને લાકડે લટકતું તું જોઈશ. બોલ, શો વિચાર છે ?"

એ માયાળુ અંતઃકરણની બાલિકાનાં નેત્રોમાંથી અશ્રુધારા વહેવા લાગી. તે બોલીઃ "દેવી ! જો માત્ર એમ કરવાથી જ તેનો પ્રાણ બચતો હોય તો આપ કહો છો તે મારે કબૂલ છે ! આ મારો દેહ આપના ચરણુ પાસે છે, તેનું જે યોગ્ય લાગે તે આપ કરો !"

અહો, માલતીની આ ખરેખરી પરોપકાર બુદ્ધિને પેલી નિર્દય અંતઃકરણની રાણી શી રીતે જાણી શકે ? તેને તો એમ જ લાગ્યું કે માલતીનો સત્યવર્મા ઉપર ખરો પ્રેમ હોવાથી, તે પોતાના પ્રિયકરને બચાવવાને પોતાના સુખ ઉપર પાણી રેડવાને તૈયાર થઈ છે ! માલતીની આ પ્રમાણે જબરજસ્તીથી સંમતિ મેળવીને તેને એ જ સ્થળે પૂરી રાખીને રાણી ત્યાંથી ચાલી ગઈ.

રાણી ત્યાંથી ગયાને થોડો સમય થયો હશે. તેવામાં એ ખંડની દિવાલમાં એક ચોર દ્વાર હતું તે ખોલીને વસંતિકા ત્યાં આવી. તે ત્યાં શા માટે આવી હશે એ લક્ષમાં નહિ આવવાથી માલતી ગુંચવાડામાં પડી ગઇ. પરંતુ એ આગંતુક સ્ત્રીએ જ પ્રથમ ભાષણ કરીને તેનો સંશય દૂર કર્યો. વસંતિકા બોલીઃ " માલતી ! હું તારી મૈત્રિણી છું. આ રાણીએ યોજેલું લગ્ન તને બિલકુલ પસંદ નથી; ખરું ને ? પણ એ તને પૂછવાની જરૂર જ નથી. મેં પેલા દ્વારની પાછળથી તમારૂં તમામ સંભાષણ સાંભળ્યું છે. જો આ પ્રસંગે અહીંથી ન્હાસી જવાની તારી ઇચ્છા હોય તો કહે. હું તને ન્હસાડી જઇશ. ચાલ, ગલાંતલાં કેમ કરે છે ?" વસંતિકા કટાક્ષપૂર્વક બોલીઃ "રાણીનું કાર્ય તને પસંદ હોય એમ લાગે છે—આ લગ્ન થાય એવી તારી અંતરની ઇચ્છા જણાય છે !"

" બાઇ ! એવું ન કહે. " માલતી દીન મુદ્રાપૂર્વક બોલીઃ " મને દુઃખ ઉપર ડામ ન દે. હું તારી ઇચ્છાને આધીન થવા તત્પર

નથી થતી તેનું કારણ જુદું છે. જો હું ન્હાસી જાઉં તો એથી એ બિચારાને ફાંસીએ જવું પડે. રાણીનું ભાષણ તેં તમામ સાંભળ્યું હશે, તો તેની આ ધમકી પણ તારા સાંભળવામાં આવી હશે જ!"

વસંતિકા બોલીઃ "તારા કથનનો હેતુ હું સમજી. પણ એ સત્વવર્માનો પ્રાણ બચાવવાનું કાંઈ મારા હાથમાં નથી. એમ બનવું શક્ય પણ નથી."

એ સાંભળીને ઔદાર્યબુદ્ધિ તથા નિરાશાથી પ્રેરિત થયેલી માલતી બોલીઃ "ત્યારે હું તારી સાથે નહિ આવી શકું; મારૂં જે થવાનું હોય તે થવા દે!"

માલતીનું આ નિશ્ચયાત્મક ભાષણ સાંભળીને વસંતિકા ગુંચવાડામાં પડી ગઇ. નિરાશા અને ખેદના યોગે તેની સુંદર મુદ્રા ઉદાસ દેખાવા લાગી તે બોલીઃ "હે પ્રભુ! ત્યારે હવે હું શું કરૂં?"

માલતીએ કિંચિત્ ઉત્સુકતાથી પૂછ્યુંઃ "તું મને આ સંકટમાંથી ક્યા ઉપાયથી મુક્ત કરી શકે તેમ છે?"

પોતાના હાથમાંની રાજમુદ્રિકા દર્શાવીને વસંતિકા બોલીઃ "આ રાજમુદ્રિકાની સહાયથી. આ વીંટી રાણીને આપવાને માટે સત્યસાગર જમાદારે હમણાં જ મને આપી હતી. મેં આ વીંટી વસ્ત્રાગારમાં મૂકી હતી એમ હું કહીશ; અને તું પણ જરૂર પડે તો તને ત્યાંથી મળી હતી એમ કહેજે. એટલે બધું મગતું આવી રહેશે. બહુ તો મેં વીંટી રાણીને આપતાં ભળતે સ્થળે મૂકી દીધી, એટલો બેદરકારીનો મારા ઉપર દોષ આવશે. એથી કદાચ રાણી મને ઠપકો આપશે કે બહુ કરશે તો મને રાજમહેલમાં આવવાની બંધી કરશે. એટલું જ!"

"ત્યારે આ રાજમુદ્રિકાની સહાયથી સત્વવર્માને છોડાવી ન શકે

કાય?" માલતીએ પૂછ્યું.

"એમ કરી શકાય નહિ. મારામાં હિમ્મત નથી." વસંતિકાએ કહ્યું: "કેમકે આ વીંટીનો દેવીની આજ્ઞા સિવાય ઉપયોગ કરવો તે મોટો અપરાધ છે. ચાલ, મારી પાછળ આવ. જો તુરત આવીશ તો મારો કોઇને સંશય આવશે નહિ. તને અહીં પૂરી રાખી છે. એથી તું તારા છૂટકારા માટે પ્રયત્ન કરતી હતી. એટલામાં દૈવયોગે તને આ ચોરદ્વાર મળી આવ્યું; એમ તું કહેજે. પછી તું ત્યાંથી વસ્ત્રાગારમાં ગઈ. ત્યાં આ વીંટી તને મળી આવી, અને એ વીંટીનો ઉપયોગ કેવી રીતે કરવો એ તને માહિત હોવાથી તેં તેની મદદથી તારો છૂટકારો કરી લીધો. એ પ્રમાણે કહેજે. ઇશ્વર ઉપર વિશ્વાસ રાખ અને મારી પાછળ પાછળ આવ. સત્યવર્માનું રક્ષણ કરનાર પરમાત્મા સમર્થ છે!"

વસંતિકાનું આ ભાષણ ચાલતું હતું તે વખતે માલતીના મનમાં જુદો જ વિચાર ઘોળાતો હતો. તેણે પૂછ્યું: "આ વીંટી આપણી પાસે હોય તો આપણે શું શું કરી શકીએ?"

"આ વીંટી બતાવનાર માણસ જે કાંઈ કહે તે પ્રત્યક્ષ રાજાજ્ઞા છે એમ દરેકે માનવું જોઇએ: એવો કરાવ છે." વસંતિકાએ જવાબ આપ્યો.

"શું? આ વીંટી ગમે તેની પાસે હોય તો પણ?" માલતીએ પૂછ્યું.

"હા, ગમે તેની પાસે હોય તો પણ શું થયું!" વસંતિકાએ કહ્યું.

"તો પછી હું સત્યવર્માને શા માટે મુક્ત ન કરૂં?" માલતીએ ઉત્સાહપૂર્ણ સ્વરે પૂછ્યું.

"જો તારામાં પ્રસંગાવધાન અને ધૈર્ય હોય તો કરી શકે." વસંતિકા બોલી.

"એની ચિંતા નથી." માલતીએ કહ્યું: "વારુ, મને તું ક્યાં આવવાનું કહે છે?"

"પણ સંભાળજે, મારો નાશ ન કરીશ!" વસંતિકા સચિંત વદને બોલી.

"હું મારો પ્રાણ આપીશ, પરંતુ તારા એક વાળને પણ ઇજા પહોંચવા નહિ દઉં." માલતીએ ઉત્તર આપ્યો.

વસંતિકાએ પૂછ્યું: "એમ માન કે માર્ગમાં તારી અને રાણીની ભેટંભેટા થઇ ગઇ તો આપણે નક્કી કર્યા મુજબ મારું નામ ન લેતાં તું જવાબ આપીશ?"

"એ બાબત તું જરાય ચિંતા ન કર! બેફિકર રહે—તને હરકત નહિ આવે!" માલતી દૃઢતાપૂર્વક બોલી.

"વારૂ, ત્યારે ચાલ મારી સાથે." વસંતિકાએ ચોરદ્વારમાં પ્રવેશ કર્યો. માલતી અંદર આવ્યા પછી એ દ્વાર તેણે બંધ કરી દીધું. અંધારામાં થોડાક આગળ ગયા પછી એક બીજું ચોરદ્વાર આવ્યું. તે ઉઘાડીને એ બન્ને જણીઓ વસ્ત્રાગારમાં દાખલ થઇ. ત્યાં પૂરતો પ્રકાશ હતો અને મોજશોખના અનેક પદાર્થો વ્યવસ્થિત રીતે ગોઠવીને મૂકયા હતા. ત્યાં એક બાજુએ પડેલા ચોરંગ તરફ આંગળી કરીને વસંતિકા બોલી: "તને આ રાજમુદ્રિકા આ ચોરંગ ઉપરથી મળી આવી છે એમ કહેજે; સમજી કે!"

માલતીએ સ્મિતપૂર્વક 'હા,' કહ્યા પછી બન્ને જણીઓ ત્યાંથી બહાર પડી અને બે ત્રણ પરશાળ ઓળંગ્યા પછી તેઓ ક્રીડાગારમાં આવી પહોંચી. ત્યાં ગયા પછી વસંતિકા બોલી: "હું જરા આ મહેલમાં ફરીને તારે કયે માર્ગે જવું એ જોઇ આવું છું. ત્યાંસુધી તું અહીં જ રહજે. બારણાને અંદરથી સાંકળ વાસી દેજે અને હું

ત્રણુ ટકોરા કરૂં ત્યાં સુધી ઉઘાડીશ નહિ." એમ કહીને વસંતિકા ત્યાંથી ચાલી ગઈ.

તે પુનઃ માત્ર દશ પળની અંદર જ પાછી આવી પહોંચી. પરંતુ એટલો સમય પણુ માલતીને મોટો અસહ્ય થઇ પડયો હતો. ઠરાવ મુજબ વસંતિકાએ ત્રણુ ટકોરા કર્યા એટલે માલતીએ દ્વાર ખોલ્યું. પછી વસંતિકાએ તેને કહ્યું: "હું હવે જે કહું તે બરોબર ધ્યાન આપીને સાંભળી લે. અત્યારે રાણી પોતાની દરબારી સ્ત્રીઓ વગેરેની સાથે ભોજન કરે છે. એટલે માર્ગમાં તેનો ભેટો થવાની ભીતિ નથી. અહીંથી તું આ રસ્તે આગળ જાય, પછી જમણી બાજુએ વળજે. જરીક આગળ જઇશ, એટલે બે સશસ્ત્ર પહેરેગીરો તારી દૃષ્ટિએ પડશે. બિલકુલ સંકોચ ન પામતાં આ વીંટી તેમને બતાવજે, અને રાણીએ સત્યવર્માને ક્ષમા કરી છે એમ તેમને કહેજે. સત્યવર્માને તારી સાથે લઇને તું એ જ માર્ગે આગળ વધજે. આગળ બે દાદર તારી દૃષ્ટિએ પડશે. તેમાંના ડાબી બાજુના દાદરપર થઇને સત્યવર્માએ બાગમાં જવું. ત્યાંથી નદી ઉપર જઈ, હોડી ભાડે કરીને જ્યાં સુરક્ષિત સ્થળ હોય ત્યાં તેણે જવું. જમણી બાજુના દાદરથી તું નીચે ઉતરજે. ત્યાંથી આગળ જઈશ એટલે સત્યસાગર પોતાના હાથ નીચેના સિપાહીઓ સાથે દેવડીપર બેઠેલો તારી નજરે પડશે. ત્યાં પણુ જરીકે અચકાયા સિવાય આ વીંટી તેને બતાવજે. તારો ઘોડાવાળો દેવડી ઉપર બેઠેલો છે. તેને ઘોડો લાવવાનું કહેજે, અને ઘોડા ઉપર બેસીને તેની ચાલે ચાલતી થઈ જજે!"

"સત્યવર્મા અને હું એક જ રસ્તે થઇને જઇએ તો ન ચાલે?" માલતીએ પૂછ્યું.

"એ કામનું નહિ. સત્યસાગર ચાલાક છે. તમને ઉભયને

એકત્ર થઇને જતાં જોવાથી તેના મનમાં સંશય આવવાનો સંભવ છે." વસંતિકાએ કારણ રજુ કર્યું.

"ઠીક છે, બાઈ! તારો આ મારા ઉપર મોટો ઉપકાર થયો છે! પણ તારું નામ શું?" માલતીએ પ્રશ્ન કર્યો.

"મારું નામ વસંતિકા. ઈશ્વર તારું કલ્યાણ કરો, જા હવે!"

માલતી ક્રીડાગારમાંથી બહાર પડી. આગળ ગયા પછી તે જમણી બાજુએ ગઈ. બે પહેરેગીર તેની દૃષ્ટિએ પડયા. તેણે હિમ્મત રાખીને પેલી રાજમુદ્રિકા દર્શાવી અને કહ્યું: "દેવીએ કૃપા કરીને સત્યવર્માને જીવનદાન આપ્યું છે; અને એ આનંદ વર્તમાન તેને જણાવવાનું કાર્ય દેવીએ મને સુપ્રત કર્યું છે. એથી મને પણ ઘણો જ હર્ષ થાય છે!"

વીંટી જોતાં પહેરેગીરે અત્યંત નમ્રતાપૂર્વક માલતીને પ્રણામ કર્યા. તેણે દરવાજો ઉઘાડી દીધો. તે દરવાજામાંથી અંદર જઇને માલતી મોટેથી બોલી: "મહારાજ! દેવીએ આપને ક્ષમા કરી છે, એ વાત જણાવતાં મને ઘણો જ આનંદ થાય છે!"

માલતીને જોતાં જ સત્યવર્માએ તેને પિછાની લીધી. પણ એ ચાણાક્ષ સ્ત્રીએ તેને નેત્રસંકેતથી સાવધ રહેવાની સૂચના કરી દીધી. એ સંકેત સમજી જઇને સત્યવર્મા બોલ્યો: "દેવીનો એ મારા ઉપર મોટો ઉપકાર થયો છે; અને તમે આ આનંદવાર્તા મને જણાવી તે માટે હું તમારો પણ આભાર માનું છું."

"આવો ત્યારે, આપને માટે માર્ગ ખુલ્લો જ છે." માલતીએ કહ્યું.

સત્યવર્મા બહાર આવ્યો અને બોલ્યો: "આ પહેરેગીરોનું કામ વિકટ છે. તેમને પણ ખુશ કરવા જોઈએ." એમ કહીને બન્ને

સિપાઈઓના હાથમાં તેણે બન્ને મ્હોરો મૂક્યા.

એ બન્ને જણાં દાદર સુધી સાથે સાથે આવ્યાં. પછી માલતીએ તેને કહ્યું: "મહારાજ ! આપ અહીંથી જીવ લઈને ન્હાસી જાઓ. રાણીએ આપને ક્ષમા કરી નથી. હું આપને ન્હસાડી મૂકવાને તત્પર બની છું ! અત્યારે વિશેષ વાત કરવાનો સમય નથી. બાગમાં થઈને નદીપર જાઓ, અને ત્યાંથી એકાદી હોડીમાં બેસીને સુરક્ષિત સ્થળે જઈને રહો, જાઓ, ન્હાસો—ન્હાસો !"

"એક જ શબ્દ—મારા ભાઈઓનું શું થયું ?" સત્યવર્માએ પૂછ્યું.

"હું સ્હવારે એ તરફ ગઈ હતી. પણ તે વખતે તમે બતાવેલી ઝુંપડીને તાળું વાસ્યું હતું." માલતીએ જવાબ આપ્યો.

"હવે જતી વખતે હું એમને મળીશ કે નહિ ?" સત્યવર્માએ પુનઃ પૂછ્યું.

"હા, એની તમે ચિંતા ન કરો. પણ હવે રોકાઓ નહિ, ન્હાસો !"

તે બન્ને પોતપોતાને માટે નક્કી કરેલા દાદર ઉપરથી નીચે ઉતર્યાં. માલતી દેવડી ઉપર આવી. સત્યસાગર ત્યાં જ બેઠો હતો. તેણે માલતીને તુરત ઓળખી. તે બોલ્યો: "અહો, માલતીબાઇ ! દેવીની આજ્ઞા સિવાય કોઈને મહેલ બહાર જવા દેવું નહિ એવું દેવીનું સખ્ત ફરમાન છે."

"એ મારા જાણવામાં જ છે." માલતીએ સ્મિતપૂર્વક કહ્યું: "અને એથી જ દેવીએ નિશાની તરીકે મને આ રાજમુદ્રિકા આપી છે !"

વીંટી જોતાં સત્યસાગરે પણ પેલા પહેરેગીરની માફક માલતીને નમીને પ્રણામ કર્યા. ઘોડાવાળો માલતીની વાટ જોતો જ હતો.

માલતી ધીટતાપૂર્વક દેવડીપરથી પોતાના અશ્વપર સ્વાર થઇ અને ગંભીરપણે તેણે પોતાનો માર્ગ લીધો.

: ત્યસાગર મનોગત બોલ્યો: " રાણીએ આ છોકરીને રાજમુદ્રિકા આપીને શા કામે મોકલી હશે ? "

હવે વસંત—મંદિરમાં જઇ લક્ષ્મીધન અને રેણુકાની મુલાકાત લઇને આ બધી વાત તેમને ક્યારે કહું એવું માલતીને થયું હતું. તથાપિ પ્રથમ પંચતીર્થમાં જઇ સત્યવર્માના બન્ને ભાઇઓને આ બધી હકીકત જણાવવાની અગત્ય હોવાથી તેને થોડોક ચકરાવો લેવો પડયો. તેણે પોતાના ઘોડાને એડી મારી અને તેનો સેવક પણ તેનું અનુસરણ કરવા લાગ્યો. લગભગ અર્ધ ઘટિકાની અંદર તે બન્ને એક ઝુંપડી પાસે જઇ પહોંચ્યાં. પરંતુ આ વખતે પણ ઝુંપડીના દ્વારને તાળું હતું. એ જોઇને માલતીને માઠું લાગ્યું. અત્યારનો વખત બારિક હતો. અંદકી પળ સોનાની જતી હતી. પોતે વસંત—મંદિરમાં પહોંચ્યા પછી ગમે તે થાઓ, એવું તે મનમાં બોલતી હતી. તેણે વિચાર કર્યો: " અત્યારે અહીં વાટ જોઇને બેસી રહેવું એ ઠીક નહિ. અહીંથી સીધું વસંત–મંદિર જવું. સાંજે આ જ ઘોડાવાળાની સાથે અહીં ચીઠી મોકલીને બધી હકીકત જણાવવી. "

એવો વિચાર કરીને તે ઝુંપડી પાસેથી પાછી ફરી, અને ચકરાવો ખાઇને રાજમાર્ગપર આવી. રાજમાર્ગ ઉપર થોડીક આગળ વધી એટલામાં ઘોડેસ્વારની એક ટોળી તેની દૃષ્ટિએ પડી. તે ટોળીનો આગેવાન સત્યસાગર છે એમ પિછાની લેતાં તેને વાર લાગી નહિ. તે જ વખતે સત્યસાગરના તીરેના શબ્દો તેના કાનપર પડયા: " ઊભી રહે ! તને દેવીની આજ્ઞા છે કે તું આગળ જઇશ મા ! "

---

# પ્રકરણ ૩૦ મું.

---

## બે ભાઇની બહાદુરી.

સત્યસાગરના આકસ્મિક આગમનથી માલતી અત્યંત ભયવિહ્વલ બની ગઈ. તથાપિ અન્ય ક્ષણે જ પોતાનું મન મજબૂત કરીને તેણે પોતાના સેવકને કહ્યું: "ન્હાસ–ન્હાસ–ન્હાસ !"

તેની સાથેનો સેવક પણ વિશ્વાસુ અને પૂર્ણ ધૈર્યવાન્ હતો. તે બોલ્યો: "આપણી પાછળ આવનાર માત્ર ચાર જણા જ છે. મારી પાસે શસ્ત્ર છે, શરીરમાં શક્તિ છે, અને આ સ્થળ પણ સાંકડું છે. એટલે હું એકલો તેમને અટકાવી રાખું છું. ત્યાં સુધીમાં તમે ઘણે દૂર પહોંચી જશો."

પણ આ વખતે માલતીને માટે ન્હાસી જવાનું બિલકુલ અશક્ય બન્યું હતું. કારણ કે સત્યસાગર પોતાના વેગવાન્ અશ્વને વાયુના જેટલા વેગથી લાવતો હતો; અને તે માલતીની તદ્દન નજીક આવી પહોંચ્યો હતો. સત્યસાગર માલતીના ઘોડાની લગા ને પકડવા જાય છે, ત્યાં તેનો સેવક વચ્ચે આવ્યો અને બોલ્યો: "માલતી બ્હેન ! ન્હાસો–દોડો, હું આને અટકાવી રાખું છું." એમ બોલતાં તેણે પોતાની તલવાર કાઢી, અને તે સત્યસાગર ઉપર પ્રહાર કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો. એથી આત્મરક્ષણને ખાતર સત્યસાગરને પણ પોતાની તલવાર ખેંચવી પડી. એટલે પછી તેને માલતીના ઘોડાની લગામ પકડવાનો વિચાર છોડી દેવો પડ્યો. સત્યસાગર અને માલ-

તીના સેવક વચ્ચે એક-બે હાથ થતા હતા, તે જ વખતે સામેથી બે સ્વાર આવતા માલતીની દૃષ્ટિએ પડયા. તે સાથે જ તેણે બૂમ પાડી: "દોડો-દોડો ! અમારૂં રક્ષણ કરો !"

એ શબ્દો કાને પડતાં પેલા સ્વારોએ પણ વાયુ વેગે પોતાના અશ્વો દોડાવ્યા અને નિમિષાર્ધમાં જ મારામારીના સ્થળે આવી પહોંચ્યા. એક સ્વાર બોલ્યો: "અરે, ધીક્કાર હો તમને ! તમે ચાર જણા આ એક અબળા ઉપર હલ્લો કરો છો ?"

એ સાંભળીને સત્યસાગર બોલ્યો: "તમે ગમે તે હો, પણ તમને હું રાણીના નામથી આજ્ઞા કરૂં છું કે તમે આ બાબતમાં વચ્ચે પડશો નહિ. હું રાણીના અંગરક્ષક સૈન્યમાં જમાદાર છું."

"તું જમાદાર હો કે સેનાપતિ હો, મને તારી બિલકુલ પરવા નથી." એક સ્વાર બોલ્યો. તેણે માલતી તરફ ફરીને પૂછ્યું: "બાઇ ! તમે શું કહો છો ?"

"મહારાજ આપ અમારૂં રક્ષણ કરો !" માલતીએ પ્રાર્થના કરી.

સ્વાર બોલ્યો: "બસ, બસ ! આ સ્ત્રી આપણી શરણે આવી છે. અર્થાત્ તેનું રક્ષણ આપણે કરવું જ જોઇએ !" એ શબ્દો તેના મુખમાંથી બહાર પડયા તે પહેલાં જ તેની તલવાર મ્યાનમાંથી બહાર આવી અને સત્યસાગરની તલવાર સાથે સ્પર્ધા કરવા લાગી. હવે આ ન્હાનાશા યુદ્ધને રંગ આવ્યો. ચાર વિરૂદ્ધ ત્રણ એ પ્રમાણે ઝપાઝપી શરૂ થઈ. નવા સ્વારોમાંથી એકે સત્યસાગરને રોકયો, એ જોઇને માલતીના સેવકે સત્યસાગરના તાબાના એક સૈનિક ઉપર હલ્લો કર્યો. ત્રીજા સ્વારે બાકીના બે સૈનિકો સાથે બાથ ભીડી. માલતીના ચાલાક સેવકે ચપળતા દર્શાવીને સત્યસાગરના એક સૈ-

નિકને જખમી કર્યો અને તે નવીન સ્વારની મદદે ગયો. આ મારા-મારીનું પરિણામ શું આવે છે તે માલતી ઉત્કંઠાપૂર્વક જોતી હતી. અત્યારે તે ધારે તો ન્હાસી જવાને માટે માર્ગ ખૂલ્લો હતો. પરંતુ તે ન્હાસી ગઇ નહિ. તેનું કારણ એ કે પોતાના સેવકને સંકટમાં છોડીને જવાનું તેને યોગ્ય લાગ્યું નહિ. બીજું કારણ એ કે પોતાના પક્ષના યોદ્ધાને વિજય મળશે એવી તેના મનની ખાત્રી હતી; અને ત્રીજું કારણ એ કે આ નવીન સ્વારોના ચ્હેરા તેને પરિચિત ભાસતા હતા. એટલે તે સ્વસ્થપણે આ યુદ્ધ નિહાળતી હતી. યુદ્ધનો અંત અલ્પ સમયમાં જ આવી ગયો. સત્યસાગરના ઘોડાને ઠોકર લાગવાથી તે લથડી ગયો અને ઘોડાપરથી નીચે પડી ગયો. બીજી જ ક્ષણે નવીન યોદ્ધો પોતાના ઘોડાપરથી કૂદીને નીચે આવ્યો અને તેણે સત્યસાગરની છાતી ઉપર ગોઠણ મૂકીને તેના હાથમાંથી તલવાર લઇ લીધી તથા પૂછ્યું: "કેમ, શરણ આવે છે કે નહિ?"

સત્યસાગર ઉદ્વેગપૂર્ણ સ્વરે બોલ્યો: "હવે એ સિવાય ગત્યંતર જ નથી. આ મારા અશ્વે મને બરોબર સમયે દગો દીધો!"

પેલો સ્વાર બોલ્યો: "અહો, જમાદાર! લડતાં ઘોડા નઠારો થતાં પરાભવ થાય તો એ કબૂલ કરવો જ પડે છે."

સત્યસાગરે પોતાના અનુયાયી તરફ જોયું તો બે જણા જમીન-પર પડ્યા હતા અને ત્રીજો પોતાની તલવાર પ્રતિપક્ષીને સ્વાધીન કરતો હતો. એ જોઇને સત્યસાગર બોલ્યો: "અમારો પૂર્ણ પરાભવ થયો છે, એ હું કબૂલ કરૂં છું." તે બેઠો થઇને માલતીને ઉદ્દેશીને કહેવા લાગ્યો: "રાણીસાહેબ આનું વેર લીધા સિવાય નહિ રહે. કૃપા કરીને પેલું તિલેસમ-રાજમુદ્રિકા મારે સ્વાધીન કરી દ્યો. નહિ તો રાણીસાહેબનો ગુસ્સો દ્વિગુણિત થશે."

પરંતુ પેલા બે સ્વારમાંના એકે માલતી પાસે જઇને તેને કહ્યું: "અહો, બાઈ! આ માણસ જે જાદુઈ વીંટીનું કહે છે, તે પાછી આપવાની તમારી ઈચ્છા ન હોય તો આપશો નહિ. એ વીંટી પ્રાણ-રક્ષણને માટે ઉપયોગી થઇ પડશે."

તે બોલી: "મહારાજ! આપ ગમે તે હો, પણ મારા રક્ષણ-કર્તા છો. તે માટે આપ જેમ કહો તેમ મારે કરવું જ જોઇએ." પછી તે સત્યસાગર તરફ ફરીને બોલી: "અહો, સત્યસાગર! તમે મારી નમ્રતાપૂર્વક એટલી વિનાત દેવીને જણાવજો કે યોગ્ય સમય આવતાં જ વિશ્વાસુ મનુષ્યના સાથે આ વીંટી હું પાછી મોકલી આપીશ."

સત્યસાગરે કહ્યું: "બાઈ! હું અત્યારે હતવીર્ય થયેલો હોવાથી મારે વિશેષ બોલવાનું કારણ નથી. તોપણ હું તમને એટલી સૂચના કરું છું કે તમે મારા સેવકોની આ સ્થિતિ કરવામાં કારણભૂત થયાં છો અને વીંટી આપવાની ના પાડો છો. એથી તમે તમારા જીવ ઉપર મોટું જોખમ વ્હોરી લ્યો છો!"

માલતીએ કહ્યું: "તમારા આ શૂરા સૈનિકોને મારે ખાતર દુઃખ સહન કરવું પડયું છે. માટે તેમના જખમ તરફ લક્ષ આપવું એ મારું કર્તવ્ય છે."

એમ કહીને માલતી ઘોડા ઉપરથી નીચે ઉતરી. તેણે જખમી સૈનિકોના જખમ તપાસવાનો પ્રારંભ કર્યો. બેમાંથી એક સૈનિક સા-વધ થઈ ગયો હતો, ત્યારે બીજો તો હજી પણ મૂર્છિત અવસ્થામાં હતો. એ પ્રસંગે બની શકે તેટલો પ્રયત્ન કરીને માલતીએ તેને સા-વધ કર્યો; અને પોતાના શરીરપરનું વસ્ત્ર ફાડીને તેણે એ બન્નેના જખમ બાંધ્યા. એટલું સારું હતું કે જખમ બહુ ઊંડા નહતા. તેમના

જખમ બાંધવાથી ઘોડાપર બેસવા જેટલી શક્તિ તેમના શરીરમાં આવી. સત્યસાગર સ્વભાવે મોટો ઉદાર હતો. માલતીએ દર્શાવેલી આ પરોપકારબુદ્ધિથી તેણે માનપૂર્વક માલતીનો આભાર માન્યો.

એ પછી જેણે સત્યસાગરને ચિત્ત કર્યો હતો તે યોદ્ધો બોલ્યોઃ "અહો, સત્યસાગર! તમે શૂર છો; અને ખરો શૂર પુરુષ કદી પણ વચન ભંગ કરતો નથી. એટલે જો તમે પુનઃ અમારા પર ઉલટી ન પડવાનું અને અમારી પાછળ ન પડવાનું વચન આપો તો હું આ તમારી તલવાર તમને પાછી આપવાને તૈયાર છું."

સત્યસાગરે કહ્યું: "આપનું આ વર્ત્તન પણ શૂર પુરુષને યોગ્ય છે. એ માટે હું તમને વચન આપું છું કે હું પુનઃ રાણીનાં દર્શન કરીને તેમના કાનપર આ બધી હકીકત નાખું ત્યાંસુધી હું તમારી પાછળ પડીશ નહિ. એટલું જ નહિ પણ આ વખતે સો માણસો મારી મદદે આવતા મારી દૃષ્ટિએ પડશે તોપણ હું તમારી ઉપર ઉલટી પડીશ નહિ."

"ખરેખર, આપનું ભાષણ આપના શૌર્યને છાજે તેવું છે!" પેલો યોદ્ધો બોલ્યો. તેણે સત્યસાગરને તેની તલવાર સ્વાધીન કરી. તલવાર હાથમાં આવતાં જ સત્યસાગર માલતી અને બીજા ત્રણે યોદ્ધાને મિત્રત્વપૂર્વક નમન કરીને પોતાના અનુયાયીઓ સાથે ત્યાંથી ચાલ્યો ગયો. ક્ષણાર્ધમાં જ તે દૃષ્ટિમર્યાદાથી દૂર નિકળી ગયો.

માલતી રાજપ્રાસાદમાંથી બહાર પડયા પછી વધુ સમય થયો નહિ હોય, એટલામાં જ તે ન્હાસી ગયાનું રાણીના જાણવામાં આવ્યું હતું. વિશેષ તપાસ કરતાં સત્યવર્મા પણ પલાયન થઈ ગયાનું તેના લક્ષમાં આવ્યું. રાણીએ ત્વરા કરીને સત્યસાગરને માલતીની પાછળ પડવાનું

સૂચવ્યું અને બીજી એક ટુકડીને સત્યવર્માની શોધ માટે મોકલી આપી. માલતીને પંચતીર્થ જવું પડયું હતું. તેથી કેટલોક સમય વીતી જવાને લીધે સત્યસાગર તેને માર્ગમાં જ ભેટી ગયો હતો. માલતી કેવી રીતે ન્હાસી ગઇ હશે, એ બાબતમાં રાણી વિચાર કરવા લાગી. તો વસંતિકાએ જેવો તર્ક કર્યો હતો એવી જ રાણીએ પણ કલ્પના કરી. ચોરદ્વાર અકસ્માત મળ્યું હશે એવું રાણીના મનમાં આવ્યું; અને વસંતિકાએ રાજમુદ્રિકા વસ્ત્રાગારમાં ચોરંગ ઉપર મૂકી હતી, તે માટે રાણીએ તેને યોગ્ય ઠપકો પણ આપ્યો. આ બનાવથી રાણી અત્યંત ઉદ્વિગ્ન બની ગઇ હતી. એટલે તે કશો પણ ઉદ્યોગ નહિ કરતાં અંતર્ગૃહમાં જઇને એકાન્તમાં બેસી રહી હતી.

સત્યસાગર પોતાના અનુયાયીઓ સાથે ચાલ્યો ગયો ત્યારપછી માલતીએ બરોબર વખતે આવીને પોતાનો બચાવ કરનારા પેલા બે નવીન્ સ્વારનો અંતઃકરણપૂર્વક આભાર માન્યો; અને પોતાના સેવકને પણ તેણે શાહબાસી આપી.

પેલા બે સ્વારમાંથી એક જે ઉંમરમાં મોટો હતો તે બોલ્યોઃ બાઇ! હવે તું શું કરવા ઇચ્છે છે? ક્યાં જવા માગે છે? તારે જ્યાં જવું હોય ત્યાં સુધી અમે તને પહોંચાડવાને આવીશું."

માલતી એ યોદ્ધા તરફ લક્ષપૂર્વક જોતી બોલીઃ "ગમે તેમ થાય તો પણ મારે એક વખત વસંત–મંદિરમાં તો જવું જ જોઇએ."

એ બન્ને જણાને આશ્ચર્ય થયું. તેમણે એકી સાથે પૂછ્યુંઃ "ક્યાં? વસંત–મંદિરમાં?"

"હા, હું વસંત મંદિરમાં જ રહું છું." તે બોલીઃ "વારૂ પણ મારા મનમાં એક શંકા આવી છે. મહારાજ! પંચતીર્થના

પવિત્ર સ્થળથી ઉત્તરે પચાસ કદમ દૂર જે ઝુંપડી છે એ તમારા જાણવામાં છે કે નહિ ?

" બાઇ ! તેં અમને ઓળખ્યા હોય એમ લાગે છે." મોટા સ્વારે ઉત્તર આપ્યો: " તો કહે, સત્યવર્માની શી હકીકત છે ? તે ગઈ કાલે સ્હાંજે, વસંત-મંદિરમાં જાઉં છું એવું અમને કહીને ગયો છે. ત્યારપછી અત્યારસુધી તેનો મેળાપ થયો નથી. તે વસંત-મંદિરમાં શામાટે ગયો હતો એ વાત તેણે અમને જણાવી ન હતી."

" તે કાલે સરકારના હાથમાં સપડાયો હતો." માલતીએ જવાબ આપ્યો: " પણ અત્યારે તે મુક્ત થઇ ચૂકયો છે."

એ સાંભળીને એ બન્ને બંધુને ઘણો જ આનંદ થયો. માલતીનું રક્ષણ કરનાર આ યોદ્ધાઓ સત્યવર્માના બન્ને ભાઇ હતા. ગઈ કાલે સંધ્યાકાળે બાગમાં સત્યવર્માને પકડયો ત્યારપછીથી તેની મુક્તતા સુધીની તમામ હકીકત માલતીએ ઇત્થંભૂત નિવેદન કરી. એ સાંભળીને માલતીની સહાસિકતાથી આ બન્ને ભાઇઓને અત્યંત આશ્ચર્ય થયું; અને તેણે જ પોતાના બંધુનો પ્રાણ બચાવ્યો છે, એમ કહીને તેનો આભાર માન્યો.

માલતીએ પણ અણીને સમયે આવીને પોતાનું રક્ષણ કરવા માટે એ બન્ને યોદ્ધાનો પુનઃ આભાર માન્યો; અને જલ્દી વસંત-મંદિરમાં જઇને આ બધી હકીકત જણાવવાની ઇચ્છા તેણે વ્યક્ત કરી. એટલે એ બે બંધુમાં વડીલ-શ્રીપતરાય બોલ્યો: " બાઇ ! ચાલો ત્યારે-વસંત-મંદિર સુધી અમે તમને પહોંચાડવાને આવીએ છીએ. માર્ગમાં આપણે બધી હકીકતનો ખુલાસો કરી શકીશું."

તેઓ રસ્તામાં ચાલવા લાગ્યાં એટલે શ્રીપતરાયે કહ્યું: " અમારા નીચ કાકાએ કામસેનને કેવો વિશ્વાસઘાત કર્યો હતો એ સત્યવર્માએ

તેમને જણાવ્યું છે."

વિશ્વદત્ત—ન્હાનો ભાઇ બોલ્યો: "પરંતુ સત્યવર્મા વસંત-મંદિરમાં શામાટે ગયો હતો એ વાત તેણે કહી ન હતી."

"એ કામસેનને લગતી ગુપ્ત વાર્ત્તા હોવાથી તેણે આપને કહી નહિ હોય." માલતી બોલી: "પરંતુ હવે તે પ્રકટ થયેલી હોવાથી હું તમને જણાવીશ." એટલું કહીને માલતીએ સંધ્યાકાળથી જે જે હકીકત બની હતી તે તમામ આ ઉભયને જણાવી. ઇન્દિરાવતિને મિત્રગુપ્ત દઇ ગયો હતો તે હકીકત પણ તેણે આ બેજણાથી છુપાવી નહિ. તે સાથે મણિપુર ખાતે કામસેનને દેહાન્ત શિક્ષા કરવાનું રાણી તરફથી જે ફરમાન ગયું હતું તેનાથી પણ તેણે તેમને માહિતગાર કર્યા.

એ સર્વ વર્ત્તમાન સાંભળીને શ્રીપતરાય બોલ્યો: "વિશ્વદત્ત! હવે આપણે આગળ શું કરવું છે એનો વિશેષ વિચાર કરવાની જરૂર નથી. ગમે તેમ પણ કામસેન આપણી ફઇનો દીકરો—આપણો ભાઇ છે! માટે તેની મુક્તતાના સારૂ આપણે પ્રયત્ન કરવો જોઇએ. તેની સાથે આપણો પ્રત્યક્ષ પરિચય નથી તેથી તેની ઉપેક્ષા કરી શકાય નહિ."

વિશ્વદત્ત બોલ્યો; "મને પણ એમ જ લાગે છે. આપણો આ ઉદ્યોગ સત્યવર્માને પણ અવશ્ય પસંદ પડશે. વળી હવે આપણે વિલાસપુરની આસપાસ રહેવું એ પણ જોખમનું કામ છે. આપણે કોઇ સ્થળે જવું જોઇએ. તો પછી આપણે આ કામ ઉપર જ શા માટે ન જવું? સત્યવર્માનો સંદેશો આપણને મળી ચૂક્યો છે. એટલે હવે તે કાંઇ આપણી શોધ અહીં આ ઝુંપડામાં નહિ કરે."

શ્રીપતરાય બોલ્યો: "બાઈ ! ત્યારે તું આ વીંટી અમને આપ. વચ્ચે મેં જ્યારે તને એ વીંટી પાછી આપીશ નહિ એમ કહ્યું હતું ત્યારે જ એ રાજમુદ્રિકા મોટી ઉપયોગી થઇ શકશે એવી અસ્પષ્ટ કલ્પના મારા મનમાં આવી હતી."

માલતી અત્યંત ઉલ્હાસપૂર્વક બોલી: "લ્યો આ વીંટી. ઇશ્વર આ શુભ કૃત્યમાં તમને યશ આપો."

આ બે ભાઇઓનો આપણને આપણા કથાનકમાં હવે અવારનવાર પરિચય થવાનો હોવાથી અત્ર તેમના સંબંધમાં સ્હેજ લખવામાં આવે તો તે અપ્રાસંગિક ગણાશે નહિ. આ બે નહિ પણ ત્રણ ભાઈ હતા. તેમાં સત્યવર્મા સહુથી મોટો, શ્રીપત વચેટ અને વિશ્વદત્ત ન્હાનો હતો. પોતે પરસ્પર ભાઇ છે એવું બહાર લોકદૃષ્ટિએ ન આવે એટલા માટે તેઓ બંધુના સગપણથી નહિ પણ મિત્ર તરીકે આલાચાર રાખતા હતા. એ ત્રણે દેખાવમાં સુરેખ હતા. તેમની ઉમરમાં માત્ર બબે વર્ષનો અંતર હતો. તેઓ પોતાનું બંધુત્વ છૂપાવવાનો પ્રયત્ન કરતા હતા, તદપિ કેટલીક વાર બંધુઓમાં જે એક પ્રકારનું કુદરતી સામ્ય દેખાય છે તે તેમનામાં ન હતું એમ નહિ; અને એ કારણથી જ આ લોકો સત્યવર્માના ભાઇ છે એમ માલતી સમજી શકી હતી. તેઓ વિલાસપુર રાજ્યમાં આવ્યા પછી પંચતીર્થ પાસે રહેતા હતા. પોતાના કાકા પ્રદ્યુમ્નરાય પાસે મદદ માગવાને માટે સત્યવર્મા જ્યારે ગયો હતો ત્યારે તેણે આ ભાઇઓને આ જ ઝુંપડામાં રહેવાનું સૂચવ્યું હતું. કારણ કે કદાચ કાંઇક અકસ્માત બને તો પોતે જેની સાથે સંદેશો મોકલે તે એ જ સ્થળે પહોંચાડી શકે.

વસંત–મંદિર દેખાવા લાગ્યું. હવે માલતી એકલી જાય તો

પણ વાંધા જેવું નહતું એટલે આ બે ભાઇઓએ તેની રજા લીધી. તેઓ મણિપુર જવાને માટે નિકળ્યા. તે દૃષ્ટિમર્યાદાની પેલી તરફ ગયા ત્યાં સુધી માલતી તેમના તરફ જોયા કરતી હતી. તેઓ અ-દૃશ્ય થયા એટલે તે પોતાના શૂર સેવકની સાથે વસંત–મંદિરમાં જઈ પહોંચી.

ઇન્દિરાવતીની શોધ કરવાને માટે લક્ષ્મીધન વિલાસપુર ગયો હતો તે હજી સુધી પાછો આવ્યો ન હતો. રેણુકા માલતીની આ-તુરતાપૂર્વક રાહ જોઇ રહી હતી. માલતી મંદિરમાં જઇને રેણુકાને કંઠે બાઝી પડી અને મુક્તકંઠે રૂદન કરવા લાગી. નેત્રોમાંથી થોડું પાણી વહી ગયા પછી તેનું મન કિંચિત્ શાંત થયું. તેણે રાજમહે-લમાં બનેલી તમામ હકીકત રેણુકાને નિવેદન કરી. પછી તે બોલીઃ " મોટીબ્હેન ! હું હવે શું કરૂં ? કોઈ સ્થળે ન્હાસી જઉં ? રાણી મને ક્યારે પકડશે, અને પેલા સૂર્યદત્ત સાથે ક્યારે મારૂં લગ્ન કરી નાખશે એ નક્કી નથી, મને ઘણો જ ભય લાગે છે."

આ સર્વ હકીકત સાંભળીને રેણુકા કેટલોક સમય શાંત રહી. ત્યારપછી વિલક્ષણ મુદ્રા કરીને તે બોલીઃ " હવે સ્વસ્થ રહેવામાં અર્થ નથી. મારે પોતે જ રાણી પાસે જવું જોઇએ. છોડી ! પેલું પદક ક્યાં છે ? "

" લ્યો આ ! " માલતીએ પદક આપતાં કહ્યુંઃ " પણ, મોટી-બ્હેન ! મને કહો, તમે મારે લગતી જે ગુપ્ત વાર્તા છે તે હજી પણ મને નહિ કહો ? મને રાણીની અત્યંત ભીતિ લાગે છે. મારા સં-બંધમાં પુષ્કળ ગુપ્ત વાર્ત્તા તેના જાણવામાં છે એવી મારી કલ્પના છે."

" છોડી ! હું તને કશું પણ કહીશ નહિ." રેણુકા બોલીઃ

"પહેલાં એ રાણીની ભેટ લેવા દે. વારૂ, જો કોઈ તને પકડવાને આવે તો પેલી ગુપ્ત કોટડીમાં-અગાઉ જે કોટડીમાં ચોર પેઠા હતા તેમાં-તું છૂપાઈ રહેજે. અજાણ્યા માણસને તે જગ્યાનો પત્તો કદી પણ લાગવાનો નથી." એટલું કહીને રેણુકાએ એ કોટડી ઉઘાડવાની કળા તેને બતાવી. તે પોતાની શાલ શરીરપર નાખી, નોકર પાસે રથ જોડાવી, રથમાં બેસીને રાજમહેલ તરફ જવાને નિકળી.

મોટીબ્હેન ગયા પછી થોડી વારે ઘોડાના ડાબલાનો અવાજ માલતીના કાન ઉપર આવ્યો અને રાણીના સિપાઈઓ પોતાને પકડવાને આવ્યા છે એમ માનીને તે પેલી ગુપ્ત કોટડીમાં જઈને છૂપાઈ રહી.

— —

## પ્રકરણ ૩૧ મું.

---

### વેષાંતર.

હવે આપણે પુનઃ રાજમહેલમાં જઈને સત્યવર્માના પલાયનના સમાચાર શા છે તે જોઈએ. માલતીએ તેને કરેલી સૂચના મુજબ તે નદી સુધી સુખરૂપ જઈ પહોંચ્યો હતો. આ સ્થળે પુષ્કળ હોડીઓ હમેશાં તૈયાર રહેતી હતી. તેમાંની એક હોડીમાં બેસીને તેણે હોડીવાળાને હોડી ચલાવવાનો હુકમ કર્યો. હોડી ઉપર બે જ ખલાસી હતા. તેમણે તત્કાળ હોડીની દોરી છોડી,

અને હોડીને નદીના મધ્યભાગમાં લઇને પૂછયું: "સરદાર સાહેબ! હોડી ક્યાં લઇ જવાની છે?"

પોતાને આવી રીતે સંબોધવાથી સત્યવર્મા ચમકયો અને તે ખલાસીઓ તરફ જોવા લાગ્યો. અત્યારે તે બન્ને જણા હલેસાં મારવાની ધાંધલમાં હતા. સત્યવર્માને તેમના ચ્હેરા પરિચિત લાગ્યા. કારણ કે કર્મધર્મ સંયોગે તે જે હોડીમાં સત્યસાગરની સાથે બંદિશાળાએથી અહીં આવ્યો હતો, તે જ હોડી અત્યારે સહુની આગળ હોવાથી તે તેમાં જ બેઠો હતો! પોતે ચમકયો છે કિંવા ગભરાયો છે એવું જો આ ખલાસીઓના જાણવામાં આવશે તો થોટાળો થશે, એમ ધારીને તેણે પોતાની મુદ્રાને તદ્દન શાંત બનાવી અને ગંભીરપણે નદીના મુખ તરફ આંગળી કરીને તે બોલ્યો: "આ બાજુએ સીધી ચલાવ. મારે જે સ્થળે ઉતરવાનું છે તે સ્થળ દેખાશે એટલે હું તને કહીશ."

સત્યવર્માએ કહેલી દિશા તરફ હોડી હંકારી. હોડી હલકી હતી અને નદીના પ્રવાહનું જોર પણ તેમને અનુકુળ હતું. એટલે થોડા સમયમાં જ હોડી ઘણે દૂર નિકળી ગઈ. પાછળ ધક્કાપર શું ચાલી રહ્યું છે તે જોવાની સત્યવર્માની ખાસ ઇચ્છા હતી. પરંતુ અવારનવાર મુખ પાછળ ફેરવવાથી શંકા આવશે એમ ધારીને તે પોતાની પીઠ હોડી જે દિશા તરફ જતી હતી તે દિશાએ રાખી ધક્કા તરફ મુખ રાખીને બેઠો. પાછળ બેઠેલા ખલાસીનું મુખ હોડીના સુકાન તરફ હોવાથી પાછળ શું થાય છે એ સહજજ તેની દ્દષ્ટિએ પડતું હતું. તે ખલાસીએ ધક્કા તરફ જોઇને કહ્યું: "ધક્કાપર આટલી બધી ગરદી શાની!"

સત્યવર્માએ એ બાજુએ નજર કરી. બંદર ઉપરના લોકો હોડી

ઉપર બેસતા હતા અને કેટલીક હોડીઓ ખાલી પણ થઈ ગઈ હતી. એ લોકોના પોશાક અને હથિયારપરથી તેઓ રાજમહેલના પહેરેગીરો હશે એમ સમજી શકાતું હતું. અર્થાત્ ખરો પ્રકાર સમજી જઈને તેણે હોડીવાળાને કહ્યું: "જૂઓ, મારૂં રક્ષણ કરશો તો આ મહોરની થેલી તમારી છે!"

હોડીવાળો બોલ્યો: "મને પ્રથમથી જ સંશય આવ્યો હતો, પણ હવે એમ બોલવાથી શો અર્થ? થયું તે થયું. હવે મારૂં કહ્યું માનો તો તમે હોડીમાં આડા થઈને સૂઈ જાઓ."

સત્યવર્મા હોડીમાં આડો સૂઈ ગયો. ત્યાં એક કપડાનું પોટકું તેના દૃષ્ટિએ પડ્યું. તે હાથ વડે દબાવતાં સત્યવર્માએ પૂછ્યું: "આ પોટકામાં શું છે?"

"એ મારાં કપડાં છે." હોડીવાળાએ કહ્યું: "આવતી કાલે વિલાસપુરમાં અમારા એક સંબંધીને ત્યાં લગ્ન છે. તેમાં જતી વખતે પહેરવાને આ કપડાં હું સાથે લાવ્યો હતો. કેમકે આજે સ્હાંજે હું મારે ઘેર પાછો ફરી શકું તેમ નથી."

સત્યવર્માએ એ પોટકું છોડીને તે માંહેનાં કપડાં તરફ નજર કરતાં કહ્યું: "આ કપડાં મારા પ્રાણનું રક્ષણ કરશે!"

"સરદાર સાહેબ! આપના આ કૃત્યથી અમારા પ્રાણ આપ જોખમમાં નાખો છો." હોડીવાળો બોલ્યો.

સત્યવર્માએ પોતાની પાસેની દ્રવ્યની થેલી હાથમાં લીધી અને કહ્યું: "આ થેલીમાં ઓછામાં ઓછી સો મહોરો છે. તમે મને જે મદદ કરો તેનો આ પૂરતો બદલો છે એમ હું કહેતો નથી, તોપણ અત્યારે તો એ તમે રાખો." એમ કહીને તેણે એ નાવિકનાં કપડાં ધારણ કર્યાં. તેણે પઝાં પઝા જ પોતાનો પોશાક કાઢી નાખીને આ

પોશાક ધારણ કર્યો હતો. પછી તેણે પૂછ્યું: "કેમ, પાછળની ધાંધલ કેવી છે?"

"ચોતરફ હોડીઓ છૂટી છે, અને એક હોડી લગભગ આ-પણી પાસે આવી પહોંચી છે." હોડીવાળાએ કહ્યું.

"તો પછી જોર કરો!" સત્યવર્મા બોલ્યો: "તમે એ હોડીને પાછળ રાખી શકશો કે નહિ?"

"અમે ગમે તેટલું જોર કરીએ તો પણ એ હોડીની દૃષ્ટિમ-ર્યાદાની બહાર જઇ શકીએ તેમ નથી." હોડીવાળાએ જવાબ આપ્યો.

"મેં પોશાક તો બદલાવી નાખ્યો છે." સત્યવર્મા બોલ્યો: "પણ પેલી હોડી હવે કેમ ક્યાંય દેખાતી નથી? હા, વચ્ચે આ વહાણ આવ્યું હોય એમ દેખાય છે. ઠીક છે, આ સંધિ સારી છે." એમ કહીને તેણે પોતાના કાપડનું એક પોટકું બાંધી, તેમાં હોડીમાં લંગર કરવાને મૂકેલો પત્થર વીંટાળીને એ પોટકું ખાડીમાં ફેંકી દીધું. તે પછી તે ઉંચું મસ્તક કરીને ચોતરફ જોવા લાગ્યો. એ વખતે વહાણની પાછળ આવી ગયેલી હોડી તેને દેખાવા લાગી. એ હોડીમાં બે ખલાસી અને ત્રણ સૈનિકો મળી પાંચ માણસો હતા. એથી હો-ડીનું વજન વધ્યું હતું. પરંતુ પેલા સૈનિકો સુદ્ધાંત હલેસાં મારતા હોવાથી તેઓ ધીમે ધીમે બે હોડીઓ વચ્ચેના અંતરને ઓછું કરતા જતા હતા. સત્યવર્માએ એક વખત ખાડીમાં ચોતરફ નજર ફેરવી. તો ખાડીના એક કાંઠે એક વહાણે લંગર કર્યું હતું. એ વહાણ તરફ આંગળી કરીને તેણે હોડીને એ બાજુએ લેવાની સૂચના કરી. હોડી-વાળાએ જોર કરી, હોડીને વાળીને વહાણની પાછળ લીધી. ત્યાં હોડીને કિનારા પાસે લઇ જઇને સત્યવર્મા નીચે ઉતર્યો અને પેલી મહોરોની થેલી હોડીવાળાને આપતાં તેણે કહ્યું: "તમે હવે આ વ-

હ.ણુને ફેરો ખાઇને બેધડક તમારી હોડી પાછી લઇ જાઓ. તમને જો પેલા સિપાહીઓ પૂછે તો તમે જરી પણ નહિ અચકાતાં એમ જણાવજો કે તમારા એક ભાઇબંધને પહોંચાડવાને તમે ગયા હતા." એટલું કહીને તે ત્યાંથી ચાલતો થઈ ગયો.

સત્યવર્માના કહેવા મુજબ હોડીવાળાએ હોડીને વહાણની ફરતો ચકરાવો ખાઇને પાછી ફેરવી. થોડી વારમાં જ પેલી પાછળ આવનારી હોડીની સમીપમાં તેઓ જઈ પહોંચ્યા. તે હોડીમાંના એક સિપાહીએ આ ખલાસીઓને કડક સ્વરે પ્રશ્ન કર્યો: "અરે, એ હોડીવાળા! તારી હોડીમાં હમણાં ત્રીજો માણસ હતો એ ક્યાં ગયો?"

"એ મારો ભાઈ જ હતો. તેને પોતાનું લગ્ન કરવું છે એટલે વિલાસપુરમાં મારવાડીને ત્યાં પૈસા લેવાને ગયો છે." હોડીવાળાએ જવાબ આપ્યો.

એ રીતે બિલકુલ સંકોચ વિના સરલપણે આપેલા જવાબથી સિપાહીઓના મનનું સમાધાન થઈ ગયું અને તેમણે પણ પોતાની હોડી પાછી ફેરવી, અને પોતાના માંહેની એકાદી બીજી ટોળીને સત્યવર્માનો પત્તો લાગ્યો છે કે નહિ તે જાણવાને તેઓ પાછા જવા લાગ્યા.

સત્યવર્મા હોડીમાંથી ઉતરીને ક્યાં જવું એ વિચારમાં પડી ગયો. તેને એમ થયું કે જો એકાદો ઘોડો મળી જાય તો સારૂં! પણ અહીં ઘોડો ક્યાંથી મળે? અર્થાત્ પગપાળો જ જવાનો તેણે વિચાર કર્યો. પોતે પંચતીર્થની આસપાસ કોઇ સ્થળે છે એમ તેને લાગતું હતું. એટલે તેણે પોતે કયે સ્થળે છે એ બાબતની પૂછપાછ કરી તો પોતાનો તર્ક સાચો ઠર્યો. તે પોતાની ઝુંપડીથી બહુ દૂર ન હતો. એટલે તેણે ઝુંપડીમાં જઇને ત્યાં પોતાના ભાઇઓ હોય તો તેમની મુલાકાત લેવાનો વિચાર રાખ્યો. થોડી વારમાં જ તે ઝુંપડી

પાસે આવી પહોંચ્યો. દ્વાર બંધ હતું અને તાળું વાસેલું હતું. કુંચી એક ગુપ્ત સ્થળે રાખવામાં આવતી હતી. એ ગુપ્ત સ્થળ તેના જાણુવામાં હતું. તેણે કુંચી લઇને દ્વાર ખોલ્યું; તો સ્હવારથી કોઇ ત્યાં આવ્યું હોય એવું ચિહ્ન તેની દૃષ્ટિએ પડયું નહિ. તેણે પુનઃ ઝુંપડાનું દ્વાર બંધ કરી દીધું, અને તે જ્યાં ઘોડા બાંધવામાં આવતા હતા તે જગ્યાએ ગયો. આ ઠેકાણે તેને માત્ર તેનો પોતાનો અશ્વ જ દેખાયો. આગલે દિવસે સાયંકાળે સત્યવર્માએ પોતાનો અશ્વ સોપારી બાગમાં ઊભો રાખ્યો હતો. એ ઇમાની જાનવર ત્યાં કેટલોક સમય ઊભું રહીને કંટાળ્યું એટલે રોજની જગ્યાએ આવીને ખડું થઇ ગયું હતું. પોતાનો ઘોડો આ સમયે મળી જવાથી તેને અત્યાનંદ થયો. તે ઘોડા પર સ્વાર થયો અને ઝુંપડી પાસેથી નિકળીને ધોરી રસ્તા- પર આવ્યો. રસ્તામાં એક ભરવાડનો છોકરો ઢોરાં ચરાવતો હતો. તેની પાસે જઇને તપાસ કરવાના વિચારથી સત્યવર્માએ ઘોડાને એ છોકરો ઊભો હતો એ તરફ લઈ જઇને તેની નજીકમાં ઊભો રાખ્યો. તેણે પેલા છોકરાને પૂછ્યું: " છોકરા ! તું અહીં ક્યારનો છે ? "

"હું સ્હવારનો અહીં જ છું." છોકરાએ જવાબ આપ્યો.

'તેં ઉંચા, ગોરા અને મધ્યમ બાંધાના બે ઘોડેસ્વારોને પેલી ઝુંપડી તરફ જતા કે તેમાંથી નિકળતા જોયા હતા ?" સત્યવર્માએ પૂછ્યું.

" તમે કહો છો તેવા બે સ્વારો હમણાં જ અહીં લડતા હતા." છોકરાએ કહ્યું.

" લડતા હતા ! " સત્યવર્માએ આશ્ચર્યસહ પૂછ્યું: "કોની સાથે ?"

" એ બધું કહું છું ! " છોકરો બોલ્યો: " હું પેલી ઝાડીમાં છૂપાઇને બધું જોતો હતો. શું થયું તે કહું—પ્રથમ એક સ્ત્રી એક નોકરની સાથે તમે કીધી તે ઝુંપડી તરફથી આવી. તે અહીં આવી

પહોંચી તે જ વખતે બીજા ચાર સ્વારો પણ આવ્યા અને તેમણે એ બાઇ ઉપર હલ્લો કર્યો. એટલામાં તમે પુછો છો એ બે સ્વારો આવી લાગ્યા અને તેઓ પેલા ચાર સ્વારો ઉપર ઉલટી પડ્યા. એ ચારે સ્વારોનો પરાજય કરીને પેલા બે સ્વારો પેલી સ્ત્રી સાથે આ રસ્તે થઇને ચાલ્યા ગયા."

"એ બાઇએ લાલ વસ્ત્ર પહેર્યાં હતાં અને તેના અંગ ઉપર લીલી શાલ હતી, ખરું ને?" સત્યવર્માએ પૂછ્યું. તેનો જવાબ ભરવાડના છોકરા તરફથી હકારમાં મળતાં વિશેષ તપાસ ન કરતાં તેણે વસંત–મંદિર તરફ અશ્વને મારી મૂક્યો. પોતાના બંધુઓએ માલતીને મદદ કરેલી હોવી જોઇએ, એવી તેના મનની ખાત્રી થવાથી તેને એક પ્રકારનો આનંદ થયો. વસંત–મંદિરમાં પોતાના ભાઇઓ મળશે જ એવી તેને ખાત્રી ન હતી. તો પણ ત્યાં માલતી પાસેથી તેઓ ક્યાં ગયા છે, એ વિષયને લગતી માહિતી મળી શકશે ખરી; એવી તેની ધારણા હતી. એથી જ તે વસંત–મંદિર તરફ જતો હતો.

વસંત–મંદિરની નજીક જઈને તેણે એક ઝુંડની પાછળ પોતાના અશ્વને ઊભો રાખ્યો અને પોતાના વેષાન્તર ઉપર વિશ્વાસ રાખીને તે સીધો બાગના દરવાજા પાસે આવ્યો. બાગમાંના એક માળીને તેણે માલતીના સંબંધમાં પૃચ્છા કરી. માળીએ તે વસંત–મંદિરમાં છે એમ જણાવ્યું. ત્યાંથી તે દેવડી ઉપર આવ્યો. દેવડીવાળાએ તેને અંદર દાખલ કરીને એક ખંડમાં બેસાર્યો અને તે માલતીને તેના આગમનના સમાચાર આપવાને ગયો.

એટલામાં ઘોડાના ડાબલાનો અવાજ સત્યવર્માના કાને પડ્યો. તેણે બારીમાંથી દષ્ટિ કરી તો તેને માલૂમ પડ્યું કે એ સ્વારો રાણીના અંગરક્ષક માંહેના હતા.

આ સ્વારો માંહેનો મુખ્ય જમાદાર જગદેવ નામનો સરદાર હતો. આ પુરુષ દેખાવમાં મોટો ઉગ્ર હતો, અને સત્યસાગર તથા સૂર્યદત્ત જેવો સુસ્વભાવી ન હતો. એ સ્વભાવે ક્રૂર, ઉદ્ધત, ઉતાવળીઓ અને બેશરમ હતો. આ જમાદારે ઘોડાપરથી કૂદકો મારીને દેવડીવાળાનો હાથ ખેંચીને પૂછ્યું: "અરે, હરામખોર! હું પૂછું તેનો સીધો ઉત્તર આપજે. જો ખોટું બોલીશ તો યાદ રાખજે, મારી સાથે કામ છે!"

"જમાદાર સાહેબ!" દેવડીવાળો બ્હીતો બ્હીતો બોલ્યો: "હું ખોટું શા માટે બોલું? ખોટું બોલવાની મને ટેવ જ નથી. પણ જૂઓ, શેઠ સાહેબ જ અહીં આવે છે. જે પૂછવું હોય તે તેમને પૂછો!"

હા, તે વખતે પોતાના પાંચ-છ સેવકો સાથે લક્ષ્મીધન ત્યાં આવ્યો હતો. સરકારી સૈનિકોને પોતાને ત્યાં જોતાં કાલે સંધ્યાકાળે સત્યવર્માને પકડી ગયા હતા, તેના સંબંધમાં જ તેઓ આવ્યા હશે એવું લક્ષ્મીધનના મનમાં આવ્યું અને તેણે પૂછ્યું: "કેમ, શા વર્તમાન છે?"

લક્ષ્મીધનને જોતાં નાખુશીથી ભમર ચઢાવતો જગદેવ ઉદ્ધતપણે તેને નમન કરીને બોલ્યો: "તમે મોટા સહકારી છો. એટલે તમને વિશેષ કહેવાની જરૂર નથી. તમારે ત્યાં માલતી નામની કુંવરી રહે છે તેને કેદ કરવાને હું આવ્યો છું."

લક્ષ્મીધને પૂછ્યું: "કોને? માલતીને! એણે એવું શું કર્યું છે કે તેને કેદ કરવામાં આવનાર છે?"

"એનું તમારે શું કામ છે?" જગદેવ બોલ્યો: "તમે તેને મારે સ્વાધીન કરો, એટલે થયું!"

"તે ક્યાં છે એ મારા જાણવામાં નથી. હું સ્હવારનો વિ-લાસપુર ગયો હતો, તે હમણાં જ ત્યાંથી પાછો આવ્યો છું." લક્ષ્મીધને જણાવ્યું.

પછી જગદેવ પેલા દેવડીવાળા તરફ ફર્યો અને અગાઉ કરતાં સ્હેજ ઓછા ઉદ્ધતપણાપૂર્વક તેને પૂછ્યું: "ચાલ, આગળ થા; અને માલતી ક્યાં છે તે બતાવ!"

દેવડીવાળાએ લક્ષ્મીધનના મુખ સામે જોયું. જગદેવના ઉદ્દામ વર્તન ઉપરથી તે આખું મંદિર તપાસ્યા સિવાય રહેશે નહિ એવી લક્ષ્મીધનની ખાત્રી થઈ હતી. એટલે તે પોતાના સેવક તરફ જોઈને બોલ્યો: "કેમ, માલતી ક્યાં છે?"

દેવડીવાળાએ કહ્યું: "માલતીબ્હેન ઘરમાં છે. તે હમણાં જ પાછાં આવ્યાં છે."

એ વખતે દેવડી ઉપર તમામ નોકર–ચાકર એકઠા થઈ ગયા હતા. તેમાંની એક દાસીને દેવડીવાળાએ માલતીબ્હેન ક્યાં છે, એમ પૂછ્યું. એ વખતે જગદેવ પોતાના સૈનિકો સાથે કાંઈક વાતો કરી રહ્યો હતો.

લક્ષ્મીધને જગદેવને પુનઃ પ્રશ્ન કર્યો: માલતીએ એવો શો અપરાધ કર્યો છે?"

જગદેવે ઉદ્દામપણે જવાબ આપ્યો: "હું અહીં તમારા પ્ર-શ્નનો ઉત્તર આપવાને આવ્યો નથી." તે પેલી દાસી તરફ વળીને બોલ્યો: "એ છોકરી! માલતી ક્યાં છે?"

દાસી બોલી: માલતી બ્હેન એમના ખંડમાં નથી. મેં તો એમને ક્યાંય પણ ભાળ્યાં નથી."

જગદેવ એક અશ્લીલ શબ્દનો ઉચ્ચાર કરતો બોલ્યો: "એમ છે કે? ત્યારે તો મારે આ મકાનની ઝડતી લેવી પડશે! અરે, તમે બે જણા જઈને બહારના દરવાજાપર પહેરો ભરો. કોઈ પણ માણસને કશા પણ કારણ માટે જવા દેશો નહિ."

એ હુકમ સાંભળતાં સૈનિકોમાંના બે દ્વાર પાસે ગયા, અને બીજા સૈનિકોએ વસંત–મંદિરને ઘેરી લીધું એમ કહીએ તો ચાલે. જગદેવની સાથે બે–ત્રણ સિપાઈઓ મંદિરની અંદર ધુસ્યા.

લક્ષ્મીધરે પોતાના નોકરને પૂછ્યું: "માલતી મંદિરમાં છે કે ક્યાંય નાસી ગઈ છે?"

એક સેવક બોલ્યો: "શેઠ સાહેબ! માલતીબ્હેન હમણાં તો મંદિરમાં હતાં. પછી અમારી નજર ચૂકવીને જો ક્યાંય—"

"ગમે તેમ પણ આ એક વિઘ્ન આવ્યું છે ખરૂં." લક્ષ્મીધરે કહ્યું: "અરે, બળદેવ! તું મારી સાથે ચાલ. પેલો જમાદાર શું કરશે તેનો નિયમ નહિ!"

આ બાજુ ઉપરના દિવાનખાનાની બારીમાંથી સત્યવર્મા આ બધું જોતો હતો. જો કે આ સિપાઈઓ અત્યારે માલતીની શોધમાં છે, પણ પોતે ત્યાં છે એવું તેમના જાણવામાં આવતાં પોતાની દુઃસ્થિતિ થશે એવી તેની ખાત્રી હતી. પોતાને જો છૂપાઈ જવાની જગ્યા મળે અથવા નાસી જવાનું બની શકે તો સારૂં, એવા વિચારથી તે આમ તેમ જોવા લાગ્યો. પણ પોતાની ઇચ્છા પૂર્ણ પડવાનું એક પણ ચિહ્ન તેની દૃષ્ટિએ પડ્યું નહિ. તે જે દિવાનખાનામાં હતો એ રસ્તાપરનું હોવાથી, ત્યાં રહેવું એ જોખમનું કામ છે એમ સમજીને તે એ દિવાનખાનામાંથી બહાર પડ્યો અને ગુપ્ત

કોટડી પાસેના એક દિવાનખાનામાં જઇને ત્યાં ક્યાંય છૂપાવાની જગ્યા છે કે નહિ એ જોવા લાગ્યો. એટલામાં બહાર કોઈના પગલાનો અવાજ આવ્યો અને બીજી ક્ષણે જ રાણીનો એક અંગરક્ષક તે દિવાનખાનામાં દાખલ થયો. ગઈ કાલે બાગમાં સત્યવર્માને જેણે ઓળખ્યો હતો તે જ—કપાળપર જખમના નિશાનવાળો આ સિપાહી હતો. તે સિપાહીએ પૂછ્યું: "અરે એ! હું પૂછું છું તેનો જવાબ આપ, તેં માલતીને કયાંય ભાળી છે કે નહિ? અરે, પણ આ કોણ? આ તો સત્યવર્મા—"

સત્યવર્માની પાસે આત્મરક્ષણને માટે હથિયાર ન હતાં. એટલે તેણે એ સિપાહી ઉપર એકદમ ઝડપ મારી. પરંતુ એટલામાં પેલા સિપાહીએ તલવાર બહાર કાઢીને સત્યવર્મા ઉપર ઘા કર્યો. સત્યવર્માનો હાથ એ તલવાર લઈ લેવાને આગળ વધ્યો હતો, એવામાં હાથ ઉપર તલવારનો આઘાત થયો અને ઊભો ચીરો પડ્યો. પોતાને એવો જખમ થયેલો જોઇને સત્યવર્માને અત્યંત ક્રોધ ચડયો અને તેણે મોટા ચાતુર્ય પૂર્વક એ સિપાહીના હાથમાંથી તલવાર ખુંચવી લઇને એક જ ઘા સાથે તેનું શિર ધડથી જુદું કરી દીધું! સત્યવર્માના ચીરાયેલા હાથમાંથી રક્ત વહેતું હતું. તેના ક્રોધનો પાર રહ્યો ન હતો. તે હાથમાં તલવાર લઇને બહાર પડયો, તે જ વખતે ભાગદેવ સાથે લક્ષ્મીધન ત્યાં આવી પહોંચ્યો. રાણીના સૈનિકના બે કકડા થઇને ત્યાં પડયા હતા. એ જોઇને લક્ષ્મીધન ગભરાઇ ગયો.

સત્યવર્માએ તેને કહ્યું: "અહો લક્ષ્મીધન! મારૂં રક્ષણ કરો. મારો જીવ જોખમમાં છે; અને તે જ પ્રમાણે મારે લીધે તમારા ઉપર પણ સંકટ આવ્યું છે. આવી રીતે હું તમને સંકટમાં નાખવાને

કારણભૂત થયો છું એ માટે મને અત્યંત ખેદ થાય છે."

"કોણ ? તું કોણ ?" લક્ષ્મીધન બોલ્યો: "સત્યવર્મા તો નહિ ?"

"હા, હું તે જ છું." સત્યવર્માએ કહ્યું: "માલતીએ મને ન્હાસી જવામાં સહાય કરી હતી, અને એ કારણથી જ તેને પકડવાને આ લોકો આવ્યા છે. અરે, પણ મને ચક્કર આવે છે—આંખે અંધારાં આવે છે—હું પડું છું ! મારૂં રક્ષણ કરો !"

એમ બોલતો બોલતો તે બેશુદ્ધ થઈને લક્ષ્મીધનના શરીરપર પડ્યો. તેના શરીરમાંથી રક્ત ઓછું થઈ જવાને લીધે તેને મૂર્ચ્છા આવી હતી.

એટલામાં બળદેવ બોલ્યો: "શેઠ સાહેબ ! હવે શું કરીશું ? કોઈનાં પગલાં સંભળાય છે. કોઈ અહીં આવતું હોય એમ લાગે છે."

"હા, એમ જ કરવું પડશે !" લક્ષ્મીધન મનોગત વિચાર કરતો હોય તે પ્રમાણે બોલ્યો: "ચાલ, ઉઠાવ અને—આ બાજુએ ચાલ—બસ, હવે ઊભો રહે !"

ઇચ્છિત સ્થળે આવતાં જ લક્ષ્મીધને દિવાલમાંની કળ દાબીને ગુપ્ત દ્વાર ખોલ્યું અને સત્યવર્માને એ ગુપ્ત કોટડીમાં રાખીને તે બન્ને બહાર નિકળી ગયા. લક્ષ્મીધને પુનઃ ગુપ્ત દ્વાર બંધ કરી દીધું.

લક્ષ્મીધન બહાર ગયા પછી કપાટની પાછળ લપાઈ રહેલી માલતી સત્યવર્મા પાસે આવી અને બોલી: "આ કોણ ? આ માણસને જખમ થયો લાગે છે. અરે પ્રભુ ! આ શું જોઉં છું ! એમ કેવી રીતે બને ? આ સત્યવર્માને કેવી રીતે જખમ થયો હશે ?"

ત્યાર પછી આ ગુપ્ત કોટડીમાં શું બન્યું એ ન કહેતાં અમે પ્રથમ બહાર શું થયું તે જણાવીશું. ગુપ્ત કોટડી બંધ કરીને લક્ષ્મીધન તથા બળદેવ જે દિવાનખાનામાં પેલા સિપાહીનું પ્રેત પડયું હતું તે દિવાનખાના પાસે આવ્યા, ત્યાં જગદેવ જમાદાર પણ પોતાના અનુયાયીઓની સાથે ત્યાં આવી પહોંચ્યો. સિપાહીનું ખૂન નજરે પડતાં જ તેણે બૂમ પાડી: "ખૂન! ખૂન! રાણી સાહેબના અંગરક્ષકને કોણે ઠાર કર્યો?"

આ વખતે જગદેવ ક્રોધાંધ બની ગયો હતો. તેનાં નેત્રો લાલચોળ બની ગયાં હતાં. લક્ષ્મીધન અને બળદેવના હાથમાં હથિયારો હતાં, તેમના શરીરપર રક્તના ડાઘ પડેલા હતા. એ રક્ત સત્યવર્માના જખમમાંથી વહેતું હતું અને તેને ઉચકતી વખતે તેમનાં શરીરપર પડયું હતું. એ બેને જોતાંની સાથે જ જગદેવે ગર્જના કરી: "અરે, આગળ વધો! આ હરામખોરને પકડો અને મુસ્કેટાટ કરો. એણે તમારામાંના એકનું ખૂન કર્યું છે. માટે એના બોલવા તરફ બિલકુલ લક્ષ આપશો નહિ, એને બાંધીને એકદમ લઇ ચાલો!"

---

## પ્રકરણ ૩૨ મું.

### રાણી અને રેણુકા.

ચાર ઘોડાના રથમાં બેઠેલી રેણુકા રાજમહેલમાં આવી પહોંચી. તેણે ચોકીવાળાને પોતાની રાણીને મળવાની ઇચ્છા છે એમ જણાવ્યું. એ વરદી તુરત જ રાણીએ

મોકલવામાં આવી અને રાણીએ રેણુકાને મળવાનું કબૂલ કર્યું. તે પ્રમાણે એક સેવક તેને પોતાની સાથે લઇને જ્યાંસુધી તેને જવાની મર્યાદા હતી ત્યાંસુધી ગયો. તેની આગળ જવાની અન્ય સેવકોને મનાઈ હતી માત્ર એક કંચુકીને જ પરવાનગી હતી. એટલે કંચુકી તેડવાને આવે ત્યાંસુધી રેણુકાને તે સ્થળે રોકાઇ રહેવું પડે તેમ હતું. તેને વધુ સમય ત્યાં થયો નહિ હોય તે વખતે એક સુંદર આશરે તરુણ કુમારિકા તેની પાસે આવી. તેણે પોતાની મધુર વાણીથી રેણુકાને પૂછ્યું: "માલતી સુખરૂપ છે ને ?"

આ પ્રમાણે અચાનક થયેલો પ્રશ્ન રેણુકાને જરી ચમત્કારિક લાગ્યો. તેણે પૂછ્યું: "ધારું કરીને તું વસંતિકા હોવી જોઇએ."

વસંતિકાએ કહ્યું: "હા, તે જ હું. પણ માલતી ઉપર કશું સંકટ તો આવ્યું નથી ને ?"

રેણુકાએ કહ્યું: "માલતી વસંત-મંદિરમાં સુખરૂપ જઇ પહોંચી છે. તેં એના ઉપર મોટો ઉપકાર કર્યો છે એમ તે કહેતી હતી."

"પણ પેલો જગદેવ તેને પકડવાને ગયો હતો એનું શું થયું ?" વસંતિકાએ પૂછ્યું.

"કાંઇક નવીન જૂલમ દેખાય છે !" રેણુકા મનમાં બોલી: "સારૂં થયું કે માલતીને હું વખત પડે ત્યારે શું કરવું એ બાબતની સૂચના કરતી આવી છું !"

"બાઇ !" વસંતિકાએ કહ્યું: "તમે દેવીને વિનતિ કરીને તેમનો ક્રોધ શાંત કરવાને આવ્યાં હો એમ દેખાય છે. પણ મને લાગે છે કે અત્યારે તમારી વિનતિનો ઉપયોગ થઇ શકે તેમ નથી. દેવી અત્યંત ગુસ્સે થઇ ગયાં છે. આ પ્રસંગે જો તમે માલતીને ક્યાંક

દૂર નસાડી મૂકો તો સારું. હા, પણ ઠીક યાદ આવ્યું. એણે પેલી વીંટીનું પછી શું કર્યું ? ”

એટલામાં કંચુકી ત્યાં આવવાથી રેણુકાને વીંટીના સંબંધમાં જવાબ આપવાની તક મળી નહિ. કંચુકી તેને પોતાની સાથે લઈ ગયો. તેઓ રાણી પાસે પહોંચી ગયાં. રાણીએ કંચુકીને જવાનું કહ્યું. તે ગયો. અત્યારે માત્ર તે બે જણી જ હતી. પોતાને રાણી સાથે એકાંતમાં વાત કરવાની સંધિ મળેલી જોઈને રેણુકાને આનંદ થયો. હવે ભાષણનો પ્રારંભ કેવી રીતે કરવો એ બાબતનો તે વિચાર કરવા લાગી.

રેણુકાને જોતાં રાણીએ પોતાની મુદ્રા બિલકુલ સૌમ્ય બનાવી દીધી હતી. કારણ કે રેણુકા પોતાની પાસે શા માટે આવેલી છે તેની રાણીને હજી બરોબર કલ્પના આવી શકી ન હતી. વળી રેણુકા પોતાને મળવાને આવી છે, એ સાંભળ્યું ત્યારથી રાણીના મનમાં એક પ્રકારની ભ્રાંતિ પેઠી હતી. એટલે તેણે શાંતિપૂર્વક પ્રશ્ન કર્યો: “બાળા ! તું કેમ આવી છે ? ”

રેણુકાએ કશી પણ પ્રસ્તાવના નહિ કરતાં એકદમ ઉત્તર આપી દીધો: “દેવી ! આજે બનેલા વિલક્ષણ પ્રકારને લીધે મારે અહીં આવવું પડ્યું છે. આજ સુધી જે વાત મેં ગુપ્ત રાખી હતી તેનું આપને સ્મરણ આપવાની મારી ઇચ્છા ન હતી. પરંતુ આજે એમ કરવાની મને ફરજ પડે છે. બાર વર્ષ પહેલાં આપની અને મારી વસંત–મંદિરમાં મુલાકાત થઈ હતી એ વાતનું આપને સ્મરણ હશે જ. ”

“ બાઈ ! આ તું શું બોલે છે ? ” રેણુકા તરફ નિરખીને જોતાં રાણીએ પૂછ્યું.

રેણુકાએ જવાબ આપ્યો: "દેવી! મારા મુખમાંથી એ વાત બહાર ન નિકળે એવી જ આપની ઇચ્છા હશે—નહિ, એવી આપની ઇચ્છા હોવી જ જોઇએ—તો પછી આપ મારી શરત કબૂલ રાખશો જ."

ગુસ્સાથી રક્ત બનેલી મુદ્રાવાળી રાણીએ પૂછ્યું: "શું કહે છે? હું—હું તારી શરત કબૂલ કરૂં?"

રેણુકા બોલી: "દેવી! મને દરબારી ભાષાની વિશેષ માહિતી નથી. 'શરત' શબ્દ આપને કટુ લાગતો હોય તો હું તેને સ્થળે 'માગણી' શબ્દ યોજું છું. દેવી! આપે મારી માગણી કબૂલ રાખવી જ પડશે. મને એટલું દાન આપે દેવું જ પડશે. આટલાં વર્ષો સુધી મેં મારૂં મુખ બંધ કરી રાખ્યું છે. એથી એ ગુપ્ત વાર્તા પ્રકટ કરવાનો મારો ઇરાદો નથી એ આપના લક્ષમાં આવ્યું જ હશે. જો આપ આટલું દાન નહિ કરો તો મારા ઉપર મારા મ્હોંપર વાસેલું તાળું ખોલવાનો પ્રસંગ આવશે."

રાણી શાંતપણે બોલી: "આપણે બન્ને ખૂલા મનથી બોલીએ તો ઠીક. તારી આ ધમકી—"

રેણુકાએ પોતાની પાસેનું પદક હાથમાં લઇને તે રાણીને દર્શાવતાં કહ્યું: "દેવી! આ પદક જ આપને તમામ હકીકત જણાવી દેશે!"

પણ પોતે કશું પણ સમજતી ન હોય એવો દેખાવ કરીને રાણી બોલી: "બાહ! આ પદક માલતીએ પણ મને દર્શાવ્યું હતું. એ બાબતમાં તને શી માહિતી છે? તારી શી કલ્પના છે? અને તને એ પદકના સંબંધમાં જે જે તર્ક ઉત્પન્ન થતો હોય તેનાં કારણો શાં છે?"

રેણુકાએ સ્હેજ પણ ઢીલ કર્યા સિવાય કહ્યું: "જ્યારે આપ સ્પષ્ટપણે મને પ્રશ્ન કરો છો ત્યારે હું પણ આપને સ્પષ્ટ જ કહું છું. દેવી ! આજથી વીશ એકવીશ વર્ષ પહેલાં સુવર્ણપુરમાં જે બન્યું હતું, તેનું આપને સ્મરણ છે ?"

સુવર્ણપુરનુ નામ કાન ઉપર પડતાં જ રાણી ચમકી. તે કેટલોક સમય સ્તબ્ધ રહી. ત્યારપછી બારિક દષ્ટિએ રેણુકા સામે જોઇને પૂછ્યું: "વારૂ, તું ત્યાં શા માટે ગઈ હતી ? તેં ત્યાં શું કર્યું હતું ?"

"દેવી ! જે સ્ત્રીએ પોતાના મકાનની એક ઓરડી આપને ખાલી કરી આપી હતી, તેને ત્યાં જે મ્હેમાન આવી હતી એ સ્ત્રીનું નામ આપને યાદ છે ખરૂં ?" રેણુકાએ પૂછ્યું.

"એ સ્ત્રીનું નામ વસંત-તિલકા હતું." રાણીએ જવાબ આપ્યો.

"એ વસંત-તિલકા હું પોતે જ." રેણુકાએ જવાબ આપ્યો.

રાણી બિલકુલ ગભરાઈ ગઇ હતી. તે પોતાના હાથ ચોળતી બોલી: "એટલે ? એનો અર્થ શો ? તું ત્યાં શા માટે ગઈ હતી ?"

"હું એ બધું આપને કહું છું." રેણુકા બોલી: "એ ઓરડીમાં હું આપની પાસે હતી. ઓરડીમાં પ્રથમ અંધારૂં હતું. પરંતુ એટલામાં આપની સાથેની સ્ત્રીઓમાંથી એક દીવો લઇને ત્યાં આવી. એથી આપનો ચ્હેરો મારી દૃષ્ટિએ પડ્યો. તે જ વખતે મેં આપને ઓળખી લીધાં હતાં, અને મેં આપને ઓળખ્યાં છે એ આપના લક્ષમાં પણ આવ્યું અને આપે મારૂં નામ પૂછ્યું. તે સમયની આપની મુદ્રા જોઇને મને અત્યંત બીતિ લાગી. જેના અંગમાં જોઇએ તે કરવાનું પૂર્ણ સામર્થ્ય છે, એવી બલાઢ્ય રાણીનું ગૌપ્ય મારા સમજવામાં આવ્યું છે. તેનું પરિણામ ક્યારે, કેવું આવશે—મારો

જીવ ક્યારે જોખમમાં આવી પડશે, તેનો નિયમ નહિ. એ વસ્તુ-સ્થિતિ એક નિમિષ માત્રમાં મારા ધ્યાનમાં આવી ગઈ. મેં ક્ષણા-ર્ધમાં જ અનેક વિચારો કરી લીધા અને તે વખતે મારું સત્ય નામ છુપાવીને આપને મારું નામ વસંત-તિલકા જણાવ્યું હતું !"

તેનું આ ભાષણ સાંભળીને રાણીનું મન અસ્વસ્થ બની ગયું હતું. પરંતુ આટલાથી તેના મનની પૂર્ણ ખાત્રી થઈ ન હતી. રાણી થોડા સમય પુનઃ સ્તબ્ધ રહી. પછી જ્યારે તે બોલવા લાગી તે વખતે તેનો અવાજ ખોખરો બની ગયો હતો. તેણે પૂછ્યું: "એ જ વસંત–તિલકાને અમુક કાર્ય સુપ્રત કરવામાં આવ્યું હતું. કયું કાર્ય એ તારા ધ્યાનમાં આવ્યું જ હશે. તેની મારફત–"

"હા, દેવી ! મારી મારફત જ એ કાર્ય પૂર્ણ કરવાની આપે ઇચ્છા દર્શાવી હતી. વળી ભવિષ્યમાં જ્યારે જ્યારે આપને કાંઈ પણ જણાવવાનો પ્રસંગ આવતો ત્યારે ત્યારે હું આપની સાથે વસંત–તિલકા નામથી જ પત્રવ્યવહાર કરતી હતી. વળી મેં મારું ખરું નામ આપને ન જણાવ્યું એ ઘણું જ ઉત્તમ કર્યું છે એની મારી તુરત જ ખાત્રી થઇ ચૂકી હતી !"

રાણીએ પૂછ્યું: "તને મારો એટલો બધો અણુવિશ્વાસ શા માટે આવ્યો ? શાથી તારી ખાત્રી થઈ ?"

આ પ્રશ્નનો ઉત્તર આપવો કે નહિ, એ વિચારમાં રેલુકા નિમગ્ન બની હતી. એ ઉત્તર આપતી નથી એ જોઇને રાણીએ પૂછ્યું: "તેં જે કર્યું તે સારું કર્યું છે એમ તને શા ઉપરથી લાગ્યું ? કહે જોઇએ !"

"દેવી ! જો આપનો અત્યાગ્રહ જ હોય તો હું જણાવું." રેલુકા બોલી.

"હા, કહે ! તને મારી આજ્ઞા છે." રાણીએ કહ્યું.

"ત્યારે સાંભળો." રેણુકા બોલી: "આપ જ્યારે સુવર્ણપુર ગયાં હતાં ત્યારે આપની સાથે ચિત્રાંગદા અને મંદાકિની નામની બે બાઇઓ હતી. તેમાંથી ચિત્રાંગદા તો સુવર્ણપુરમાં બની આવેલી હકીકત પછી બરોબર છ મહિને મરણ પામી હતી; અને મંદાકિની શ્રીનગર જતાં ત્યાં જ ક્યાંક ગૂમ થઇ ગઇ છે ! તે વખતે એ ત્યાંની તુરંગમાં છે એવી અફવા મારા કાન ઉપર આવી હતી. એ પ્રમાણે આપની સાથેની બન્ને સ્ત્રીઓની સ્થિતિ થવાથી મેં મારૂં નામ એ પ્રસંગે બદલી નાખ્યું તે સારૂં કર્યું એમ મને લાગ્યા સિવાય રહ્યું નહિ. હજી પણ મને એમ જ લાગે છે."

રેણુકાનું આ ભાષણ સાંભળીને વૃદ્ધાવસ્થાને લીધે બેસી ગયેલો રાણીનો કપોલપ્રદેશ તથા ઊંડાં ઉતરી ગયેલાં નેત્રો તદ્દન નિસ્તેજ દેખાતાં હતાં—તેના મુખ ઉપર પ્રેતકળા આવી ગઇ હતી. રેણુકાની વ્યંગોક્તિથી રાણી મનમાં બળી રહી હતી. પરંતુ આ વખતે વધારે ઓછું બોલી શકાય એવું તેને લાગ્યું નહિ. હવે તેણે વિષયાન્તર કરવાના ઉદ્દેશથી રેણુકાને પ્રશ્ન કર્યો: "વારૂ, તું અત્યારે મારી પાસે શી માગણીઓને માટે આવી છે ?"

"આપની પાસે મારે ત્રણ માગણીઓ કરવાની છે." રેણુકાએ કહ્યું: "તેમાંની પહેલી એ કે આપે કામસેનને ક્ષમા કરવી."

"તારી આ માગણી હવે વ્યર્થ છે." રાણીએ કહ્યું: "ગઇ કાલે જ તેના સંબંધમાં અમારો છેવટનો હુકમ થઇ ગયો છે."

"બીજી માગણી એ કે આપે માલતીના સંબંધમાં જે કાંઇ જૂલ્મ કરવાનું મનમાં વિચાર્યું છે તે કશું પણ કરવું નહિ." રેણુકાએ બીજી માગણી રજુ કરી.

" શું કહે છે ! જૂલ્મ ! એમ તું કહી જ કેવી રીતે શકે ! હું જે કરનાર છું તે તદ્દન યોગ્ય અને તેના હિતનું જ છે. ઉલટી તારે તો આ કામમાં મને મદદ કરવી જોઇએ ! વારૂ, અહીંથી ન્હાસી ગયા! પછી માલતી તને મળી હશે જ ! " રાણી બોલી.

" તે મને મળી હતી, એટલું જ નહિ પણ તેણે મને જે કહ્યું એથી જ મારે અહીં આવવું પડયું છે. " રેણુકાએ જવાબ આપ્યો.

" ઠીક છે. " રાણી બોલી: " મેં સૂર્યદત્ત સાથે માલતીનું લગ્ન કરવાની યોજના કરી છે. એ વાતમાં તું જો અનુકુળ થઇશ તો હું સત્યવર્માને ક્ષમા કરીશ. "

" એમ બની શકશે નહિ ! " રેણુકાએ કહ્યું.

" પણ સત્યવર્મા ઉપર માલતીનો પ્રેમ છે. " રાણી બોલી.

" એમ પણ બનવું અસંભવિત છે. " રેણુકાએ જણાવ્યું.

" જો તને એમ લાગતું હોય તો એમાં તું ભૂલે છે. " રાણી બોલી: " માલતીએ પોતે જ મને જણાવ્યું હતું કે તેનો સત્યવર્મા ઉપર પ્રેમ છે. સત્યવર્માએ પણ એ વાત કબૂલ કરી હતી. એ છોકરી પ્રેમ સંબંધી વાર્તા ગુપ્ત રાખવામાં અત્યંત કુશળ છે; અને એમ હોવું સ્વાભાવિક છે. "

રાણીનું એ કથન સાંભળીને રેણુકા વિચારમાં પડી ગઇ. રાણીના ભાષણમાં કદાચિત્ સત્યાંશ પણ હોય એમ તેને લાગ્યું એટલે તેણે કશો પણ જવાબ આપ્યો નહિ. તેની એ મનઃસ્થિતિ જાણી લઇને રાણીએ પુનઃ કહ્યું: " ખરો પ્રકાર એવો છે. માટે જ તને પૂછું છું કે સૂર્યદત્ત સાથે તેનું લગ્ન કરવામાં તું મને સહાય કરીશ કે નહિ ?"

" એમ હોય તો હું સહાય કરનાર નથી." રેણુકાએ જવાબ આપ્યો.

રાણી ક્રોધથી પગ અફાળતી બોલી: " હું આટલું કહું છું તો

પણ તું હજી સમજતી નથી !"

"તેના કલ્યાણ તરફ મારે લક્ષ આપવું જોઇએ." રેણુકાએ કહ્યું: "તેનો પ્રેમ જેના ઉપર હોવાનું આપ જણાવો છો તેની સાથે તેનું લગ્ન થાય એ અનિષ્ટ છે, તો પણ જેના ઉપર તેનો પ્રેમ નથી તેની સાથે તેનું લગ્ન કરવું એ પણ અનિષ્ટ જ છે !"

એ સાંભળીને રાણીને વિશેષ ક્રોધ ચડ્યો. તે પોતાનો નીચલો હોઠ કરડતી બોલી: "પણ જો એ છોકરી સત્યવર્મા ઉપરના પ્રેમથી અંધ બનીને બીજું ત્રીજું કરી નાખે તો ?"

"એવી જો આપના મનમાં ખરેખર શંકા હોય તો એવું કશું દૃષ્ટિએ પડતાં જ એ બન્નેને ખરો પ્રકાર જણાવીને સાવધ કરી દેવાં જોઇએ !" રેણુકાએ પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો.

રાણી બોલી: "નહિ ! નહિ ! એમ બની શકશે નહિ !" થોડો સમય વિચાર કરીને તે બોલી: "બાઇ ! જો હું તારા કહેવા પ્રમાણે વર્ત્તવાને કબૂલ થાઉં તો આ ગુપ્ત વાર્ત્તા માલતીને જણાવવાની જરૂર નથી, એમ તને લાગે છે કે નહિ ?"

"હા, તો પછી એ વાત તેને જણાવવાની બિલકુલ જરૂર નથી." રેણુકાએ સંમતી આપી.

"અને આટલાં વર્ષ તેં જેમ તારા મુખને તાળું વાસ્યું હતું તેવી જ રીતે ભવિષ્યમાં પણ તું મૌન રહીશ ને ?" રાણીએ પૂછ્યું.

"હા, રહીશ." રેણુકાએ જણાવ્યું.

"વારુ, આ ગુપ્ત વાર્ત્તા હું અને તું-બે જણાં જ જાણીએ છીએ ના ?" રાણીએ પુનઃ પ્રશ્ન કર્યો: "તેં બીજા કોઇને આ ગુપ્ત વાર્ત્તા કહી નથી ?"

"જો મંદાકિની જીવન્ત હોય તો આપણાં સિવાય માત્ર આ

પ્રેમ વાર્તાથી માહિતગાર ત્રીજી વ્યક્તિ એ એક જ આ દુનિયાપર અસ્તિત્વ ધરાવે છે." રેણુકાએ કહ્યું.

એ વખતે કંચુકી અંદર આવ્યો અને બોલ્યોઃ "દેવી ! જગદે! વસંત–મંદિરમાંથી પાછો આવ્યો છે."

"એ શું કહે છે?" રાણીએ પ્રશ્ન કર્યો.

"તેણે એમ જણાવ્યું છે કે વસંત–મંદિરમાં માલતીનો પત્તો લાગ્યો નથી." કંચુકીએ નમ્રતા પૂર્વક જવાબ આપ્યો. એ સાંભળીને રેણુકાને અત્યંત સંતોષ થયો. કંચુકી આગળ કહેવા લાગ્યોઃ "તેનું એવું પણ કહેવું છે કે પોતે ત્યાં ગયો તે પહેલાં માલતી વસંત–મંદિરમાં હતી એવી તેની ખાત્રી છે. પરંતુ ત્યારપછી સંધિ મળતાં તે ત્યાંથી પસાર થઇ ગયેલી હોવી જોઇએ."

રાણીએ મનઃસંતાપપૂર્વક જમીનપર પગ અફાળીને કંચુકીને જવાની સૂચના કરી. પરંતુ કંચુકીએ કહ્યુંઃ "પણ, દેવી! વસંત–મંદિરમાં ખૂન થયું છે!"

"શું કહે છે? ખૂન!" રેણુકા ભયથી ગભરાઇને બોલી.

"જે વિશ્વાસુ સૈનિકે ગઇ કાલે વસંત–મંદિરના બાગમાં સત્યવર્માને ઓળખ્યો હતો એ સૈનિકનું ત્યાં ખૂન થયું છે. ઘણું કરીને ગઇ કાલના પ્રસંગને લીધે દ્વેષ કરીને તેનું ખૂન કરવામાં આવ્યું હશે!" કંચુકીએ જણાવ્યું.

"ખૂન કોણે કર્યું? તેનું નામ શું?" રાણીએ પૂછ્યું.

"આ વૃદ્ધા બાઇની સમક્ષ તેનું નામ લેવાની મને ફરજ પડે છે એથી મને અત્યંત ખેદ થાય છે." કંચુકી બોલ્યોઃ "ખુદ લક્ષ્મીધન શેઠે જ આ ખૂન કર્યું છે!"

રેણુકા વિલક્ષણ મુદ્રા કરીને બોલી: " મારા ભાઇએ ખૂન કર્યું છે! નહિ, એમ કદી પણ ન બને!"

આ વર્ત્તમાન સાંભળીને રેણુકાના મનમાં જે ચળવિચળ થઇ હતી તેનું વર્ણન કરી શકાય તેમ નથી. તેની કઠોર અને નિર્વિકાર મુદ્રા પલટાઇને તેનો ચ્હેરો ભયાનક બની ગયો હતો. તેનાં નેત્રો ચમકતાં હતાં. તે વિલક્ષણ રીતે હસ્ત હલાવતી બોલી: "આ વાત ખરી નથી. અમારા ઘર ઉપર કલંક નાખવાને આ બધું કપટ કર્યું લાગે છે-કશું પણ કૃષ્ણ કારસ્થાન લાગે છે. મારા ભાઇએ ખૂન કર્યું! નહિ, એના હાથે ખૂન થાય જ નહિ, એ હું એક વાર નહિ પણ એક લક્ષ વાર કહેવાને તૈયાર છું! એ મૂઆ સિપાઇઓએ જ અમારા ઘરમાં દાખલ થઇને તોફાન કર્યું હશે. મારો ભાઇ-એવા મોટા માણસ-પ્રત્યક્ષ નગરશેઠ-ખૂન કરે! છિઃ છિઃ! એ તદ્દન ખોટું છે. ત્રિકાલમાં પણ એમ બનનાર નહિ!" એ ભાષણ કરતી વખતે આવેશને લીધે તેના મુખમાંથી દરેક શબ્દ મોટેથી નિકળતો હતો; અને છેવટના શબ્દો તો તેણે એટલા મોટા સ્વરે ઉચ્ચાર્યા હતા કે એથી આખું દિવાનખાનું ગાજી રહ્યું હતું.

કંચુકી માત્ર રાણી સાંભળી શકે એટલા ધીમા સ્વરે બોલ્યો: " આ દુઃખદાયક વાર્તા સાંભળીને આ બાઇનું મગજ ફરી ગયું હોય એમ લાગે છે. આને ગાંડપણ લાગુ પડયું હોય એમ જણાય છે."

રાણી બોલી: " એમ બન્યું હશે ખરૂં." એટલું કહીને તેણે પોતાનું મુખ બીજી બાજુએ ફેરવ્યું. તે કેટલોક સમય વિચારમાં નિમગ્ન બની રહી. ત્યારપછી પુનઃ રેણુકાની સામે જોઇને તે બોલી: "આ દિવાની જ થઇ ગયેલી હોવી જોઇએ!"

રેણુકાનાં નેત્રોમાંથી અત્યારે દુ:ખાશ્રુ વહેતાં હતાં. હવે શું કરવું એ વિચારમાં તે નિમગ્ન બની ગઇ હતી. એ જોઇને રાણીએ કંચુકીને કહ્યું: " અરેરે ! ગરીબ બિચારી ! એને ખરેખર ગાંડપણ લાગુ પડયું છે ! અરે, કંચુકી ! આપણી સુર્પણખાંને બોલાવ તો. "

કંચુકી ગયા પછી રેણુકા આગળ આવી અને તેણે રાણીના પગ પકડયા. તેના ચ્હેરાપર નિરાશા સ્પષ્ટપણે દેખાતી હતી. તે બોલી: " દેવી ! આ તમામ ખોટું છે. એનાપર તમે બિલકુલ વિશ્વાસ રાખશો નહિ. મારા ભાઇના હાથે એવું કૃત્ય કદી પણ થનાર નહિ તેને એકદમ છોડી દેવાનો આપ અત્યારે ને અત્યારે હુકમ કરો. દેવી ! જે ગુપ્ત વાર્ત્તા મારા જાણવામાં છે તેનો મેં કદી પણ દુરુપયોગ કર્યો નથી એ આપના ધ્યાનમાં હશે જ— "

રાણી વચ્ચે જ બોલી ઉઠી: " બાઈ ! શાંત થા. હું જે કરીશ તે સારૂં જ કરીશ. હવે અહીં બેસવું તે ઠીક નથી, મારા અંતર્ગૃહમાં ચાલ. "

રેણુકાએ રાણીના પગ છોડી દીધા, અને મનમાં ને મનમાં થોડા શબ્દો ઉચ્ચારીને તેણે રાણીનો આભાર માન્યો. હવે જે ભાષણપ્રસંગ થાય તેમાં પોતે રાણીનું મન પોતાના તરફ વાળીને સ્વકાર્ય સિદ્ધ કરી શકશે એમ તેને લાગતું હતું. રાણી પોતાના આસનપરથી ઉઠી અને તેણે દિવાલપરની કળ દબાવીને એક ચોરદ્વાર ઉઘાડયું. તેણે રેણુકાને સાથે લઇને એ ચોરદ્વારમાં પ્રવેશ કર્યો. તેઓ એક અંધારી ચાલમાં આવ્યાં. ત્યાં આગળ એક બીજું ચોરદ્વાર હતું. એ દ્વાર ખોલીને તે બન્ને અંતર્ગૃહમાં દાખલ થયાં. તે જ વખતે એક બીજું દ્વાર ખોલીને સુપર્ણખાં પણ ત્યાં આવી.

આ સ્ત્રીનું વય અત્યારે લગભગ પચાશ વર્ષનું હતું. તે સ્હાડા-ત્રણ હાથ કરતાંયે સ્હેજ અધિક ઊંચી હતી. તેના શરીરનો રંગ સીસમના લાકડા કરતાંયે વિશેષ કાળો હતો અને તેનો દેખાવ અત્યંત કુરૂપ અને ભયાનક હતો. તેના કેશ ટુંકા અને ગુંચળાં વળેલા હતા. એ ભિલ્લ જાતિની હતી. આ સ્ત્રીના સંબંધમાં એક વિશિષ્ટતા એ હતી કે તે તદ્દન બ્હેરી અને મૂંગી હતી! પરંતુ એ કારણથી તેની અન્ય ઇન્દ્રિયો વિશેષ તીવ્ર બની હતી. રાણીએ તેની સામે દૃષ્ટિ કરીને સ્હેજ અંગવિક્ષેપ કર્યો કે તે રાણીની આજ્ઞા સમજી ગઈ.

સુપર્ણખાં આગળ આવી અને વાઘણ જેમ પોતાના શિકારપર કૂદે તેમ કૂદીને તેણે એક હાથે રેણુકાને મજબૂત રીતે પકડી અને બીજે હાથ તેના મ્હોંપર દાબીને તેની બૂમોને બંધ કરી દીધી. પછી એક માતા પોતાની ન્હાની બાલિકાને ઉપાડે તે પ્રમાણે સુર્પણખાંએ રેણુકાને ઉચકી અને રાણીએ દર્શાવેલા દાદરપર થઇને તે એકદમ ઉપર ચડી ગઈ. આટલું થયું તે દરમિયાન રેણુકા લગભગ બેશુદ્ધ બની ગઈ હતી. ત્રીજા માળ ઉપર આવેલી એક અંધારી કોટડીમાં રેણુકાને મૂકીને સુપર્ણખાં તથા રાણી ઇન્દિરાવતી નીચે ઉતર્યાં: સુપર્ણખાં પોતાના સ્થળે ચાલી ગઈ. બાદ રાણી વસ્ત્રાગારમાં આવી અને તેણે એક દાસીને પોતાની પાસે બોલાવીને કહ્યું: “ છોકરી! તું દોડતી જા અને વૈદ્યરાજને જલ્દી બોલાવી લાવ. મને આજે બરોબર ઠીક નથી. ”



# પ્રકરણ ૩૩ મું.

---

## રાજવૈદ્ય.

થોડી વારે વૈદ્યરાજે રાણીના વસ્ત્રાગારમાં પ્રવેશ કર્યો. આ વૈદ્યરાજની ઉમર સાઠ વર્ષની હતી. તેમની ઉંચાઈ મધ્યમ અને બાંધો મજબૂત હતો. તથાપિ પીઠે થોડી ખુંધ નિકળી હતી. તેનો ચ્હેરો ભવ્ય અને સભ્ય દેખાતો હતો. તેની મુદ્રાપર બુદ્ધિમત્તા સ્પષ્ટ થતી હતી. તથાપિ જેણે માનવી સ્વભાવનો યોગ્ય અભ્યાસ કરેલો છે એવા મનુષ્યને તેના ચ્હેરાપરથી તે લુચ્ચો અને આપસ્વાર્થી હોવો જોઇએ એમ લાગ્યા સિવાય રહે તેમ નહતું. રાણીની ઇચ્છા જાણી લઇને તે પ્રમાણે પોતાનો મત દર્શાવવામાં તે કુશળ હતો. તે વૈદ્ય હોવાથી તેને વસ્ત્રાગારમાં જવાની પણ મનાઈ ન હતી. જે દાસી તેને અંદર લાવી હતી તે ત્યાંથી ચાલી ગઈ. એટલે અત્યારે આ વસ્ત્રાગારમાં રાણી અને એ વૈદ્ય સિવાય બીજું કોઇ પણ નહતું.

તેને જોતાં રાણી બોલીઃ "આવો, બેસો !" રાણી સ્વમુખે એકાદાને 'બેસો' એમ કહે એ કાંઇ જેવું તેવું માન નહતું; અને એ માન માત્ર થોડી વ્યક્તિઓને જ પ્રાપ્ત થતું હતું. ઇન્દિરાવતીએ દર્શાવેલા આસન ઉપર વૈદ્યરાજ બેઠા. રાણી એક મંચક ઉપર આરૂઢ થઇ હતી. પછી રાણીએ કહ્યુંઃ "વૈદ્યરાજ ! મેં આજે તમને કાંઇ મારી પોતાની પ્રકૃતિ દર્શાવવાને બોલાવ્યા નથી. આજે મને ત્રાસ આપનારી અનેક ઘટનાઓ બની ગઈ છે. છતાં એ સર્વ સહન કરવા જેટલું મારામાં

બળ છે. વળી તમે જાણો છો કે મારી પ્રકૃતિ ભાગ્યેજ અગંડ છે."

વૈદ્ય નમન કરીને બોલ્યો: " દેવી ! આજે લગભગ ત્રીશ વર્ષથી હું આપની સેવામાં છું. પરંતુ તે દરમિયાન આપને ઔષધ આપવાનો પ્રસંગ મને વિશેષ પ્રાપ્ત થયો નથી. એ ઉપરથી આપની શરીરપ્રકૃતિ અતિ ઉત્તમ છે એમ કહેવામાં મને બિલકુલ વાંધો નથી."

રાણીએ કહ્યું: " તમને આજે અહીં એક બીજી સ્ત્રીની પ્રકૃતિ જોવાને માટે બોલાવ્યા છે. લક્ષ્મીધનની—આપણા નગરશેઠની રેણુકા નામની બ્હેન છે. તે હમણાં મને મળવાને માટે આવી હતી. તેણે પોતાના ભાઇના સંબંધમાં કાંઇક દુઃખકારક હકીકત સાંભળવાથી તે એકાએક દિવાની બની ગઇ છે. લક્ષ્મીધનના સંબંધમાં તમારા જાણવામાં કાંઇ સમાચાર આવ્યા છે કે નહિ ?"

તે બોલ્યો: " દેવી ! લક્ષ્મીધનના અપરાધની તથા તેને પરહેજ કર્યાની બાતમી હમણાં જ મારા કાનપર આવી છે."

" ત્યારે એટલો મારા શ્રમનો બચાવ થયો. " રાણી બોલી: " વારૂ, હવે હું જે કહું છું તે ધ્યાન દઇને સાંભળો. આ લક્ષ્મીધન ખરેખર સજ્જન પુરુષ છે. વળી તે રાજનિષ્ટ પણ છે. તેને આ સંકટમાંથી મુક્ત કરવો એવી અમારી ઇચ્છા છે. તેની વૃદ્ધાવસ્થામાં તેની બેઆબરૂ થવા દેવી નહિ એવી અમારી ઇચ્છા હોય તે સ્વાભાવિક છે. કેમ ખરૂં કે નહિ ?"

" બિલકુલ સ્વાભાવિક છે." ખુશામદ કરવામાં કુશળ રાજવૈદ્યે જવાબ આપ્યો.

" લક્ષ્મીધન જો કે રાજનિષ્ટ છે તો પણ કોણ જાણે શાયે કારણથી તેના વસંત—મંદિરમાં રાજ્યદ્રોહી લોકો એકઠા થાય છે." રાણીએ કહેવા માંડયું: " પેલો કામસેન, સત્યવર્મા, તેના બન્ને ભાઇ

તથા બીજા રાજ્યદ્રોહી માણસોને તેણે આશ્રય આપ્યા છે અને અમારૂં રાજ્ય ઉલટાવી નાખવાનો તેનો વિચાર છે. એટલુંજ નહિ પણ અમારો પ્રાણ લેવાનો તેનો વિચાર હોવાનું પણ અમારા કાનપર આવ્યું છે. આવતી કાલે જ્યારે તેની તપાસ શરૂ થશે ત્યારે તેની આ બ્હેનની સાક્ષી લેવી પડશે; અને તે અત્યારે દિવાની બનેલી હોવાથી તે જે કાંઇ વાત કહેશે એ લક્ષ્મીધનના નાશનું કારણ થશે. એમ ન થાય એવી અમારી ઇચ્છા છે."

"અહો. દેવી ! આપના દયાળુ સ્વભાવને યોગ્ય જ આપ કહો છો." વૈદ્ય બોલ્યો.

"એ છોકરી હમણાં આ રાજમહેલમાં છે." રાણી બોલી: "તેને ઉપલા માળે એક કોટડીમાં પૂરી રાખી છે અને તેનાપર સુર્પણખાંનો પહેરો છે. અત્યારે તો તે દિવાની જ છે. પણ જો પુનઃ તે ઠેકાણે આવશે તો તેની સાક્ષી લેવી પડશે; અને જો અર્ધભ્રમિત અવસ્થામાં તે કાંઇક બોલવા લાગશે તો બિચારા લક્ષ્મીધનના ગળામાં ફાંસો પડશે. એટલે હું ધારૂં છું કે તેનું આ દિવાનાપણું કાયમ જ રહે તો સારૂં. તો કહો, એવું ઔષધ તમારી પાસે છે કે જે આપવાથી તેની ચિત્તભ્રમ અવસ્થા કાયમ જ રહે ?"

"હાજી, એવું ઔષધ મારી પાસે છે. દિવાનાનું ગાંડપણુ એ ઔષધથી કાયમ રહે છે એટલું જ નહિ પણ જેની શુદ્ધસાન ઠેકાણે હોય તેને એ ઔષધ આપવાથી તે પણ દિવાનો બની જાય છે."

"પણ એ ઔષધથી શરીર ઉપર બીજું કશું ખરાબ પરિણામ તો નિપજતું નથીને ?" રાણીએ પૂછ્યું: "કારણ કે જો એ ઔષધથી તે કદાચિત્ મરણ પામે તો નિરર્થક—"

"કેટલાંક ઔષધો એવાં પણ હોય છે કે તેના ઉપયોગથી

ગાંડપણુ લાગુ પડે છે અને મનુષ્યની શક્તિ ક્ષીણ થઇને તેનું ધીમે ધીમે મૃત્યુ પણ નિપજે છે." વૈદ્યે જણાવ્યું.

"તેનું મૃત્યુ થાય એવી કાંઇ અમારી ઇચ્છા નથી." રાણીએ કહ્યું: "પણ એમ માનો કે કદાચિત્ તેનું મૃત્યુ થાય, તો એથી લક્ષ્મીધનના આખા કુટુંબનો બચાવ થાય તેમ છે."

"**त्यजेत् एकं कुलस्यार्थे**—કુળનો નાશ થતો અટકતો હોય તો એક મનુષ્યનો નાશ થાય એમાં ચિંતા નહિ, એવી શાસ્ત્રના પણ આજ્ઞા છે.!" વૈદ્યે પોતાની શાસ્ત્રજ્ઞતાનું પ્રદર્શન કર્યું.

"જો શાસ્ત્રની જ એવી આજ્ઞા હોય તો બીજું શું જોઇએ?" રાણી બોલી: "વારૂ, આ તમારૂં ઔષધ તૈયાર થવામાં વિશેષ સમય તો નહિ લાગેને? કારણ કે તે જ્યાંસુધી ખરેખર દિવાની છે ત્યાંસુધીમાં તેને ઔષધ આપી શકાય તો વધારે સારૂં! તેને હાલ જે સ્થળે રાખી છે ત્યાંથી કાઢીને, ગાંડી છે એમ જણાવીને બીજે રાખીએ તો? મને લાગે છે કે તમારા રૂગ્ણાલયમાં તેની વ્યવસ્થા સારી રીતે થઇ શકશે!"

"હા, ત્યાં તેની સારી વ્યવસ્થા થશે." વૈદ્યે કહ્યું.

"પણ તે જીવન્ત હોય ત્યાં સુધી તમે તેની બરોબર કાળજી રાખશો ને?"

રાણીના આ ભાષણનો આશય વૈદ્યના ધ્યાનમાં પૂર્ણપણે આવ્યો હતો. રાણીના ભયંકર હેતુને સહાય કરવામાં પાપ સમાયેલું છે એમ તો તેને લાગતું જ ન હતું. પોતાની તુંબડી ભરવાની આ ઉત્તમ તક પ્રાપ્ત થએલી જોઇને તેના મનમાં અત્યંત આનંદ થતો હતો. તે બોલ્યો: "દેવી! આ ઔષધ મારી પાસે તૈયાર નથી. પરંતુ હું બનતી ઉતાવળ કરીને આજ સ્હાંજસુધીમાં તૈયાર

કરી આપીશ. મને લાગે છે કે તે નિદ્રિત અવસ્થામાં હોય તે સમયે જો આ ઔષધ તેને આપવામાં આવે તો વધારે સારૂં ! કારણ કે જાગ્રત અવસ્થામાં તે ઔષધ લેવાને કદાચિત્ કબૂલ ન પણ થાય. તે ઉંઘતી હશે તે વખતે મારા ઔષધનાં ટીપાં તેના મુખમાં રેડી શકાશે. અને તે તેના પેટમાં જવામાં કશી હરકત પડશે નહિ. આ પણ સુસ્સાઈડ બનશે, એટલે તેને શંકા પણ નહિ આવે."

"ત્યારે તમારૂં એ ઔષધ તૈયાર કરીને તમે આજે રાત્રે દોઢેક પ્રહરના સુમારે અહીં આવજો." રાણીએ આજ્ઞા કરીઃ "તે સમયે અહીં કોઈ પણ નહિ હોય. તમે પોતે જ તે ઔષધ તેને આપો તો વધારે સારૂં. જે કોટડીમાં એ વૃદ્ધાને રાખી છે તેના તાળાને બે કુંચીઓ છે. એક પેલી સુર્પણખાં પાસે અને બીજી મારી પાસે છે. આ મારી પાસેની કુંચી રાત્રીએ હું આ ચોરંગ ઉપર મૂકીશ. આ દરવાજો કેવી રીતે ઉઘાડવો એ તો તમે જાણો જ છો. રાત્રીએ તમને અવકાશ મળે એટલે તમે અહીં આવીને આટલું કામ કરજો. મેં તમને કહ્યું તે બરોબર ધ્યાનમાં રહ્યું તે ?"

વૈદ્યે નમ્રતાપૂર્વક રાણીને પ્રણામ કર્યા અને તે ત્યાંથી બહાર પડયો. જે સ્ત્રીના ઉપર રાણીને તિરસ્કાર આવ્યો હતો તેનો ધીમે ધીમે પ્રાણ લેવાને પોતે તૈયાર થયો છે, આ જલ્લાદનું કામ કરવાને પોતે તૈયાર થયો છે, પોતાના હાથે આ નિરપરાધી વૃદ્ધાનું ખૂન થનાર છે, એવો વિચાર તો તેના અંતરને સ્પર્શ પણ કરતો નહોતો !

રાણીએ આ યોજના મોટા કૌશલ્યપૂર્વક કરી હતી. સુર્પણખાં મૂંગી હોવાથી રેણુકા તેને કાંઈ પણ કહે તો તે સાંભળી કે સમજી શકે તેમ નહોતું. રેણુકા ગાંડી થઈ ગઈ છે, એવી અફવા ફેલાવવાથી પછી તેને રાજમહેલમાંથી કાઢીને વૈદ્યને ત્યાં લઈ જતાં માર્ગમાં

તે કદાચ કાંઈ પણ બોલે તો એ બધું ગાંડપણમાં તણાઈ જશે. વૈદ્યને ત્યાં ગયા પછી વૈદ્ય ધીમે ધીમે તેનો પ્રાણઘાત કરવાને તૈયાર જ છે. પોતાની આ યોજનાથી સંતુષ્ટ બનીને રાણી મનમાં બોલી. " મારી ગુપ્ત વાર્તા જેના જાણવામાં છે એવી આ માત્ર એક ડોકરી જ જીવન્ત છે. એ કાંટો એક વાર કાઢી નાખ્યો એટલે પછી મારા નામને કલંક લગાડનાર બીજું કોઈ પણ આ જગત્ ઉપર રહેશે નહિ ! "

એ પ્રમાણે પોતાની આ ભયંકર અને નીચ યુક્તિ સિદ્ધ થશે એવી કલ્પનાથી આનંદમગ્ન બનીને રાણી વસ્ત્રાગારમાંથી બહાર પડી. એ ત્યાંથી બહાર નિકળી કે તુરત જ તેના પલંગ નીચેથી એક સ્ત્રી બહાર આવી. એ સ્ત્રી વસંતિકા હતી. તેણે આ પ્રાણઘાતક ભાષણ સાંભળ્યું હતું એથી જ માત્ર નહિ, પરંતુ પોતે પલંગ નીચે છૂપાઈ રહીને સાંભળતી હતી એ વાત જો બહાર આવશે તો પોતાનો પણ ઘાત થશે એવા વિચારથી ભીતિને લીધે તેનું અંગ ધ્રૂજતું હતું.

આ વખતે વસંતિકા અહીં શા માટે આવી હતી તે આપણે જોઈએ. રેણુકા રાજમહેલમાં આવી ત્યારે વસંતિકા તેને મળી હતી એ વાચકો જાણે છે. અમુક વિશેષ કારણને લીધે રાણી અને રેણુકા વચ્ચે શું ભાષણ થાય છે તે સાંભળવાને તે અત્યંત ઉત્કંઠિત બની હતી. એટલે તે વખતે તે અંતર્ગૃહમાં આવેલા ચોર દ્વારની પાછળ રહીને તેમની વચ્ચે ચાલતું ભાષણ સાંભળતી હતી. પછી જ્યારે રાણીએ ચોરદ્વાર ઉઘાડયું ત્યારે તે એકદમ વસ્ત્રાગારમાં આવીને છૂપાઈ ગઈ. ત્યાર પછી રાણી વસ્ત્રાગારમાં આવી તે વખતે બહાર નિકળવાનો માર્ગ ન રહેવાથી પોતે રાણીની દૃષ્ટિએ ન પડે તે માટે

પલંગ નીચે છૂપાઈ રહી હતી.

સુર્પણખાં રેણુકાને ઉપાડીને ઉપલા માળે લઇ ગઈ એ વસંતિકાએ જોયું હતું. વૈદ્ય આવ્યો ત્યાં સુધી રાણી વસ્ત્રાગારમાં જ બેસી રહેવાથી તે ત્યાંથી નિકળી શકી નહિ. રેણુકા રાણીની અમુક ગુપ્ત વાર્ત્તા જાણે છે તથા તે વાત કુરે નહિ એ માટે રાણીએ યોજેલો ઉપાય વસંતિકાના જાણવામાં આવ્યો. માલતીનું સૂર્યદત્ત સાથે લગ્ન થાય એવી રેણુકાની ઇચ્છા નથી, માલતીનો વસંત-મંદિરમાં પત્તો લાગ્યો નથી, લક્ષ્મીધરનને ખૂનના આરોપસર પકડવામાં આવ્યો છે, એ ત્રણે વાત તેના જાણવામાં આવી હતી. આવી રીતે વસંતિકા ત્યાં આવી હતી અને રાણી જે અન્યાયપૂર્ણ ભયંકર કૃત્ય કરવાને તૈયાર થઇ હતી તે તેના જાણવામાં આવ્યું હતું. પલંગની નીચેથી બહાર આવીને હવે બને તેટલી ત્વરાથી રાણીની નજરે પડવાનો તેણે વિચાર કર્યો; અને રાણી અત્યારે કયે સ્થળે હશે તેની કલ્પના કરીને તે એ સ્થળે ગઇ. પરંતુ રાણી ત્યાં નહોતાં એકલો સૂર્યદત્ત જ ત્યાં તેની દૃષ્ટિએ પડયો. એટલે તે ત્યાંથી જવા લાગી.

એ જોઇને સૂર્યદત્ત બોલ્યો: "વસંતિકે! તને મારી આટલી બધી ભીતિ શા માટે લાગે છે?"

વસંતિકા પાછી ફરીને બોલી: "હમણાં કશી નવીન બાતમી તમારા જાણવામાં આવી છે?"

"હા, જગદેવ હાથ હલાવતો પાછો આવ્યો, એ જાણીને રાણીએ પેલી માલતીને પકડવાને માટે બીજા સ્વારોને દોડાવ્યા છે." સૂર્યદત્તે જવાબ આપ્યો.

"એ માલતીનું તમારી સાથે લગ્ન કરવાની રાણીએ પ્રતિજ્ઞા

લીધી છે. એ વાત તેમના મુખે જ મારા સાંભળવામાં આવી છે." વસંતિકાએ કહ્યું.

"આ તું શું કહે છે!" સૂર્યદત્ત આશ્ચર્યપૂર્વક બોલ્યો: "આ તો મારા ઉપર મોટો જૂલ્મ થાય છે!"

વસંતિકાના કપોલપ્રદેશપર શરમથી રક્તિમા છવાઈ રહી હતી. તે બોલી: "હા, એ જૂલ્મ તમારે સહન કરવો જ પડશે."

"શું? સહન કરવો પડશે!" સૂર્યદત્તને પોતાના પિતાના અપરાધના સંબંધમાં રાણીએ આપેલી ધમકીનું સ્મરણ થયું. તે બોલ્યો: "ત્યારે આ જૂલ્મમાંથી છૂટવાનો માત્ર એક જ ઉપાય છે!"

વસંતિકા બોલી: "હું તમારી સાથે આવી રીતે ધીટતાપૂર્વક એકાંતમાં ભાષણ કરી રહી છું એ તમને પણ ચમત્કારિક લાગશે. માટે હવે હું જાઉં છું. તમને જે ઉપાય યોગ્ય લાગે તે તમે કરજો."

એ સમયે વસંતિકાએ દર્શાવેલા શૃંગારિક ભાવથી સૂર્યદત્ત મુગ્ધ બની ગયો હતો. આ પ્રસંગે તે નીચી દષ્ટિ કરીને પગના અંગુઠા વડે જમીન ખોતરતી ઊભી હતી. લજ્જાને લીધે તેનું સૌંદર્ય અધિક ખીલી રહ્યું હતું. સૂર્યદત્તને વસંતિકા અત્યારે જેટલી સુંદર લાગી તેટલી સુંદર કદી પણ દેખાઇ ન હતી. તે બોલ્યો: "જરી રહે, જઇશ નહિ. આવા ચમત્કારિક પ્રસંગે પોતાનું મન ખૂલ્લું કરવાને માટે કોઇ પણ સ્નેહી સમીપમાં હોવાની જરૂર છે. મારા મનમાં શું છે એ હું તને કહું છું. આ માલતી રાણીના હાથમાં ન આવે એવી કાંઇક પણ વ્યવસ્થા કરવાની જરૂર છે. એમ નહિ તો તેનું લગ્ન કોઈ બીજાની સાથે થવું જોઇએ. ખરૂં કહું

તો જો મારૂં મન ક્યાં છે એ રાણીએ બરાબર જાણ્યું હોત તો—"

આ વખતે વસંતિકા કમ્પતી હતી, તેનું શરીર પ્રસ્વેદથી ભીંજાઈ ગયું હતું, લજ્જાથી તેના ગાલ લાલ બની ગયા હતા. તેની એ અવસ્થા સૂર્યદત્ત સમજી ગયો અને તેના તરફ પ્રેમપૂર્ણ દૃષ્ટિથી જોતો બોલ્યો: "તો તેણે તારી સાથે જ મારૂં લગ્ન નક્કી કરી નાખ્યું હોત !"

વસંતિકા તેનાપર કટાક્ષપાત કરતી બોલી: "હવે હું નહિ રોકાઉં !"

સૂર્યદત્ત તેની પાસે ગયો અને તેનો મૃદુ હસ્ત પોતાના હાથમાં લઇને બોલ્યો: "મારા કથનથી તને ગુસ્સો ચઢ્યો છે ? નહિ ! ત્યારે ખરૂં કહે, તારો મારા ઉપર પ્રેમ છે કે નહિ ?'

"ઇશ્વરની કૃપા હશે તો તમારી ઇચ્છા પૂર્ણ થશે. હવે કેવળ ઇશ્વરની કરૂણા ઉપર આપણો આધાર છે."

"ઈશ્વરની કૃપા તો જોઇએ જ. પરંતુ તે સાથે આપણે પણ પ્રયત્ન કરવાની જરૂર છે." સૂર્યદત્ત બોલ્યો.

વસંતિકા સ્હેજ શાંત થઇને બોલી: "મારો પ્રયત્ન તો ચાલુ જ છે. માલતીને અહીંથી ન્હસાડી મૂકનાર હું જ હતી."

"ત્યારે પ્રથમથી જ તારૂં મન મારા તરફ છે ?" સૂર્યદત્તે પૂછ્યું.

એનો કશો પણ જવાબ નહિ આપતાં વસંતિકાએ સ્મિતપૂર્વક તેના તરફ દૃષ્ટિ કરી. એ જોઇને સૂર્યદત્ત બોલ્યો: "ખરેખર, હું મને ધન્ય માનું છું. પણ આપણાં ઉપર આવેલું આ સંકટ હવે કેવી રીતે ટાળવું ?"

"હું એ જ વિચારમાં છું." વસંતિકાએ કહ્યું: "હું અત્યારે તમને વિશેષ કહેવા ઇચ્છતી નથી. આજે રાત્રીનો દોઢ પ્રહર પૂરો

થયા પછી અને મધ્ય રાત્રીની પહેલાં તમે મને શસ્ત્રાગારમાં મળશો ?"

"અવશ્ય મળીશ !" સૂર્યદત્તે જણાવ્યું. વસંતિકા ત્યાંથી ચાલી ગઈ.

---

## પ્રકરણ ૩૪ મું.

---

### વસંતિકા.

પ્રહર રાત્રી ગયા પછી રાણીના બિછાનાની તૈયારી થઈ અને તેણે પોતાના વિનોદને માટે એકત્ર થયેલી કુમારિકા અને દાસીઓને રજા આપી. દાસીઓ ત્યાંથી ચાલી ગઈ. ત્યારબાદ રાણી વસ્ત્રાગારમાં ગઈ, અને ત્યાં ચૌરંગ ઉપર કુંચી મૂકીને તે શયનગૃહમાં જઈને બિછાના ઉપર પડી. ત્યારબાદ એક ઘટિકા પછી ચોરદ્વાર ઉઘાડીને વસંતિકાએ વસ્ત્રાગારમાં પ્રવેશ કર્યો. એ વખતે તેના હાથમાં એક દીવો હતો. તેણે ચૌરંગ ઉપરથી કુંચી ઉપાડી લીધી અને વસ્ત્રાગારનો બીજો દરવાજો ખોલી, ત્યાંથી બહાર નિકળી દાદર પર થઈને તે ત્રીજે માળે ગઈ. આ કૃત્ય તેણે ગુપચૂપપણે કર્યું હતું. કારણ કે વૈદ્ય દોઢ પ્રહર રાત્રી ગયા પછી આવવાનું ઠર્યું હતું. એટલે તે પહેલાં ગડબડ થતી રાણીના સાંભળવામાં આવે તો તેને શંકા આવે અને પોતાનો બેત રદ થઈ જાય એવી વસંતિકાને બીતિ હતી. વસંતિકા આ પહેલાં કદી પણ ત્રીજા માળ ઉપર ચડી નહતી. તેમ જ આ ત્રીજા માળના અમુક ભાગનો તુરંગ તરીકે ઉપયોગ કરવામાં આવે છે એવું પણ તેના જાણવામાં નહતું.

દાદર ચઢીને ઉપર ગયા પછી સામસામે દરવાજાવાળી બે ઓરડીઓ તેની દૃષ્ટિએ પડી. બે ઓરડીઓની વચ્ચે એક કમાન હતી, અને તે કમાનની વચ્ચે જેણે સર્વાંગને બખ્તરથી ઢાંકયું હતું એવો એક સશક્ત સિપાઈ તેની દૃષ્ટિએ પડયો. તે સ્હેજ ચમકી પરંતુ તુરત જ તેના ધ્યાનમાં આવ્યું કે તે ખરો સિપાઇ નહોતાં માત્ર સિપાહીનું પુતળું જ છે. એથી તેને ધીરજ આવી અને તે આગળ વધી. આ બે ઓરડીઓમાંની એકમાં દીવો બળતો હતો અને સુર્પણખાં ઘોરતી હતી. તેનાં જોરથી બોલતાં નસકોરાં ઉપરથી તેને ગાઢ નિદ્રા આવી ગયેલી લાગતી હતી. એથી વસંતિકાને વિશેષ હિમ્મત આવી. ત્યારપછી સામેની ઓરડીના દરવાજા પાસે ઊભા રહીને તેણે પોતાના હાથમાંની કુંચી દ્વારના તાળામાં નાખીને ફેરવી. તે સાથે તાળું ઉઘડી ગયું અને વસંતિકા ઓરડીનું દ્વાર ઉઘાડવા લાગી. પરંતુ એટલામાં પેલો શસ્ત્રધારી સિપાહી પોતાના તરફ વળ્યો અને તેણે પોતાના હાથમાં ધારણ કરેલી તલવાર પોતાનાપર ઉગામી એવું તેની દૃષ્ટિએ પડયું! તે એકદમ ગભરાઈ ગઈ. આ વખતે તેણે બૂમ પાડી હોત. પરંતુ તેના હાથમાંથી દ્વાર છૂટીને અધખોલું રહી ગયું એટલે પેલા સિપાહીનો હાથ પણ એક જ જગ્યાએ સ્થિર રહી ગયો. એ ઉપરથી તેના સમજવામાં આવ્યું કે કાંઇક યાંત્રિક યોજના ઉપર આ પુતળાની રચના કરવામાં આવેલી હોવી જોઇએ. તે સ્વગત બોલી: "આ ઓરડીનો તુરંગ તરીકે વહિવટ કરવાનો રીવાજ ઘણા જૂના સમયથી હોવો જોઇએ. અહીં રાખેલા કેદીને કોઈ છોડાવવાને માટે આવે તો તેને બ્હીવડાવવાને આ પુતળાની આવી યાંત્રિક રચના કરેલી હોવી જોઇએ. હું સ્ત્રી હોવા છતાં પણ આ પુતળાથી ન બ્હીની તો બીજું તેનાથી કોણ બ્હીએ તેમ હતું!"

એવા પ્રકારનો વિચાર તેના મનમાં આવતાં તેને અધિક ધૈર્ય આવ્યું. તેણે પુનઃ પેલો દરવાજો ઉઘાડયો એટલે પુનઃ પેલું પુતળું તેના તરફ વળ્યું અને તેના હાથમાંની તલવાર ઉચી થઈ અને જાણે તે પુતળું શિરસ્ત્રાણની અંદરથી પોતાની સામે ટીકી ટીકીને જોતું હોય એવો ભાસ થયો. પોતે અંદર જઇ શકે એટલો દરવાજો ખૂલ્યો એટલે તે અંદર ગઈ. અંદર જતાં તેના હાથમાંના દીવાના પ્રકાશથી અંદર એક ચટાઈપર પડેલી રેણુકા તેની દૃષ્ટિએ પડી.

એ ઓરડી બિલકુલ ન્હાની હતી. દ્વારને ખૂલતું જોઇને રેણુકા બેઠી થઈ ગઇ. વસંતિકા આ વખતે ઓરડીમાં આસપાસ દૃષ્ટિ કરતી હતી. ઓરડીની દિવાલમાં માત્ર એક જ ન્હાની બારી હતી અને એ બારીમાં પણ લોઢાના મજબૂત સળીયા જડેલા હતા. તે ઓરડીમાં પ્રકાશને માટે માત્ર તે બારીનુંજ સાધન હતું. રાત્રીએ તો પૂર્ણ અંધકાર રહેતો. દરવાજો તથા બારી જે દિવાલોમાં હતી તે દિવાલો લગભગ ચાર હાથ જેટલી જાડી હતી. આ ઓરડી બંધ હોય તો પછી અંદર ગમે તેટલી બૂમો પાડે તોપણ બહાર તે કાંઈ સાંભળી શકે તેમ નહતું.

રેણુકા માટે એક ચટાઈ સિવાય બીજું કશું પણ ત્યાં હતું નહિ. અર્થાત્ રોજ નરમ બિછાનાપર સુતારી એ વૃદ્ધાને આ ચટાઇપર ઉંઘ શી રીતે આવે? વળી તેના મનમાં ઉદ્ભવતા વિચારો પણ નિદ્રાભંજક જ હતા. વસંતિકા દૃષ્ટિએ પડતાં રેણુકાના મનમાં આશા ઉત્પન્ન થઇ અને તેના તરફ ઉત્કંઠાપૂર્વક જોઈ રહી.

એ જોઇને વસંતિકા તેની પાસે જઇને બોલીઃ "બાઈ! મારાથી બની શકે તેટલી તમને મદદ કરવી એવી મારી ઇચ્છા છે. પણ ધીમે બોલો. દ્વાર ખૂલ્યું છે, અને તખ્તાચાપર પહેરો બાંધનારી

જો કે બ્હેરી છે તો પણ હજી રાણી કંઈ સાવ ગઈ નથી. માટે ધીમે બોલવું તે સારું.

રેણુકા બોલી: "વસંતિકા! તારું ઔદાર્ય ખરેખર પ્રશંસનીય છે."

"એ વાત આપણે પછી કરીશું." વસંતિકાએ કહ્યું: "પ્રથમ તમે ઉઠો અને મારી સાથે ચાલો. મેં તમારા પલાયનની તમામ ગોઠવણ કરી રાખી છે. શસ્ત્રાગારમાં મારો સહાયક બેઠેલો છે. તે તમને રાજમહેલની બહાર સુખરૂપ પહોંચાડી દેશે."

રેણુકાએ કહ્યું: "બાઈ! તું કહે છે તે ખરું છે. પરંતુ મારા પગમાં બેડી નાખીને મને લોઢાની સાંકળથી અહીં બાંધેલી છે. દરવાજાની કુંચીની માફક જો બેડીના તાળાની કુંચી પણ તું મેળવી શકી હોત તો હું અહીંથી મુક્ત થઈ શકત."

વસંતિકા આશ્ચર્યપૂર્વક બોલી: "શું! તમને સાંકળથી જકડેલાં છે!"

રેણુકાએ પોતાની શાલ ઓઢી હતી તે બાજુએ કરીને પગ ખૂલ્લા કર્યા, અને નિરાશાપૂર્વક દીર્ઘ નિઃશ્વાસ નાખતી તે વસંતિકા તરફ જોઈ રહી. આવી રીતે મનુષ્યપ્રાણીને બાંધેલું વસંતિકાએ કદી પણ જોયું ન હતું. એથી આ પ્રકાર જોઇને તેનું હૃદય વિદીર્ણ બન્યું. તે દુઃખપૂર્વક બોલી: "હે પ્રભુ! આટલો બંદોબસ્ત—"

"અને તે પણ મારા જેવા શીતેર વર્ષની બુઢ્ઢીને માટે!" રેણુકા બોલી: "જાણે આ રાક્ષસણી સુર્પણખાં, આ મજબૂત દ્વાર, અને રાજમહેલનો પહેરો, એ બધાંને ન ગણકારતાં હું ન્હાસી જાઉં એટલી બધી મારામાં શક્તિ છે એમ જ રાણી માનતી લાગે

છે ! અથવા તો કદાચિત્ અહીંથી બહાર નિકળું એ પેલી મુંગી અને બ્હેરીના ધ્યાનમાં ન રહે, એવા હેતુથી તેણે જ આ બંદોબસ્ત કર્યો હોવો જોઇએ ! ”

આ સર્વ પ્રકાર જોઇને વસંતિકા તો સ્તબ્ધ જ બની ગઇ. તેણે બેડી તરફ તથા તેની સાથે સંયોજેલી સાંકળ તરફ લક્ષપૂર્વક જોયું; અને તત્કાળ તેની ખાત્રી થઈ ગઈ કે આ બેડીમાંથી રેણુકાને મુક્ત કરવાનું કાર્ય પોતાની શક્તિમર્યાદાની બહાર છે.

“ હવે શું કરવું ?” વસંતિકાના બોલી: “માલતીને પકડવાને રાણીએ ચોતરફ સ્વાર મોકલી આપ્યા છે. ”

રેણુકા કિંચિત્ સંતોષપૂર્ણ મુદ્રાથી બોલી: “ ત્યારે વસંત–મંદિરમાં તો માલતીનો પત્તો લાગ્યો નહિ ને ?”

આ ભાષણથી વસંતિકા મનમાં શંકા આવી અને તે બોલી: “ તમારા આ પ્રશ્ન ઉપરથી માલતી વસંત–મંદિરમાં હોવી જોઇએ એમ જ મને લાગે છે. જો એમ હોય તો એમાં ભય રહેલો છે. લક્ષ્મીધન શેઠ અત્યારે કેદમાં છે. એટલે રાણી વસંત–મંદિરમાં ક્યારે અને કેટલી વાર સિપાહીઓને મોકલશે તેનો નિયમ નહિ. ”

“ માલતીને સાવધ કરવી જોઇએ. ” રેણુકા બોલી: “ તેમ જ હું કેવા સંકટમાં છું એ પણ તેણે જાણવું જ જોઇએ. રાણીએ સૂર્યદત્ત સાથે તેનું લગ્ન કરવાનો નિશ્ચય કર્યો છે. માટે આ જૂલમમાંથી તેને મુક્ત કરવાને કાંઇ પણ તજવીજ કરીને તેને કોઇ સ્થળે ગુપ્તપણે મોકલી આપવી જોઇએ. ”

“ તેને કોઇ પણ દૂર દેશમાં મોકલી દેવી જોઇએ. ” વસંતિકાએ પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો: “ ત્યારે હવે મને કહો, હું શું કરૂં ? તમે કશો પણ વિચાર કરી રાખ્યો હશે જ. મારો સહાયક

હુશિયાર અને કુશળ છે. તે તમારો સંદેશો માલતીને જણાવશે."

"કોણ જાણે માલતી અત્યારે વસંત–મંદિરમાં હશે કે નહિ. આવા સમયમાં કોઇનો પણ વિશ્વાસ કરવા કામનો નહિ. અમારા ચાકરોમાંથી કોઈ વિશ્વાસઘાત કરે તો તેનું બિચારીનું શું થાય? એટલા માટે તેને ત્યાંથી પલાયન થઇ જવાની સૂચના આપવી જોઇએ!" રેણુકાએ જણાવ્યું.

"તો પછી તે ક્યાં છે અને તેને સંદેશો કેવી રીતે પહોંચાડવો તે મને જણાવો. એટલે હું તેને જલ્દીથી પહોંચડાવવાની તજવીજ કરીશ."

વસંત–મંદિરના ભોંયતળીયે એક ગુપ્ત કોટડી છે. આ કોટડી ત્યાં જે લાકડાનો કોઠાર છે તેની જમણી બાજુએ છે. લાકડાના કોઠાર તરફ પીઠ રાખીને ઊભા રહેતાં સામે જે દિવાલ દેખાય છે તે દિવાલમાં એક ગુપ્ત દ્વાર છે. ગમે તેટલી બારિક દૃષ્ટિએ નિરીક્ષણ કરવા છતાંયે એ દ્વાર માલુમ પડવાનું નહિ. એ દિવાલપર ઉંચે માત્ર એક જ લોઢાનો ખાનો છે. એ ખાનાની બરાબર ત્રણ હાથ નીચે એટલે લગભગ સાધારણ મનુષ્યની છાતીની ઊંચાઇએ જરા જોરથી હાથ ફેરવતાં ચાંપની જગ્યા સ્હેજ હાલતી જણાશે. એ જગ્યાએ જોરથી દાબતાં એક દ્વાર અંદરથી ઉઘડશે. ત્યાં માલતી છે. તેની મુલાકાત થયા પછી તેને શું કહેવું એ તો તું જાણે છે."

વસંતિકાએ કહ્યું: "બાઇ! હું જલ્દીથી જ તમારો સંદેશો તેને જણાવીશ. તેમ તમને એ પણ હું કહી રાખું છું કે યોગ્ય તક મળતાં તમારો છૂટકારો કરવાનો પણ હું પ્રયત્ન કરીશ. હવે થોડી વારમાં રાજવૈદ્ય અત્ર આવશે. તે તમને કશું ઔષધ આપવાની તજવીજ કરશે. જો તમારે તમારો જીવ બચાવવો હોય તો તેનું ઔષધ ન

લેશે. તેથી આજની રાત્રી સૂશો પણ નહિ. કારણ કે એ ઔષધ તમે ઉંઘતાં હો ત્યારે તમને આપવાનો તેમણે વિચાર કરેલો છે. એટલે આજની રાત્રી સાવધપણે ગાળીને તેમને બરોબર બતાવી આપો કે–"

"મને વિષપ્રયોગથી મારી નાખવાનો રાણીનો વિચાર છે કે શું?" રેણુકાએ ગભરાઇને પ્રશ્ન કર્યો.

"જો કે તેનો તમારો એકદમ પ્રાણ લેવાનો વિચાર નથી." વસંતિકાએ કહ્યું: "તો પણ તેનો એવો જ કાંઇ ભયંકર વિચાર છે. તમને દિવાનાં બનાવી ધીમે ધીમે તમારો પ્રાણ લેવાની તેની ઇચ્છા છે! પણ તમે તેને નિષ્ફળ બનાવી શકશો. આજની રાત્રી તમે સંભાળો. એટલે આવતી કાલે હું ગમે તે યુક્તિ કરીશ. હું તમને આવા સંકટમાં સહાય કર્યા સિવાય રહીશ નહિ!"

"ઇશ્વર તારૂં કલ્યાણ કરો." રેણુકા બોલી: "પણ હું તને એટલું કહું છું કે તું મારે માટે તારો જીવ જોખમમાં નાખીશ નહિ. હું વૃદ્ધ છું! મારા મૃત્યુથી કોઇને વિશેષ દુઃખ થાય તેમ નથી. એટલે હું કદાચ મરી જાઉં તો ચાલે, પણ તું વિનાકારણ સંકટમાં ન પડીશ!"

તેમનું એ ભાષણ ચાલતું હતું તે વખતે આ બાજુએ કોટડીની બહાર શું થતું હતું? પેલી ભયંકર સ્ત્રી–સુર્પણખા પોતાની કોટડીમાંથી ઉઠી, બહાર આવી, પેલા પુતળાની આડે ઊભી રહીને અંદર શું ચાલે છે તે જોતી હતી. વસંતિકાને કોટડીમાંથી બહાર નિકળતી જોઇ કે ચપળતાથી તે પોતાની કોટડીમાં ચાલી ગઇ અને બિછાનાપર પડીને ઘોરવા લાગી.

એ કોટડીમાંથી બહાર નિકળ્યા પછી વસંતિકાએ તેનું દ્વાર બંધ કર્યું. તે જેમ જેમ દ્વાર વાસવા લાગી તેમ તેમ પેલું પુતળું ફરવા

લાગ્યું અને તેનું તલવાર ઉચંકેલા હાથ નીચે આવવા લાગ્યા. દર-વાજો બંધ થતાં પુતળું પૂર્વવત્ દેખાવા લાગ્યું વસંતિકાએ દરવાજાને તાળું વાસ્યું, અને તે પાછી દાદર તરફ જવા લાગી. આ વખતે સુર્પણખાંના નસકોરાંનો અવાજ આવતો હોવાથી તે પોતાના મનમાં બોલી: "સારૂં થયું! આ હજી સુતેલી જ છે!"

પુનઃ મોટી સાવધાનીથી દાદર ઉતરીને વસંતિકા વસ્ત્રા-ગારમાં આવી, અને તેણે પેલી કુંચી ચોરંગ ઉપર મૂકી દીધી. પછી ત્યાંથી બહાર નિકળીને અગાઉ નક્કી કર્યા મુજબ તે સુર્યદત્તને મળ-વાને માટે શસ્ત્રાગારમાં ગઈ.

વસ્ત્રાગારમાંથી વસંતિકા બહાર પડી નહિ હોય ત્યાં સુર્પણખાં દાદરનું દ્વાર ખોલીને નીચે આવી, અને આમતેમ ન જોતાં તે ઠેઠ રાણીના શયનમંદિરમાં જઇને દાખલ થઈ. સુર્પણખાંને એકાએક પોતાની પાસે આવેલી જોઇને રાણીને અત્યંત આશ્ચર્ય થયું, અને તેણે સુર્પણખાંને ઇશારતથી પૂછ્યું: "કેમ આવી છું?" સુર્પણ-ખાંએ પણ ઇશારતથી વસંતિકા રેણુકાને મળ્યાની હકીકત રા-ણીને જણાવી.

વાસ્તિવિક રીતે જોઇએ તો વસંતિકા રેણુકાની કોટડી પાસે ગઈ તે વખતે સુર્પણખાં સુતીજ હતી. પણ જ્યારે તે કોટડીનું દ્વાર ઉઘાડવા લાગી અને પુતળું ફરવા લાગ્યું ત્યારે સુર્પણખાં જાગૃત થઈ ગઈ. કેમકે તેણે સાવચેતીને ખાતર પેલા પુતળાના પગે દોરી બાંધી, એ દોરી પોતાની ઓરડીમા લઈ જઇને પોતાના હાથ સાથે બાંધી હતી. પુતળું ફરતાં તેના હાથપર બાંધેલી દોરીને આંચકો લાગવાથી તે જાગૃત થઈ ગઈ હતી. પ્રથમ તેને એમ લાગ્યું કે રાણીની આજ્ઞાથી વસંતિકા રેણુકાને મળવાને આવી હશે. પણ જ્યારે રેણુ-

કાએ પોતાનાં પગમાંનો બેડી બતાવી, એ વખતે સુર્પણખાંના મનમાં શંકા ઉપજી. વળી જ્યારે રેણુકાએ વસંતિકાનું હિતચિંતન કર્યું તે સમયની તેની મુદ્રા, તથા તેને મુક્ત કરવાની વસંતિકાએ પોતાની ઇચ્છા દર્શાવી એ વખતની તેની મુદ્રા જોઇને, આમાં કશો ભેદ છે એમ સુર્પણખાંને લાગ્યા સિવાય રહ્યું નહિ. તે વસંતિકા ગઇ ત્યાં સુધી ઉંઘવાનો ઢોંગ કરીને પડી રહી હતી. પરંતુ પછી સ્હેજ પણ ઢીલ નહિ કરતાં તેણે આ સમાચાર રાણીને જણાવ્યા.

આ સુર્પણખાં મૂંગી અને બ્હેરી હતી ખરી, પરંતુ તે ચંચળ અને ચતુર પણ હતી. રાણીને પણ તેની સાથે પુષ્કળ કામ પડતું હોવાથી તેઓ અરસપરસ એક બીજાની ઇશારત સમજી જતાં હતાં. આ મૂંગી રાજમહેલમાં જેમનો વિશેષ અવરજવર હતો તે તમામ મનુષ્યોને ઓળખતી હતી અને વળી જુદી જુદી સંજ્ઞાથી રાણીને પણ ઓળખાવી શકતી હતી. એટલે રાણીને રેણુકા પાસે વસંતિકા અત્યારે ગઇ હતી એ વાત સમજવામાં જરી પણ મુશ્કેલી પડી નહતી. રાણીએ સુર્પણખાંને તેના ઠેકાણે જવાની આજ્ઞા કરી, અને તે પોતાના શયનમંદિરમાંથી બહાર પડી.

એટલામાં વસ્ત્રાગાર તરફ જતો વૈદ્ય તેને મળ્યો. રાણી સ્હેજ ઉચ્ચ સ્વરે બોલી: "કેમ ! તમે મારી આજ્ઞા આવી રીતે જ પાળો છો કે ? વસ્ત્રાગારમાં ચૌરંગ ઉપર હું કુંચી મૂકનાર છું એ માત્ર તમને જ માલૂમ હોવા છતાં બીજાના જાણવામાં કેવી રીતે આવ્યું ? તમે આવી રીતે જ ગુપ્તપણે મારૂં કામ કરવાના !"

વૈદ્ય તદ્દન શાંતપણે અને જરી પણ ડર્યા સિવાય બોલ્યો: "દેવી ! આ સંબંધમાં મારા મુખમાંથી એક ચકાર સરખોએ બહાર પડ્યો નથી !"

"પણ પેલી વસંતિકાને તમામ નહિ તો કેટલીક વાતની માહિતી મળી છે, એ કેવી રીતે ?" રાણીએ પૂછ્યું.

"વસંતિકા એ સેનાધ્યક્ષની કન્યા ને ?" વૈદ્ય બોલ્યો: "હમણાંજ મેં તેને શસ્ત્રાગાર તરફ જતી જોઈ છે."

તે સાંભળીને રાણી બોલી: "વૈદ્યરાજ ! તમે થોડો સમય અહીંજ બેસો." એટલું કહીને રાણી ત્યાંથી ચાલી ગઈ અને શસ્ત્રાગાર પાસે આવીને ઊભી રહી. દ્વારની તડમાંથી જોતાં વસંતિકા મોટા પ્રેમથી સૂર્યદત્ત સાથે વાતો કરી રહી છે એમ તેની નજરે પડયું. રાણી તડ ઉપર કાન મૂકીને સાંભળવા લાગી તો નીચેનું સંભાષણ તેના કાનપર પડયું.

વસંતિકા બોલી: "એટલા માટે આ કાર્ય તમારે કરવુંજ જોઈશે !"

"હું રાણીના અંગરક્ષક સૈન્યનો નાયક છું એમ જણાવીને વસંત–મંદિરમાં તો જઈશ પરંતુ ત્યાંના સેવકો મને પેલી ગુપ્ત કોટડી શી રીતે બતાવશે ? કદાચિત્ એ સેવકોને પણ એ કોટડીની માહિતી નહિ હોય !"

"એ હું બધું કહું છું. તમે ધ્યાન આપીને સાંભળો એટલે બધું કામ થશે." એમ કહીને વસંતિકાએ રેણુકાના મોઢેથી સાંભળેલી ગુપ્ત કોટડી ઉઘાડવાની માહિતી સૂર્યદત્તને જણાવી. રાણીએ પણ તે અક્ષરશઃ સાંભળી ! ત્યારપછી એ બન્નેનું સંભાષણ પૂરું થયેલું જોઈને રાણી પુનઃ વસ્ત્રાગારમાં આવી. તેણે વૈદ્યને કહ્યું: "વૈદ્યરાજ ! પેલો સૂર્યદત્ત અને પેલી છોકરી અમારી વિરુદ્ધ કારસ્થાન કરી રહ્યાં છે. તે માટે તેનો બંદોબસ્ત જલદીથીજ થવો જોઈએ. તમે હમણાંજ દેવડીપર જાઓ. ત્યાં પહેરેગીરોનો જમાદાર સત્યસાગર છે, તેને

મારો હુકમ જણાવો કે હમણાં થોડા સમયમાંજ સૂર્યદત્ત દરબારગઢની બહાર નિકળે તે વખતે તેને બહાર જવા નહિ દેતાંકેદ કરીને એક કોટડીમાં બંદોબસ્તથી રાખો; અને ત્યાં જગદેવ નામનો બીજો જમાદાર છે, તેને જણાવો કે તે અત્યારે ને અત્યારે બાર સ્વારો સાથે તૈયાર થઇને અમારી રાહ જોતો દેવડીપર હાજર રહે. અમે પોતે પણ તેની સાથે જવાનાં છીએ માટે અમારા અશ્વ ઉપર પણ જીન ચડાવીને તેને તૈયાર કરવો !"

એ પ્રમાણે વૈદ્યને હુકમ કરીને રાણીએ બહાર જવાને યોગ્ય વસ્ત્રો ધારણ કર્યાં, અને તે વસંતિકાને જે દિવાનખાનું ઉપભોગને અર્થે આપ્યું હતું ત્યાં ગઇ. વસંતિકા ત્યાંજ હતી. રાણીએ તેને અમુક નાજુક અને ગુપ્ત કામ છે એમ જણાવીને પોતાના વસ્ત્રાગારમાં બેસવાની આજ્ઞા કરી. ત્યાંથી તે પોતે સુર્પણખાને બોલાવવાને ત્રીજા માળપર ગઈ. ત્યાં જઇને રાણીએ ઇશારતથી પોતાની આજ્ઞા સુર્પણખાને જણાવી અને તેની સાથે તે પુનઃ વસ્ત્રાગારમાં આવી. આ ભયંકર સ્ત્રીનું આ વેળાએ દર્શન થવાથી વસંતિકા ગભરાઈ ગઈ. એટલામાં સુર્પણખાએ એક હાથ તેના મુખપર રાખી મ્હોં દાબી દીધું અને બીજા હાથે તેને ઉચકીને તે એકદમ દાદરપર ચડીને ઉપર ચાલી ગઈ.

એજ સમયે નીચે દેવડીપર પહેરેગીરોના નાયક સત્યસાગરે રાણી સાહેબની આજ્ઞાથી પોતાના વરિષ્ટ અધિકારી—સૂર્યદત્તને પણ કેદ કર્યો !



# પ્રકરણ ૩૫ મું.

---

## છૂપી કોટડી.

હવે આપણે માલતીની ખબર લઈએ. તે જે વખતે ગુપ્ત કોટડીમાં જઈને બેઠી હતી તે વખતે માત્ર બે ઘટિકા દિવસ રહ્યો હતો. તે કોટડીમાં દાખલ થઈ તેજ વખતે રાણીના સિપાહીઓ વસંત-મંદિરમાં આવ્યા હતા. થોડા સમયમાં જ બાજુના દિવાનખાનામાં કોઇ મોટેથી બૂમો પાડે છે એવો અવાજ તેના કાને પડ્યો, અને હથિયારનો ખણખણાટ પણ સંભળાવા લાગ્યો. આ પ્રકાર બની ગયાને વિશેષ સમય થયો નહિ હોય એટલામાં પોતાની કોટડીનું ગુપ્ત દ્વાર ઉઘડતું હોય એમ તેને લાગ્યું, અને બીતિથી તે એક કબાટની પાછળ છૂપાઇ ગઇ. આ કોટડીનો દરવાજો ખોલીને બે માણસો એક ત્રીજા માણસને ઉચકીને લાવતા તેની દૃષ્ટિએ પડ્યા. પણ તેઓ કોણ છે એ તે જાણી શકી નહિ. તેમણે ત્રીજા માણુસને ત્યાં મૂક્યો અને તે બન્ને જણા દરવાજો બંધ કરીને ત્યાંથી ચાલ્યા ગયા. ત્યારપછી માલતી જે સ્થળે છૂપાઈ રહી હતી ત્યાંથી બહાર નિકળીને આગળ આવી અને જમીન ઉપર મૂકેલા મનુષ્ય તરફ જોવા લાગી. તેનું સર્વાંગ રક્તથી તરબોળ બની ગયેલું હોવાથી પ્રથમ તો તે ઓળખી શકી નહિ, પરંતુ પછી અલ્પ સમયમાં જ તે સત્યવર્મા છે એમ તેના ધ્યાનમાં આવ્યું.

સત્યવર્માને એવી સ્થિતિમાં જોતાં બાકી બધા વિચારો તેના

મનમાંથી અદૃશ્ય બની ગયા અને તે જીવન્ત છે કે નહિ એ તે લક્ષપૂર્વક જોવા લાગી. એજ વખતે જગદેવ મોટેથી બૂમો પાડીને લક્ષ્મીધનને પકડવાનો હુકમ કરતો હતો. પરંતુ એ બાજુએ માલતીનું લક્ષ ગયું નહિ. સત્યવર્મા જીવન્ત છે, પરંતુ માત્ર તેને પ્રબલ મૂર્છા આવી છે, એવું માલતીના ધ્યાનમાં આવ્યું. પછી તેનું લક્ષ બહાર ગયું. પરંતુ એ વખતે જગદેવ ત્યાંથી ચાલ્યો ગયેલો હોવાંથી બહાર શૂમશૂમાકાર હતું.

માલતીએ સત્યવર્માનો જખમ તપાસી જોયો. જખમમાંથી પુષ્કળ રક્ત વહી ગયું હતું, પરંતુ તે માંસ કાપીને વિશેષ ઉંડો ગયો નહોતો, એટલે એ વિશેષ પ્રાણઘાતક છે એવું માલતીને લાગ્યું નહિ. તેણે પ્રથમ તે જખમ ધોઈ નાંખ્યો અને તેના ઉપર ભીનો પાટો બાંધી દીધો. એ કાળે કયે સમયે કોના ઉપર શો પ્રસંગ આવશે તેનો નિયમ ન હતો, એટલે આ કોટડીમાં મનુષ્યને હમેશાં જેની જરૂર પડે તે પદાર્થો થોડા થોડા રાખવામાં આવતા હતા. આ કોટડીની વ્યવસ્થા રાખવાનું કાર્ય રેણુકા કરતી હોવાથી તે જાતે હમેશાં સવારે કોટડીમાંથી કચરો કાઢીને તેમાં તાજું અને સ્વચ્છ પાણી ભરી જતી હતી.

ત્યારપછી માલતીએ એક કપડાનો કુચો પાણીમાં પલાળીને સત્યવર્માના મુખ ઉપરથી રક્તના ડાઘ લુછી નાંખવા માંડ્યા. તેની ભમર, તેનાં પાણીદાર નેત્રો, સરલ નાક, પ્રમાણસર મુખ, વગેરે અવયવો એક પછી એક લુછતાં તેના મનને સત્યવર્માનું સૌંદર્ય અધિકાધિક આકર્ષવા લાગ્યું. રક્તપ્રવાહ બંધ થઈ ગયો હતો અને પાણીથી ઠંડક થતી ચાલી હતી, એથી સત્યવર્મા સાવધ થવા લાગ્યો. તેણે નેત્રો ખોલીને માલતી સામે જોયું. પરંતુ હજી તેને ઓળખી

શકે એટલી શુદ્ધિ આવી ન હતી. ધીમે ધીમે તે અધિકાધિક શુદ્ધિમાં આવતો ગયો અને માલતીને ઓળખીને તેણે સ્મિત કર્યું. એ જોઇને માલતી આનંદપૂર્વક બોલી: "સરદાર સાહેબ ! તમે આ સ્થળે બિલકુલ સુરક્ષિત છો. અહીં બ્હીવાનું કશું પણ કારણ નથી."

તેના એ શબ્દો સાંભળીને સત્યવર્માના મનનું સમાધાન થયું હોય એમ લાગ્યું. તે જીભવડે પોતાનો ઓષ્ટ ચાટવા લાગ્યો. અર્થાત્ એનો કંઠ સુકાય છે એમ ધ્યાનમાં આવતાં માલતીએ પાણીનાં બિન્દુ તેના મ્હોંમાં નાંખ્યાં, એટલે તેનામાં બોલવાની શક્તિ આવી અને તેણે જળપાનની ઇચ્છા દર્શાવી. થોડું પાણી પેટમાં જતાં તેનામાં હુશિયારી આવી અને તેણે પોતાને લાગેલા જખમ તરફ નજર કરી. જખમને બાંધેલો છે એમ તેના જોવામાં આવ્યું. તેને પૂર્વે બનેલા તમામ પ્રકારનું સ્મરણ થયું અને માલતીએ પોતાની સેવા કરી છે એ ધ્યાનમાં આવતાં તે કૃતજ્ઞ દૃષ્ટિએ તેની સામે જોવા લાગ્યા.

માલતીએ કહ્યું: "મહારાજ ! અત્યારે તમે વસંત–મંદિરમાં એક ગુપ્ત સ્થળે છો. તમને અહીં કોણ લાવ્યું એ મારા સમજવામાં આવ્યું નથી."

ઊંડા ઉતરેલા સ્વરે અને ત્રૂટક શબ્દોથી સત્યવર્મા બોલ્યો: "હું ધારૂં છું કે લક્ષ્મીધન શેઠ પોતે અને તેમનો એક સેવક મને અહીં લાવ્યા છે."

"હું તેમને ન ઓળખી શકી એ જાણીને મને આશ્ચર્ય થાય છે !"

"હું આમ બેશુદ્ધ અવસ્થામાં કેટલો સમય રહ્યો હોઇશ ?"

"લગભગ એક ઘડી થઇ હશે."

"ત્યારથી અત્યારસુધીમાં કશી ગરબડ થઇ હતી કે નહિ ?" સત્યવર્માએ પૂછ્યું.

"ના, કશી પણ ગરબડ થઇ નથી." માલતીએ જવાબ આપ્યો.

"તો પછી રાણીના સિપાહીઓ તારો પત્તો લાગતો નથી એમ જોઇને પાછા ગયેલા હોવા જોઇએ, કારણકે તેઓ તને શોધવાને માટે જ અહીં આવ્યા હતા." સત્યવર્માએ જણાવ્યું.

સત્યવર્માના એ ખુલાસાથી માલતીએ કિંચિત્ વિચાર કર્યા પછી પ્રશ્ન કર્યો: "એમ જો હોય તો આપની ખબર લેવાને લક્ષ્મીધન શેઠ હજી કેમ ન આવ્યા ?"

"હું પણ એજ વિચાર કરી રહ્યો છું." સત્યવર્મા પણ આશ્ચર્યપૂર્વક બોલ્યો.

"એ ઉપરથી મને લાગે છે કે વસંત-મંદિરમાંથી હજી સરકારી સિપાહીઓ ગયા નથી. તેમનો ચોતરફ સખ્ત પહેરો હોવાથી લક્ષ્મીધન શેઠ અહીં આવ્યા નહિ હોય." માલતીએ કહ્યું.

"પણ એ સિપાહીઓને તો આ કોટડીનો પત્તો લાગશે નહિ ને ?" સત્યવર્માએ પૂછ્યું.

"એ તો બિલકુલ અશક્ય છે." માલતીએ જણાવ્યું: "બહાર જરી તક મળશે કે શેઠ જરૂર અહીં આવશે અને રેણુકાબાઇ અહીં પાછાં આવશે એટલે તો અહીં આવીને જરૂર મને મળશે." થોડો સમય વિચાર કર્યા પછી માલતી પુનઃ બોલી: "તમે અહીં શામાટે આવ્યા હતા ? અને તમારા શરીરપર આવાં ખલાસીનાં વસ્ત્રો ક્યાંથી ?"

એટલે સત્યવર્માએ રાજમહેલમાંથી નિકળ્યા. પછી વસંત-મંદિરમાં પોતે દાખલ થયો ત્યાંસુધીની તમામ હકીકત માલતીને જણાવી, પોતાના બંધુએ તેને મદદ કરી હતી એ પણ એક ભરવાડના છોકરા પાસેથી પોતાના જાણવામાં આવ્યું હતું એમ કહીને તેણે પુછ્યું: "મારા બન્ને બંધુ ક્યાં છે?"

"તે બન્ને મારી પાસેથી પેલી રાજમુદ્રિકા લઇને કામસેનને છોડાવવાને માટે મણિપુર ગયા છે."

સત્યવર્મા આનંદપૂર્વક બોલ્યો: "મારા શૂરવીર બંધુઓએ તેમના શાર્યને શોભે તેવું જ આચરણ કરેલું જાણીને મને અત્યંત સંતોષ થાય છે."

તેને આવેશપૂર્ણ બનેલો જોઇને માલતી બોલી: "મહારાજ! આપના મનને ઉશ્કેરાવા ન દ્યો. આપના શરીરમાંથી પુષ્કળ રક્ત વહી ગયેલું હોવાથી આપ ઘણા જ અશક્ત બની ગયા છો. માટે જરા સ્વસ્થપણે આરામ લ્યો. આપને થોડી નિદ્રા આવવાથી શક્તિ પુનઃ પ્રાપ્ત થશે."

"તું કહે છે તે ખરૂં છે." સત્યવર્મા સ્મિતપૂર્વક બોલ્યો: "હું મારા મનને ઉશ્કેરાવા દઈશ નહિ, પણ તું જો મને મ્હોં બંધ કરવાનું કહીશ તો એ માત્ર મારાથી બની શકશે નહિ. પણ હું તને એક પ્રશ્ન પૂછવા માંગું છું. આજે બપોરે મારી અને રાણીની મુલાકાત થઇ તે વખતે તેણે કાંઇ વિલક્ષણ અપરાધ મારા ઉપર મૂક્યો હતો અને એ વાત તારા મુખેથી તેણે સાંભળી હતી એમ જણાવ્યું હતું. તેં કયા વિશેષ હેતુથી એમ કહ્યું હશે એમ સમજીને એ અપરાધ મેં કબૂલ કર્યો હતો, પણ અત્યારે હું તને કહું છું કે આપણે બન્નેએ જે અપરાધ નહિ કરવા છતાં કબૂલ કર્યો છે, તે અપરાધ

જો આપણા હાથે ખરેખર થાય તો વધારે સારૂં!"

આ ભાષણનું તાત્પર્ય માલતીના ધ્યાનમાં આવી ગયું. તે ચકિત બનીને બોલી: "મહારાજ! આપના આ ભાષણનો અર્થ શો!"

"માલતી!" સત્યવર્મા પ્રેમપૂર્ણ સ્વરે બોલ્યો: "હું આ બારીમાં બે વખત આવ્યો હતો-તે તને મળવાને માટે-તારી સાથે પ્રેમવાર્તા કરવ ને માટે આવ્યો હતો એવું તેં કહ્યું હતું, એમ રાણી પાસેથી મારા જાણવામાં આવ્યું છે."

"મહારાજ! રાણીએ એ આપની પાસે ભળતી જ વાત કરી છે." માલતીએ ખુલાસો કર્યો: "મને તે શો પ્રશ્ન કરતી હતી અને તેનો હું શો જવાબ આપતી હતી, તેનું મને પોતાને જ ભાન ન હતું, કારણકે રાણી મારૂં લગ્ન કરવાને માટે એટલી બધી આતુર-"

"શું લગ્ન?" સત્યવર્માએ આશ્ચર્યપૂર્વક પૂછ્યું: "કોની સાથે?"

માલતી લજ્જિત બનીને બોલી: "કોણ જાણે રાણીના મનમાં શું એ હશે! પણ તે તમારા કાકાના દીકરા સૂર્યદત્ત સાથે મારૂં"- થોડો સમય મૌન રહીને તે બોલી: "મેં મારા આખા જન્મારામાં તેને કદી જોયેલો નહતો. ફક્ત આજે રાજમહેલમાં તેને એક વખત જોયો હતો. આવી રીતે મારા પાલનકર્તાને પણ જણાવ્યા સિવાય એકદમ ઉતાવળ કરીને રાણી મારા લગ્નનો નિશ્ચય કરી નાંખે, એ જોઇને મને કેવું લાગ્યું હશે વારૂ?"

"એથી તને માઠું લાગે એ સ્વાભાવિક છે." સત્યવર્મા ગંભીરપણે બોલ્યો: "પણ માલતી! મારી અને તારી આમ ચાર-પાંચ વાર મુલાકાત થઇ અને આપણી વચ્ચે મૈત્રી જામી, એ એક ઈશ્વરી સંકેતજ માનવો જોઇએ. હું પૂછું છું કે આપણે આ મૈત્રીને બીજું

નામ શામાટે ન આપવું ? મારા મનમાં માત્ર મૈત્રી સિવાય જુદાજ પ્રકારની ભાવના ઉત્પન્ન થવા લાગી છે, એ હું પ્રાંજલપણે કબૂલ કરૂં છું. માલતી ! મારો પ્રેમ તારા તરફ વિશેષ આકર્ષાવા લાગ્યો છે. અત્યારે મારી સ્થિતિ ભયંકર છે એ હું સમજું છું, એટલા માટેજ તું મારા ઉપર પ્રેમ કર એમ હું અત્યારે કહેવા ઇચ્છતો નથી. આપણા ઉભય ઉપર બીજી અર્ધ ઘટિકાની અંદર શો પ્રસંગ ગુજ-રશે તેનો નિયમ નથી. એટલા માટે, માલતી ! હું તને વિનતિ કરૂં-છું-હું તને પ્રાર્થના કરૂં છું. જો તું માત્ર એકજ શબ્દથી તેં મારાં પ્રેમનો સ્વીકાર કર્યો છે એમ જણાવીશ-તારો પ્રેમ મારા ઉપર છે એમ મારા સમજવામાં આવશે, તો મારો એટલો કાળ પણ મોટા આનંદમાં પસાર થશે !"

જો માલતી ન્હાની ચૌદ-પંદર વર્ષની છોકરી હોત તો સત્ય-વર્માના પ્રસ્તુત ભાષણથી તે ગભરાઇ જાત અને તેના મુખમાંથી એક શબ્દ પણ નિકળત નહિ. પરંતુ અત્યારે તેને લગભગ ચોવાશ વર્ષ થવા આવ્યાં હતાં. એટલે તેણે સત્યવર્માનું ભાષણ શાંતપણે શ્રવણ કર્યું. તેના મનમાં લજ્જાને સ્થાન મળ્યું હતું ખરૂં, તથાપિ અત્યારે યોગ્ય ઉત્તર આપવો એ પોતાનું કર્ત્તવ્ય માનીને તે સ્વસ્થ-પણે બોલી: " મહારાજ ! આપનું આ ભાષણ સાંભળીને મને માઠું લાગતું નથી. આપના સંબંધમાં મારા મનમાં કશો વિચાર આવતો નથી એમ પણ નથી. આપના સંબંધમાં વિચાર કરવા લાગતાં આજ-સુધી નહિ અનુભવેલી એવી વિલક્ષણ ભાવના મારા મનમાં પેદા થાય છે. તથાપિ કાળ તરફ નજર કરીને આપે આપના મનને સમા-લી રાખવાની જરૂર છે, કારણકે અર્ધ ઘટિકા પછી શું થશે તે ન સમજી શકાય એવી આપની ચમત્કારિક સ્થિતિ છે. પરંતુ હું આપને

એટલું કહું છું કે મારા જીવનપર્યંત મને કદી પણ આપનું વિસ્મરણ થનાર નથી. આપના હમણાંના શબ્દો મારા હૃદયપર ઉપર કોતરાઈ રહ્યા છે, એટલા માટે આપ બાજી ત્રીજી ભાવનાને તીવ્ર થવા ન દેતાં આપણે એક બીજાનાં મિત્ર છીએ—જીવનતન મિત્ર છીએ. એટલીજ ભાવના મનમાં રાખીને, તે પ્રમાણેનું આચરણ રાખવું જોઈએ. કોઈ વિલક્ષણ યોગાયોગથી આપણી મુલાકાત થઈ અને આપણો સંબંધ અધિકાધિક ગાઢ થતો ગયો છે. એ સંબંધ છેવટસુધી સુખકર થાઓ એવી જ આપણે પરમાત્મા પાસે માંગણી કરવી જોઇએ!"

અત્યારે પોતે એકાન્તમાં છે એ વાત ધ્યાનમાં આવતાં સત્યવર્મા બોલ્યો: "માલતી! તારૂં કથન યથાર્થ છે. માત્ર મિત્રત્વને ઉચિત ભાવના મનમાં ધારણ કરીને પરસ્પરની સાથે વર્તન રાખવું જોઈએ. તારી આ સુશીલતાથી મને ખરેખર આનંદ થાય છે."

ત્યારપછી તેમણે પોતાના સંભાષણનો વિષય બદલ્યો. તે દિવસે સ્હવારથી એ બન્નેના ઉપર જે પ્રસંગ ગુજર્યો હતો, તેને લગતી હકીકત તેમણે એકબીજાને વિગતવાર રીતે જણાવી. તથાપિ રેણુકાની પરવાનગી સિવાય પેલા પદકના સંબંધમાં કિંવા પોતાની બાલ્યાવસ્થાના સંબંધમાં કશી પણ વાત સત્યવર્માને કહેવાનું તેને યોગ્ય લાગ્યું નહિ. એ પ્રમાણે વાતો કરતાં સત્યવર્માની આંખો ઘેરાવા લાગી, એટલે માલતીએ તેને વિષય નહિ બોલવાની વિનતિ કરતાં તે ત્યાં પડેલા બિછાનાપર આડે પડખે થયો. અલ્પ સમયમાંજ તેને નિદ્રા આવી ગઇ.

સત્યવર્મા નિદ્રામાં નિમગ્ન થયા પછી માલતી વિચારમાં ગર્ક બની ગઈ. તેને સત્યવર્માના પ્રેમકથનનું સ્મરણ થયું અને કેટલોક સમય તેના સંબંધમાં વિચાર આવવા લાગ્યા. એવામાં તેને લક્ષ્મી-

ધનનું સ્મરણ થયું. "જ્યારે તેમણે પોતાના હાથે આ જખમી થયેલા સત્યવર્માને આ ગુપ્ત કોટડીમાં રાખેલ છે, ત્યારે તેઓ તેની ખબર કાઢવાને ક્યારનાયે આવવા જોઈતા હતા; પણ તે આવ્યા નથી એનું કારણ શું હશે? હું આ કોટડીમાં ભરાઇ રહેલી છું એવું તો તેમના જાણવામાં નહિ હોય ને? વારુ, મોટી બ્હેન હજુસુધી કેમ નહિ આવ્યાં હોય? તેમને ગયાને પણ ઘણો વખત થઈ ગયો!" એ પ્રમાણે વિચાર ચાલતો હતો, તે દરમિયાન એક ઘડી પછી બીજી ઘડી પસાર થવા લાગી. પણ એ ગુપ્ત કોટડી તરફ કોઇ પણ આવ્યું નહિ. સત્યવર્માને પણ ગાઢ નિદ્રા આવી ગઈ હતી.

કોટડીમાં અંધારું થવાથી માલતીએ દીવો પ્રકટાવ્યો. હજુ પણ લક્ષ્મીધન કે રેણુકા કોઈ પણ ન આવવાથી, તેનું શું કારણ હશે એ બાબતનો તે વિચાર કરવા લાગી. રાણીના સિપાઈઓ હજી વસંત-મંદિરમાં હશે કે પાછા ગયા હશે એ બાબતમાં પણ તેના મનમાં વિચાર આવ્યો. પરન્તુ સિપાઈઓ કણું કરીને ચાલ્યા ગયેલા હોવા જોઇએ, એમ તેને લાગ્યું. કારણકે તેમનાં હથિયારોનો ખણખણાટ કિંવા તેમની બૂમો બિલકુલ કર્ણગોચર થતી ન હતી. એક વખત કોટડીની બહાર જઈને તપાસ કરવાનો તેણે વિચાર કર્યો. તે દરવાજા પાસે આવી, પણ તેને દરવાજો ઉઘાડતાં આવડ્યો નહિ! મોટી બ્હેને ઉતાવળમાં માત્ર બહારથી એ દરવાજો ખોલવાની કળા તેને બતાવી હતી. અંદરથી દરવાજો કેવી રીતે ખોલવો એ જણાવવાનું રાજમહેલમાં જવાની ગરબડમાં તે ભૂલી ગઇ હતી. માલતીએ પુષ્કળ પ્રયત્ન કર્યા, પરંતુ તેમાં યશ મળ્યો નહિ. તેના મનમાં એવો પણ વિચાર આવ્યો કે મોટેથી બૂમો પાડીને નોકર ચાકરને બોલાવવા. પરંતુ એમ કરવાથી કદાચ રાણીના સિપાઈઓ ત્યાં હોય તો પોતે

તેમના હાથમાં સપડાય અને સ્વરક્ષણ કરવાને અશક્ત સત્યવર્મા પણ તેમના હાથમાં સપડાય એવી બીતિથી તે નિરાશ બનીને મંચકપર પડી અને અલ્પ સમયમાં તેને પણ નિદ્રા આવી ગઇ.

મધ્યરાત્રીના શુમારે માલતી અને સત્યવર્મા બન્ને ચમકીને જાગૃત થઈ ગયાં, કારણકે કોઇએ પણ આશ્ચર્યથી પરંતુ દુઃખકારક સ્વરે મોટેથી ચીસ પાડી હોય એમ તેમના સાંભળવામાં આવ્યું હતું. તેમણે બન્નેએ પોતાની આસપાસ દૃષ્ટિ કરી.

તેમણે પોતાની સામે શું જોયું હશે વારૂ !

એ કોટડીના ઉંબરા પાસે ક્રોધથી જળી રહેલી, ઝેરી નાગિણીની પેઠે ફુત્કાર નાંખતી, રક્તવર્ણાં નેત્રામાંથી અગ્નિ વર્ષાવતી અને યમના જેવી ભયંકર મુદ્રા ધારણ કરેલી રાણી ઇન્દિરાવતીને તેમણે ઊભેલી જોઇ ! !

---

## પ્રકરણ ૩૬ મું.

---

### મણિપુરનો કેદી.

ચંદ્રદુર્ગમાં કામસેનને કેદ કર્યા પછી તેને લાવીને મણિપુરની તુરંગમાં રાખવામાં આવ્યો હતો. ત્યાં જોકે તે કેદમાં હતો તોપણ તેને હેરાનગતી ન હતી. તેને માટે જોઇએ તે વસ્ત્રો, પાગરણ વગેરે તેને મળ્યું હતું. તેને ખાવાને

માટે અન્ન પણ સારૂં આપવામાં આવતું હતું. તેને જે પદાર્થની જરૂર હતી તે મળી શકતો હતો. કામસેને ત્યાંના રક્ષકનું મન પોતાના તરફ આકર્ષી લીધેલું હોવાથી તેની એવી બરદાસ્ત રાખવામાં આવતી હતી કે એ તુરંગમાં વહિવટ જ એવો હતો, એ આગળ વધતાં વાચકોને આપોઆપ જ સમજાઈ આવશે.

ચંદ્રદુર્ગમાં કામસેનને કેદ કર્યાને બરોબર આઠ દિવસ થયા હતા. એ આઠ દિવસમાં કામસેનના મનની સ્થિતિ અત્યંત ચમત્કારિક થઈ હતી. રાણીનો હુકમ મેળવવાને માટે દૂત વિલાસપુર ગયો છે એમ તેના જાણવામાં આવ્યું હતું, પરંતુ રાણી પોતાને છોડી દેશે એવું તો તેના મનમાં કદી પણ આવ્યું ન હતું. બહુધા તે પોતાના હુકમમાં ફેરફાર કરશે જ નહિ અને યદા કદાચિત્ કરશે તોપણ પોતાને જીવનપર્યંત કેદમાં રાખવાની શિક્ષા કરશે એમ તેને લાગતું હતું.

આ તુરંગમાં આવ્યા પછી તેણે અનેક વાર પોતાની આસપાસના પ્રદેશનું અને પરિસ્થિતિનું અવલોકન કર્યું હતું. તુરંગની બહાર મોટી ઉંચી દિવાલ હતી. તુરંગમાંથી એ દિવાલ પાસે પહોંચતાં પહેલાં ચાર ચોકીઓ વટાવવી પડે તેમ હતું, અર્થાત્ એ ચાર ચોકીઓ વટાવી, તુરંગનો મોટો દરવાજો ખોલીને દિવાલ પાસે જવું તથા દિવાલ ઉપર ચડીને બહાર જવું તે સર્વથા અશક્ય જ હતું. એવો વિચાર કરીને તેણે પલાયનનો નાદ તો છોડી જ દીધો હતો. આ વેળાએ તે પોતાની વિસ્તીર્ણ કોટડીમાં આમ તેમ આંટા મારતો હતો. તેના મનમાં ઇન્દિરાના પ્રેમના સંબંધમાં વિચાર ઘોળાતો હતો. સત્યવર્માએ તેને મારો સંદેશો પહોંચાડ્યો હશે કે નહિ, પહોંચાડ્યો હશે તો તેને શું લાગ્યું હશે, તે અદ્યાપિ સુખરૂપ હશે

કે નહિ, એવા પ્રકારની અનેક કલ્પનાઓ આ વખતે તેના મનમાં આવતી હતી.

સંધ્યાકાળની વેળાએ તે આવા પ્રકારના વિચારમાં ગર્ક બનીને કોટડીમાં આમ તેમ ફરતો હતો. તે વખતે એક સેવક તેની પાસે આવ્યો અને બોલ્યો: "સરદાર સાહેબ! અમારા માલિક સરદાર જગતપ્રસાદ અહીં આવ્યા છે. આપની ઇચ્છા હોય તો તેઓ આપને મળવાને માટે આવે."

"સરદાર જગતપ્રસાદનું આ આગમન કયા સંકટનું સૂચક છે તેની કશી પણ કલ્પના થઈ શકતી નથી." કામસેન બોલ્યો.

પેલો સેવક નમ્રતાપૂર્વક બોલ્યો: "મહારાજ! આપે કશો પણ અનિષ્ટ વિચાર મનમાં લાવવાની જરૂર નથી. અમારા માલિકે આપને એમ સ્પષ્ટપણે જણાવવાનું કહ્યું છે કે હજી વિલાસપુરથી દૂત આવ્યો નથી, અર્થાત્ તેમના પાસેથી કશી પણ સારી કે નરસી બાતમી આપને મળવાની નથી."

"જા ત્યારે, હું જગતપ્રસાદની મુલાકાત લેવાને ઉત્સુક છું એમ તેમને જણાવ, કારણકે તેમનો મારા ઉપર મોટો ઉપકાર છે. તેમણે જો સૌજન્ય દાખવ્યું ન હોત તો આ પરવશતામાં હું આટલા બધા સુખનો ઉપભોગ કરી શક્યો ન હોત." કામસેને કહ્યું.

સેવક બોલ્યો: "જગતપ્રસાદજીએ આપની ઉત્તમ બરદાસ્ત રાખવાની અમને આજ્ઞા કરી છે એથી અમને પણ આનંદ થાય છે. જો તેમણે અમને એવી આજ્ઞા કરી ન હોત તો અમે તમારી સાથે એક સામાન્ય કેદીના જેવો જ વર્ત્તાવ રાખ્યો હોત."

જગતપ્રસાદના સૌજન્યને લીધે જ તુરંગમાં પોતાની સારી વ્યવસ્થા રાખવામાં આવે છે એવી કામસેનની પ્રથમથી જ કલ્પના

હતી. તેની એવી કલ્પના શા કારણથી હતી તે હવે થોડા સમયમાં જ સમજાશે.

સેવક ચાલ્યો ગયો. ત્યારબાદ બે-ત્રણ પળે જગતપ્રસાદ એ કોટડીમાં આવ્યો. જગતપ્રસાદનું વય લગભગ ચાલીશ વર્ષનું હતું. તેની પ્રકૃતિ સુદૃઢ હતી. મણિપુર વિભાગમાં રાણીએ તેને પોતાના પ્રતિનિધિ તરીકે નિમ્યો હતો. તે સ્વતઃ મોટો શ્રીમંત હતો અને પ્રદ્યુમ્નરાયના દુર્ગની પાસે જ તેની પણ જાગીર હતી. આ પહેલાં કામસેન અને તે એક બે વખત મળ્યા હતા. જે વખતે પ્રદ્યુમ્નરાયે કામસેનને પકડી, મણિપુરમાં લાવીને, જગતપ્રસાદને હવાલે કર્યો તે વખત પછી આજસુધી પુનઃ જગતપ્રસાદ કામસેનને મળ્યો હતો નહિ.

અંદર આવ્યા પછી જગતપ્રસાદે સેવકને રજા આપી દીધી અને પ્રેમથી કામસેનનો હાથ પકડતો તે બોલ્યો: "કામસેન! તું મારો ગુરુબંધુ છે એટલા ખાતર જ હું તને તુરંગમાં સારી રીતે રાખું છું એમ કાંઇ નથી. તું નિરપરાધી હોવો જોઇએ એમ મારી મનોદેવતા મને કહે છે."

"મહારાજ! આપની કલ્પના તદ્દન સત્ય છે." કામસેન બોલ્યો: "હું અપરાધી છું કે નિરપરાધી એ કેવળ પરમાત્માને જ માલૂમ છે."

જગતપ્રસાદ બોલ્યો: "તેં જે વેળાએ અપરાધ કર્યો હતો એમ રાણીનું કહેવું છે, એ વખતે તો તું બિલકુલ ન્હાનો હોઇશ–"

"તમને એમ લાગે એથી શો ઉપયોગ?" કામસેને કહ્યું: "એ જૂલમી રાણી એમ માને તો ને! જે દૂતને મોકલ્યો છે તે હજીસુધી પાછો નથી આવ્યો–"

જગતપ્રસાદ વચ્ચે બોલ્યો: "એ હજીસુધી મારા જાણ-વામાં આવ્યું નથી, કારણકે દૂતને મેં મોકલ્યો નથી પણ પ્રદ્યુમ્નરાયે મોકલ્યો છે."

"મહારાજ! મને અત્ર કારાગૃહમાં પણ આપ સારી રીતે રાખો છો એથી અત્યંત આનંદ થાય છે." કામસેન બોલ્યો: "આ-પની આજ્ઞાથી આ કેદ પણ મને સુખાવહ થઈ છે. એથી હું આપનો અત્યંત ઋણી છું."

જગતપ્રસાદે ત્વરાથી કહ્યું: "છિ:! છિ:! એ માટે મારો ઉપકાર માનવાની કશી પણ જરૂર નથી. તારે ગુરૂમહારાજનો ઉપ-કાર માનવો જોઇએ. તે પ્રથમ મારી પાસે આવતાં જ જે સાંપ્રદા-યિક મુદ્રા બતાવી, એથીજ તારા માટે મારી કર્ત્તવ્યબુદ્ધ જાગૃત થઇ હતી; એથીજ મેં તને સારી રીતે રાખવાની સૂચના કરી હતી. જો-કે એટલાથીજ મને આનંદ થયો નથી. જો હું તને કેદમાંથી મુક્ત કરાવું તોજ મને ખરો સંતોષ થાય. ગુરૂકૃપાથી તારૂં કલ્યાણ થશે એવી ખાત્રી રાખ!"

"આપે મને એકલાને જ સારી રીતે રાખ્યો છે, એમ નથી." કામસેન બોલ્યો: "પણ મારા સેવકોને પણ આપે યોગ્ય સગવડ કરી આપી છે, માટે મારે આપનો આભાર માનવો જોઈએ."

"હા, ઠીક યાદ આવ્યું." જગતપ્રસાદ બોલ્યો: "મારે પણ તેમના સંબંધમાં તને કાંઈક કહેવાનું છે. તને મારે સ્વાધીન કર્યા પછી પ્રદ્યુમ્નરાયે એમના સંબંધમાં મને એમ કહ્યું હતું કે તેઓ તારા સેવકો હોવાથી તેમને પણ રાજ્યદ્રોહી ઠરાવીને મારે શિક્ષા કરવી! પણ એવો અન્યાય હું કેવી રીતે કરી શકું? મેં એ લોકોના સંબંધમાં તપાસ કરી હતી. એ ઉપરથી તેઓ પણ તારી સાથે

શ્રીનગરના સૈન્યમાં નોકરી કરતા હતા એવું મારા જાણવામાં આવ્યું હતું. તેઓ નિરપરાધી છે એવી મારી ખાત્રી થવાથી મેં તેમને છોડી દીધા છે. તેઓ અદ્યાપિ મણિપુરમાં છે અને તારૂં છેવટ શું આવે છે, તે જોઈ રહ્યા છે. તેમને અહીં લાવીને તને મળવાની પરવાનગી મારાથી આપી શકાય તેમ નથી, કારણકે તેઓ મોટા હુન્નરી છે. તને કદાચ નસાડી જવાને પણ તત્પર થાય ! તેમજ મેં તેમને એવી પણ સૂચના કરી મૂકી છે કે આ તુરંગની આસપાસ વિશેષ વખત આવવું નહિ, કારણકે વખતે તેમને માટે જો શંકા આવે તો તેમને પણ કેદમાં જવાનો સમય આવે ! વારૂ, બીજી એક વાત તને પૂછવાની છે. તારો મામો જ્યારે તને મારી પાસે લાવ્યો અને તું જ કામસેન છે, એવી ઓળખાણ તેણે આપી; તે વખતે તું તેના સંબંધમાં કાંઈક બોલવા માંગતો હતો-તેનાં છિદ્ર ખૂલ્લાં કરવાને ઇચ્છતો હતો-એ જોઈને તારો મામો અનંત ગાભરો બની ગયો હતો. એ શી હકીકત હતી ?"

"મહારાજ !" કામસેને કહ્યું: "એ વાત ખરી છે કે તેનાં છિદ્રો ખોલવાની મારી ઇચ્છા હતી. પરંતુ અત્યારે મારા કથનનો કશો પણ ઉપયોગ થવાનો નથી, એમ મને લાગવાથી હું સ્વસ્થ રહ્યો હતો. તેણે મારા ઉપર અને તેના એક બીજા આપ્તજન ઉપર જે ભયંકર પ્રસંગ ઉપસ્થિત કર્યો હતો, તેની હું જો કોઈને વાત કરૂં તો એ તેને સાચી પણ ન લાગે. એ પ્રસંગને મારો મામો અકસ્માતનું સ્વરૂપ આપી શકત અને તે દરેકને સાચું પણ લાગત.—"

"કામસેન તું આમ મોઘમમાં જે બોલે છે તે મારા ધ્યાનમાં બિલકુલ આવી શકતું નથી. જો તું તારા મામાના એકાદા ગૃહછિદ્રના સંબંધમાં બોલતો હોય તો કોઈની ગુહ્ય વાર્તા સાંભળવાની મને ટેવ નથી." જગતપ્રસાદે જણાવ્યું.

" હું આ કાંઈ ગૃહચ્છિદ્રના સંબંધમાં બલતો નથી." કામસેને જવાબ આપ્યો: " તથાપિ 'જે ભાપણ ઉપર કોઇ વિશ્વાસ મૂકી ન શકે એવું ભાષણ ડહ્યા પુરુષે ન કરવું જોઇએ, એવી શાસ્ત્રાજ્ઞા હોવાથી હું આ વિષયમાં મૌનવ્રત ધારણ કરવાનું જ પસંદ કરું છું. મારી ખાત્રી છે કે હું અત્યારની હાલે ફાંસીએ જઇશ, તોયે મારી પાછળ પણ મારા નીચ મામાનો અપરાધ પ્રકાશમાં આવશે અને તેને યોગ્ય શિક્ષા થશે. એ વખતે ઉતાવળા સ્વભાવથી હું એ વાત પ્રગટ કરવાનો હતો—"

" કામસેન ! તારો સ્વભાવ ઉતાવળો નથી પણ ગંભીર છે. પણ ખરૂં કહું તો તારા મામાનું આચરણ મને ઘણું ચમત્કારિક લાગે છે. કેવી રીતે તે જો:—તે આખી રાત પોતાના ઘરમાં તને કેદ રાખીને સવારે મારી પાસે લાવ્યો. સરકારે અગાઉ ઠરાવેલી શિક્ષા તારા જેવા તરૂણને કરવાને હું આનાકાની કરવા લાગ્યો, એટલે તેણે રાણી પાસે દૂત મોકલવાની મને આજ્ઞા કરી. એટલામાં તારી સાંપ્રદાયિક મુદ્રા મારી દૃષ્ટિએ પડવાથી તેના કથનને મેં અનુમોદન આપ્યું. તુરત તેણે પોતાના દૂતનેજ રાણી પાસે મોકલવાને તૈયાર કર્યો. તેના તરફના દૂતને ન મોકલશો, એવું તે વખતે તેં પણ કહ્યું નહિ !"

" હું એ વખતે કશું પણ બોલ્યો નહતો." કામસેને કહ્યું: " કારણકે રાણીની આજ્ઞા અનુકુળ આવશે એવી મને આશાજ નહતી. એટલે ગમે તે દૂતને મોકલશે તો પણ માત્ર શિક્ષા ભોગવવામાં તેટલો સમય જશે એટલી આશાથીજ હું સમાધાન માનીને સ્વસ્થ રહ્યો હતો. વળી એ દૂતની સાથે તમે તથા મારા મામાએ મોકલેલો સંદેશો મેં સાંભળ્યો હતો."

" એ વખતે તો પ્રદ્યુમ્નરાયે અત્યંત સરલતા દર્શાવી હતી. માત્ર તને કેદ કર્યો છે, એટલું રાણીને જણાવવાની તેણે દૂતને આજ્ઞા

કરી હતી. તારા વિષયમાં રાણીનું મન કલુષિત થાય એવું કશું તેણે કહેવરાવ્યું નહતું, એટલું પણ તારું સદ્‌ભાગ્યજ સમજવું !" જગતપ્રસાદે કહ્યું.

"એ તમામ ઢોંગ હતો." કામસેને જણાવ્યું: "આપની પાસે પોતાનું નિખાલસપણું અને દયાર્દ્રતા દર્શાવવાનો તેનો હેતુ હતો."

"એમજ હોવું જોઈએ, કારણ કે એ વખતનું તેનું એકંદર વર્તન અતિ વિલક્ષણ હતું." જગતપ્રસાદે પણ અનુમોદન આપ્યું.

"જો ઇશ્વરની દયાથી હું સારો દિવસ જોવા પામીશ તો તેની નીચતા અને ઢોંગ પ્રકટ કર્યા શિવાય હું કદી પણ રહેનાર નથી. આજે હું વિશેષ કહી શકું તેમ નથી ! એક તો એ મારો મામો હોવાથી તેની બેઆબરૂ કરીને આખા કુળને કલંકિત કરવાનું મને ઠીક લાગતું નથી. બીજું એ કે તેનો પુત્ર સુરદત્ત સત્પુરૂષ છે. તેણે મને કદી પણ પીડા કરી નથી. એટલે તેના પિતા ઉપર સંકટ નાખવાનું હું યોગ્ય ધારતો નથી. ત્રીજું કારણ એ છે કે ઢોંગને ખાતર પણ તેણે રાણી પાસે મારા કલ્યાણ સારૂ દૂત મોકલ્યો છે. એટલે ન કરે નારાયણ અને જો મારી મુક્તતા થાય તો તેની તમામ લુચ્ચાઈ અને નીચતા ઉપર પડદો નાંખવો એ મારૂં કર્તવ્ય છે."

"તારૂં કહેવું તદ્દન સાચું છે." મ્હોંમાં ને મનમાં કામસેનની ઉપકાર બુદ્ધિ અને વિચારશક્તિની પ્રશંસા કરતો જગતપ્રસાદ બોલ્યો.

"એટલા ખાતર હું આપને વિનતિ કરૂં છું કે જો મારી મુક્તતા થાય તો તેના સંબંધમાં મારા મુખેથી જે કાંઈ સંશયાત્મક ઉદ્‌ગાર નિકળ્યા હોય તે આપ ભૂલી જવાની કૃપા કરશો." કામસેને નમ્રતાપૂર્વક કહ્યું.

"એ માટે તું નિશ્ચિન્ત રહે. પણ જો, બીજી એક બાબત તને પૂછવા ઇચ્છું છું. જો તારી ઇચ્છા હોય તોજ પ્રશ્ન કરીશ."

"આપને જે પૂછવાની ઇચ્છા હોય તે અવશ્ય પૂછો!"

"તને જે વખતે પકડવામાં આવ્યો ત્યારે ઝપાઝપી થઈ હતી અને તેમાં એક માણસ ઠાર થયો હતો એવું પણ મારા કાન ઉપર આવ્યું છે. વળી સત્યવર્મા પણ તે વખતે તારી સાથે હતો, એમ પણ કોઇએ મને કહ્યું હતું. હું કાંઇ તને ન્યાયાધીશ તરફે આ પ્રશ્ન કરતો નથી."

"મહારાજ! હું એ સમજું છું. આપના ઉપર મારો પૂર્ણ વિશ્વાસ છે. હું આપને તમામ સત્ય હકીકત જણાવીશ: મને જે વખતે કેદ કર્યો ત્યારે ઝપાઝપી થઇ હતી અને સત્યવર્મા પણ મારી સાથે હતો. એ બન્ને વાત ખરી છે. મારે સત્યવર્માને પણ મારા ભેગો ગંડોવવો એવી પ્રદ્યુમ્નરાયની ઇચ્છા હતી; પરંતુ તેના સંબંધમાં હું કશું પણ બોલ્યો નહિ, અને મારો મામો પણ પોતાના ભત્રિજાનું નામ આપવાની હિમ્મત કરી શક્યો નહિ. મેં સત્યવર્માનું નામ ન આપ્યું તેનું કારણ સ્પષ્ટ છે. એના ઉપર પણ મારી માફક રાજ્યદ્રોહનો આરોપ છે. તેને પકડવાને માટે બક્ષિસ પણ જાહેર થઇ છે. એટલે મારા મુખેથી તેનું નામ નિકળતાં લોકો બક્ષિસની આશાએ તેની પાછળ પડવાનો પ્રયત્ન કરત. એથી મેં તેનું નામ લીધું નહતું. એ સત્યવર્મા પોતાના કાકાનું કપટ જાણે છે, એટલે મારી પાછળ પોતાના કાકાને યોગ્ય દંડે પહોંચાડવાને તે પ્રયત્ન કર્યા સિવાય રહેશે નહિ, એવી મારી ખાત્રી છે."

"તારા કથન ઉપરથી મને એવી પણ એક શંકા આવે છે કે તારા મામાએ પોતાના દૂતને અગાઉથીજ તારા વિષયમાં રાણીનું

મન કલુષિત કરવાને પઢાવી રાખ્યો હશે! ખરૂં કહું તો તારો મામો સજ્જન છે એવું તો મને અગાઉથી પણ લાગતું નહતું, અને આજની હકીકત સાંભળીને તો મને તેના ઉપર અત્યંત તિરસ્કાર ઉપજ્યો." જગતપ્રસાદે જણાવ્યું.

"મહારાજ! આપે મને મળવા આવીને સરલ અંતઃકરણપૂર્વક મારી સાથે વાતચીત કરી છે, એ આપનો મારા પર મોટો ઉપકાર સમજું છું. મારા નસીબમાં શું માંડેલું છે, તે હવે થોડા સમયમાંજ સમજાશે. રાણી પાસે ગયેલો દૂત કયારે આવશે?"

"કેટલીક વાર ત્રણ દિવસમાં પણ વિલાસપુર પહોંચી શકાય છે. પરંતુ વધુમાં વધુ તો ચાર દિવસ લાગે. આજનો દિવસ આઠમો છે. એટલે હવે તે દૂત આજે આવી પહોંચવાનો સંભવ ખરો." જગતપ્રસાદે દીઆમ ગણીને કહ્યું.

એ વખતે એક સેવકે ત્યાં આવીને જગતપ્રસાદને ઉદ્દેશીને કહ્યું: "મહારાજ! આપણા બંદરની સામે જે ખડક છે તેની સાથે એક વહાણ અફળાઇને ભાંગી ગયું છે!"

આ ખબર સાંભળીને જગતપ્રસાદ એકદમ ઊભો થઇ ગયો અને કામસેનને ઉદ્દેશીને બોલ્યો: "કામસેન! હું જાઉં છું. આ કામ પણ ઘણું જરૂરી છે, એટલે તેના તરફ લક્ષ આપવાની મારી ફરજ છે, વારૂ, ઇશ્વર કરે ને આપણી પુનઃ મુલાકાત થાય તે વખતે તને સારા સમાચાર સંભળાવવાનો મને પ્રસંગ મળે!"

# પ્રકરણ ૩૭ મું.

## નૌકાને અકસ્માત.

છેલ્લા બે ત્રણ દિવસથી વાયુ જોરપૂર્વક વાતો હતો. તેનો પ્રભાવ જોકે જમીનપર વિશેષ દેખાતો નહતો, પણ તેણે સમુદ્રપર ઉત્પાત કરવા માંડ્યો હતો. પવનના જોરથી સમુદ્રપરની નૌકા વગેરે હાલકલોલક થવા લાગ્યાં હતાં. તે વચ્ચે વચ્ચે શાંત થઈ જતો હતો, અને પુનઃ સખ્ત જોરથી ફુંકાવા લાગતો હતો. જે દિવસના સંધ્યાકાળની વાત અમે કહીએ છીએ તે દિવસે સંધ્યાકાળે સમુદ્રપર ભયંકર તોફાન થયું હતું અને મણિપુર બંદરની નજીકમાં જે નૌકાઓ હતી તે તોફાન સામે રક્ષણ મેળવવાને બંદરમાં આવવા લાગી. કેટલીક નૌકાઓ સુખરૂપ બંદરમાં આવી પહોંચી, પરંતુ એક નૌકા બંદર તરફ આવતાં એક ખડકપર અથડાઈ અને ભાંગી ગઈ!

જગતપ્રસાદ મણિપુરનો પ્રતિનિધિ હોવાથી એવા સંકટમાં જે સપડાય તેનું રક્ષણ કરવાનું તેનું કર્તવ્ય હતું. વળી અનેકવાર ભાંગેલી નૌકાથી માલ ચોરાઈ જવાની ફરિયાદો તેની પાસે થયેલી હોવાથી જ્યારે જ્યારે નૌકાને અકસ્માત્ નડવાની બાતમી તેને મળતી ત્યારે ત્યારે તે એકદમ પોતાની સાથે કેટલાક સિપાહીઓને લઇને બંદરપર જતો અને એ નૌકાપરના લોકોને મદદ કરતો હતો. આ બંદરપર

આવા પ્રસંગો ઘણીવાર બનતા હોવાથી અત્યન્ત મહત્ત્વનાં કામો પણ બાજુપર રાખીને જગતપ્રસાદ બંદરપર પ્રથમ જતો હતો. એ વાત દરેકને માલુમ હોવાથી આ સમયે તેનો સેવક તેને બોલાવવાને આવ્યો હતો.

જગતપ્રસાદ પાસે મણિપુરમાં હમેશાં ચાળીસ-પચાસ બંદુકદાર તૈયાર રહેતા હતા. વળી તે ત્યાંનો અધિકારી હોવાથી એક શબ્દની સાથે જોઇએ તેટલા માણસોને તૈયાર કરી શકતો હતો. આ કાર્યને માટે જેટલા માણસની જરૂર પડશે એમ તેણે ધાર્યું હતું તેટલા માણસો લઇને તે ત્યાં પહોંચી ગયો હતો.

જગતપ્રસાદ બંદરપર ગયો તે પૂર્વે પુષ્કળ લોકો ત્યાં એકઠા થઇ ગયા હતા. નૌકા બે સઢની હતી. તે ખડકપર અથડાવાથી તેના કાંઈ ચૂરેચૂરા થઈ ગયા નહતા. નૌકા મજબૂત હતી. તેનો એક ભાગ ખડક ઉપર ચડી ગયો હતો અને મોજાંની હલક સાથે તે આમતેમ ઝોકાં ખાતી હતી. પવન અને ભરતીનું જોર વધારે હોવાથી દરેક મોજાના આઘાતથી તે ખડક ઉપર ચડતી હતી. નૌકામાં એક બે સ્થળે ગાબડાં પડયાં હતાં અને તેમાંથી પાણી નૌકામાં આવતું હતું. નૌકાપરનાં માણસો તે પાણી કાઢવાને માટે પુષ્કળ પ્રયત્ન કરતાં હતાં. પરંતુ મરૂતદેવના ક્રોધ પાસે એ બિચારા મનુષ્યોનું શું ચાલે? કિનારાપર માણસોને એકઠા થયેલા જોઇને નૌકાપરના માણસો મદદને માટે બૂમો પાડવા લાગ્યા. પરંતુ સમુદ્રની ભયંકર ગર્જના પાસે તેમની બૂમો સંભળાતી નહતી!

બંદરપર આવતાંજ જગતપ્રસાદે હોડીઓ છોડવાનો હુકમ કર્યો. આવા પ્રસંગે ખડક પાસે હોડીઓ લઈ જવી એ પણ જોખમનું કામ હતું. પરંતુ કેટલાક સાહસિક પુરુષોએ હોડીઓમાં બેસીને ત્યાં

જવાને કમર બાંધી. કિનારાપરના પ્રેક્ષકો આનંદપૂર્વક ચિત્કાર કરીને બચાવ માટે જનારા લોકોને ઉત્તેજન આપતા હતા. એવી રીતે પાંચ હોડીઓ મોટા જોરપૂર્વક ખળભળી રહેલા સમુદ્ર સાથે યુદ્ધ કરતી ખડક પાસે જઇ પહોંચી. એ પાંચ હોડીઓને પોતાની પાસે આવતી જોઇને નૌકાપરના ખલાસીઓએ સમુદ્ર પર ઉતરીને સામે આવવાનો પ્રારંભ કર્યો. એ વખતે અંધારૂં થઇ ગયું હતું.

જ્યારે હોડીઓ નૌકા તરફ જતી હતી ત્યારે આ બાજુએ એક બીજો પ્રકાર બની રહ્યો હતો. પેલી નૌકાના તુતક ઉપરની એક પેટી સમુદ્રમાં પડી હતી અને મોજાંની સાથે અફળાતી ઝીકાતી જ્યાં જગતપ્રસાદ ઊભો હતો એ સ્થળ તરફ આવતી હતી. એ પેટી તરફ સર્વનું લક્ષ વેધાયું હતું. પેટી કિનારાની નજીક હોવાને લીધે હોડીને ત્યાં મોકલીને પેટી કિનારા પર લાવવામાં મુશ્કેલી નડી નહિ. પેટી કિનારાપર આવતાં તેમાં શું છે એ જોવાને દરેકના મનમાં ઉત્કંઠા જાગૃત થઈ હતી. જગતપ્રસાદના હુકમથી એ પેટી ખોલવામાં આવી. તેમાં જુદા જુદા રાજ્યનાં પુષ્કળ નિશાનો ભરવામાં આવ્યાં હતાં. એક જ નૌકા ઉપર આવાં જુદા જુદા રાજ્યનાં નિશાનો હોવાનું શું કારણ, એ વિષયમાં પુષ્કળ ભવતિ નભવતિ થઈ અને છેવટે એવું ઠર્યું કે આ નૌકા ચાંચીઆ લોકોની હોવી જોઇએ અને જેવો પ્રસંગ પડે તેને અનુસરીને પોતાની નૌકા પર નિશાનો ચડાવવાને માટે આ લોકોએ આટલાં બધાં ભિન્ન ભિન્ન દેશનાં નિશાનો પોતાની નૌકાપર રાખેલાં હોવાં જોઇએ.

હોડીઓ નૌકા પાસે પહોંચતાં નૌકાપરના માણસોએ બિલકુલ ધાંધલ કે ઉતાવળ નહિ કરતાં શાંતપણે અંદર અંદર વહેંચણી કરીને આવા પ્રસંગે એક હોડીમાં જેટલા માણસોથી બેસી શકાય તેટલા જ

માણસો દરેક હોડીમાં બેઠા. એમ થવાનું કારણ એ હતું કે એ નૌકા ઉપર તમામ ખલાસીઓ જ હતા. આ નૌકાપર એક પણ ઉતારૂ ન હતો. પાંચ હોડીઓમાં ઘણાખરા ખલાસીઓ આવી ગયા. જે થોડા રહ્યા તે નૌકાપરની છઠ્ઠી હોડીમાં બેઠા. સાતમી હોડીમાં નાકાનો નાખુદો અને એક સ્ત્રી હતાં. તે સ્ત્રી આ ભયંકર દેખાવથી મૂર્છિત બની ગયેલી હોવાથી નાખુદાએ તેને ઉચકીને પોતાના હાથે હોડીપર મૂકી હતી. આ વખતે પુષ્કળ અંધારૂં થયેલું હોવાથી તે સ્ત્રી સ્વતઃ હોડીપરથી નીચે ઉતરી કે નાખુદાએ તેને નીચે ઉતારી એ કિનારા ઉપરના માણસો જોઈ શક્યા નહિ.

નાકાપરના તમામ માણસો હોડીમાં બેસી ગયા પછી નાકામાં એકદમ પાણી ભરાવા લાગ્યું. પ્રથમ તે હાલકલોલક થતી હતી. પરંતુ હવે વિશેષ પાણી ભરાવાથી તેની ગતિ સ્થિર થઈ ગઈ. થોડી વારમાં જ તે પાણીથી ભરાઈ ગઈ અને પવનના જોરથી તથા મોજાના આઘાત પ્રત્યાઘાતથી ખડકપરથી ખસીને સમુદ્રને તળીયે જઈને બેઠી.

અમુક સમયે તમામ હોડીઓ કિનારાપર સુખરૂપ આવવા લાગી. નૌકાપરનાં તમામ માણસો સુખરૂપ કિનારાપર ઉતર્યાં. પ્રાણસંકટમાંથી પોતાનો નિભાવ થયેલો જોઇને તેમને આનંદ થયો. નૌકાનો નાખુદો પણ પેલી સ્ત્રી સાથે હોડીમાં કિનારે આવી પહોંચ્યો. એ વખતે પણ તે સ્ત્રી મૂર્છિત જ હતી. જગતપ્રસાદે પોતાને મદદ કરીને પોતાનો તથા પોતાના ખલાસીઓનો પ્રાણ બચાવેલો હોઈ નાખુદાએ તેનો આભાર માન્યો.

પેલી મૂર્છિત સ્ત્રી તરફ દૃષ્ટિ કરતાં જગતપ્રસાદે પ્રશ્ન કર્યોઃ "આ કોણ છે? તારી સ્ત્રી છે?"

એ તરૂણ નાખુદાએ વિના વિલંબે જવાબ આપ્યો: "હા, મહારાજ! હવે હું આપની રજા લઈશ, કારણકે આને શુદ્ધિમાં લાવવાને પ્રયત્ન કરવાની જરૂર છે. આને હું કોઈ સુસ્થળે લઈ જવા ઈચ્છું છું, કારણકે તે શુદ્ધિમાં આવ્યા બાદ સમુદ્રનો આ ભયંકર દેખાવ તેની દૃષ્ટિએ પડે તે ઠીક નહિ!"

"અથવા આ સ્ત્રી સાવધ થતાં વખતે બીજું કાંઈ બોલી નાખે અને તને સપડાવી દે એવી પણ કદાચ તારા મનમાં ભીતિ હશે!" જગતપ્રસાદ સ્મિત કરતો બોલ્યો.

નાખુદો ચમકીને બોલ્યો: "મહારાજ! આપના આ ચમત્કારિક ભાષણનો અર્થ હું સમજી શકતો નથી."

"એનો અર્થ કાંઈ વિશેષ ગૂઢ નથી." જગતપ્રસાદે કહ્યું: "આ નૌકા ઉપરનાં આ અનેક પ્રકારનાં નિશાનો જ નૌકાનું ખરૂં સ્વરૂપ વ્યક્ત કરે છે! આ નિશાનો સિવાય પ્રત્યક્ષ પૂરાવો મારી પાસે નહિ હોવાથી એ વિષયમાં અત્યારે હું કશું પણ બોલવા ઈચ્છતો નથી."

પેલાં નિશાનો સામે જોતાં એ તાંડેલ ગભરાઈ ગયો, અને જગતપ્રસાદનું કથન છેવટ પર્યંત સાંભળ્યા પહેલાં જ તેણે ત્યાંથી ન્હાસવા માંડ્યું. તેને એટલા વેગથી દોડતો જોઈને જગતપ્રસાદે બૂમ પાડી: "અરે જૂઓ છો શું? પકડો એને!"

જગતપ્રસાદના માણસો તેની પાછળ પડ્યા. આ વખતે અંધારૂં હતું, તોપણ તેઓ ખૂલ્લા મેદાનપર હોવાથી નજીકની ચીજ તેઓ જોઈ શકતા હતા. જગતપ્રસાદના બે જૂવાનોએ તેની પાછળ પડીને તેને પકડ્યો, પરંતુ એ નાખુદો પોતાના જીવ ઉપર ઉદાર થયો હતો. તેણે પોતાને પકડી રહેલા એ બન્ને જણાને બાજુએ ધકેલી દીધા

અને તે પુનઃ ન્હાસવા લાગ્યો. પરંતુ એ સ્થળની તેને બિલકુલ માહિતી ન હોવાથી તે સમુદ્રતીરે જ એક ભેખડ ઉપર જઈ પહોંચ્યો. જો થોડી વધારે વાર અહીં ઊભો રહીશ તો મારો ઘાત થશે, એવા વિચારથી તેણે ભેખડપરથી પાણીમાં કૂદકો માર્યો. એક ક્ષણમાં જ તે અદશ્ય બની ગયો.

પોતાના સેવકોને હાથ હલાવતા પાછા આવેલા જોઇને જગતપ્રસાદ ક્રુદ્ધ થઇને બોલ્યો: "અરે બ્હીકણુ લોકો ! એ એટલો જ તમારા હાથમાંથી ન્હાસી ગયો !"

"સરકાર ! જ્યારે તેના નસીબમાં ડૂબી મરવાનું લખેલું હોય ત્યારે ફાંસીસુધી તે કેવી રીતે પહોંચી શકે ?" એક સેવકે જવાબ આપ્યો.

"એણે સમુદ્રમાં કૂદકો માર્યો કે શું ?" જગતપ્રસાદે પૂછ્યું.

"હા, મહારાજ !" એ સેવકે જવાબ આપ્યો.

ત્યારપછી જગતપ્રસાદ પેલી સ્ત્રી તરફ વળ્યો. તેણે એક મશાલ લઇને એ સ્ત્રી તરફ દષ્ટિ કરી. એ સ્ત્રી ઉચ્ચ કુળની અને અત્યંત સુંદર છે એમ તેને લાગ્યું, તેમજ એ થોડા સમયમાં જ શુદ્ધિમાં આવવાનું ચિહ્ન દેખાતું હતું.

જગતપ્રસાદે પોતાના માણસોને એ સ્ત્રીને ઉપાડીને પોતાના મકાનપર લાવવાની આજ્ઞા કરી. નૌકાપરથી આવેલા ખલાસીઓને કેટલાક સેવકો સાથે એક ધર્મશાળામાં મોકલી આપ્યા. તેમના અન્નવસ્ત્રોને માટે પણ ગોઠવણ કરી આપી. તે માટે તેણે પોતાની પાસેથી પૈસા આપ્યા હતા. તેનું એ ઔદાર્ય જોઇને મણિપુરના બીજા કેટલાક વ્યાપારીઓએ પણ આ સંકટમાં સપડાગેલા માણસોને પોતાથી બનતી મદદ કરી.

———

# પ્રકરણ ૩૮ મું.

## દૂત આવ્યો.

ગત પ્રકરણમાં વર્ણવેલી હકીકત બંદર ઉપર બનતી હતી તે વખતે આ બાજુએ દોડતો આવીને ચંદ્રદુર્ગમાં પ્રદ્યુમ્નરાયના મકાનની દેવડી પાસે આવીને એક જણ ઊભો રહ્યો. પ્રદ્યુમ્નરાયે રાણી પાસે જે દૂતને મોકલ્યો હતો તેજ આ દૂત. પોતાને સંપત્તિ મળશે કે નહિ એ આ દૂત જે સમાચાર લાવે તેના પર અવલંબી રહ્યું હતું, એટલે નીચ પ્રદ્યુમ્નરાય ઉત્સુકતાપૂર્વક તેની માર્ગપ્રતિક્ષા કરી રહ્યો હતો.

દૂત દેવડી પર આવી પહોંચતાં દેવડીવાળો બોલ્યો: "આવો ક્ષીરસાગર! સરકાર સાહેબ તમારી રાહ જ જોતા રહ્યા છે. માટે પહેલાં તેમની પાસે જઇને તેમનું મન શાંત કરો."

પાંચ-દશ પળમાં જ ક્ષીરસાગર પોતાના માલિકની સમક્ષ હાજર થયો. તેના એક શબ્દ ઉપર પોતાની ભાવી આશા અવલંબી રહેલી હોવાથી, સંશયવ્યગ્ર દૃષ્ટિએ તેની સામે જોતો પ્રદ્યુમ્નરાય બોલ્યો: "ક્ષીરસાગર! બોલ, બોલ, એકદમ! ગયો હતો એ કામનું શું થયું?"

ક્ષીરસાગરે વિનયપૂર્વક પ્રણામ કરીને કહ્યું: "મહારાજ! કામ ફતેહ કરીને આવ્યો છું! આપ કાલે ને કાલે જ એ લુચ્ચા કામસેનના ગળામાં ફાંસો પડેલો જોશો!"

સાધારણ રીતે પ્રદ્યુમ્નરાયનો ચહેરો ગંભીર દેખાતો હતો. તે પણ આ શબ્દો સાંભળતાં આનંદથી ખીલી રહ્યો. તે બોલ્યોઃ " ક્ષીરસાગર! તું આ આનંદવાર્તા લાવ્યો છે તેના બદલામાં હું તને પાછળથી ઉત્તમ બક્ષિસ આપીશ, પરંતુ અત્યારે આ વીંટી તને આપું છું. તેનો સ્વીકાર કર!" એમ કહીને તેણે પોતાના હાથમાંથી એક બહુ મૂલ્ય રત્નજડિત વીંટી કાઢીને પોતાના સેવકની આંગળીમાં સ્વહસ્તે નાંખી.

ક્ષીરસાગરે પુનઃ નીચે નમીને પ્રણામ કર્યા. તે બોલ્યોઃ " મહારાજ! આવાં ઔદાર્યનાં અનંત કૃત્યો કરવાને માટે પરમેશ્વર આપને દીર્ઘાયુષી અને સુખી રાખો. જે કામ આપના દાદરથી પાર ન પડયું તે સરકારના હુકમથી બર આવશે એ પણ એક સારૂં જ થયું છે!"

પ્રદ્યુમ્નરાય વિકટ હાસ્ય કરતો બોલ્યોઃ " એ દિવસે તે બચી ગયો ખરો, પણ આ વખતે તે ફાંસીના સપાટામાંથી બચી જવા પામશે નહિ! વારૂ, પણ પ્રથમ રાણીની શી આજ્ઞા છે તે કહે. તેમણે મોઢેથી આજ્ઞા કરી છે કે લેખી હુકમ આપ્યો છે?"

ક્ષીરસાગરે સગર્વ ઉત્તર આપ્યોઃ " આજ્ઞા મોઢાની છે, પરંતુ એ મોઢાની હોવા છતાંયે આ વખતે જગતપ્રસાદ તેનું પાલન કરવામાં આનાકાની કરી શકે તેમ નથી. મને લાગે છે કે કામસેન અને આ જગતપ્રસાદ વચ્ચે કાંઇ ગુપ્ત સંબંધ હોવો જોઇએ. એ ગમે તે હોય, પણ હું આપને વિલાસપુરની હકીકત જણાવું. વિલાસપુર રાજમહેલમાં પહોંચતાં પ્રથમ હું રાણીના કંચુકીને મળ્યો. તેને આપનો સંદેશો જણાવ્યો. એ સંદેશો જણાવતી વખતે આપની કારકુની કરવાનું હું વિસરી ગયો ન હતો."

" એ તારી કારકુની શી, તે પ્રથમ સમજાવ. ' પ્રદ્યુમ્નરાયે પૂછ્યું.

ક્ષીરસાગરે ઉત્તર આપ્યો: " મેં એમ કહ્યું કે કામસેનની મીલકત જપ્ત થયેલી હોવાથી તેને પૈસાની તંગી પડવાને લીધે તે આપની પાસે દ્રવ્યની સહાય માગવાને માટે આવ્યો હતો. ત્યારપછી મેં મીઠું મરચું ચડાવીને તેના દુર્ગુણોનું વર્ણન કર્યું. કામસેનમાં એક પણ દુર્ગુણ હોય એવું મારા જાણવામાં નથી. પરંતુ કાર્ય સિદ્ધ થવાને માટે ત્યાં એમ કહ્યા વગર છૂટકોજ ન હતો. "

" ઘણું કરીને તે ઉડાઉ, જુગારી, વ્યભિચારી છે એમ તેં કહ્યું હશે. " પ્રદ્યુમ્નરાયે તર્ક કર્યો.

" બીજા પણ અનેક કાલ્પનિક દુર્ગુણોથી તેને વિભૂષિત કરીને તેનું એવું ખરાબ ચિત્ર કંચુકી પાસે રજુ કર્યું કે તેના મનમાં પણ કામસેનને માટે તિરસ્કાર ઉપજ્યો. તે મને રાણી પાસે લઈ ગયો. મેં નમ્રપણે રાણીને આપનો સંદેશો જણાવ્યો. રાણીએ જે ઉત્તર આપ્યો તેમાં બે બાબત છે. પહેલી એ કે રાણીએ આપનું મનઃપૂર્વક અભિનંદન કરીને આપની રાજ્યનિષ્ઠા માટે આનંદ પ્રદર્શિત કર્યો હતો. તે બોલી હતી કે ' સરદાર પ્રદ્યુમ્નરાયના આ કૃત્યથી તેમની રાજનિષ્ઠા સારી રીતે વ્યક્ત થાય છે. એથી વિશેષ હું કશું પણ કહેવાની જરૂર જોતી નથી.' આમ બોલવામાં તેનો શો હેતુ છે એ કદાચ આપના ધ્યાનમાં આવ્યું નહિ હોય. તે માટે હું સ્પષ્ટ કરીને દર્શાવું છું. એ ઉપરથી મેં આપે સુપ્રત કરેલું કામ કેટલી કુશળતાથી બજાવ્યું છે તે આપના ધ્યાનમાં આવશે. અગાઉ કંચુકી સાથે ભાષણ કરતાં મેં આપના ગુણોની સાવધપણે સ્તુતિ કરી હતી અને રાજનિષ્ઠાને લીધે આપે જોકે કામસેનને કેદ કર્યો છે ખરો, તોપણ આપના

મનમાં તેનો પ્રાણ બચાવવાની ઇચ્છા હોય એ સ્વાભાવિક છે, એમ પણ મેં તેને કહ્યું હતું. તોપણ એ દયાની વાત મેં એવી રીતે કહી હતી કે કામસેનના દુર્ગુણોની પાસે આપની સદિચ્છા ક્યાંય દબાઈ જાય! એથી મારી અને રાણીની મુલાકાત થયા પહેલાં કંચુકીએ મારા કહેવા પ્રમાણે કામસેનનું ચિત્ર રાણી પાસે ઉભું કરેલું હોવું જોઇએ અને એથી આપના તરફથી એ દયાની માંગણી કરેલી એ બાબતમાં પોતે કશું પણ બોલવા ઇચ્છતી નથી એમ રાણીએ કહેલું તે યથાર્થજ છે!"

"એ મારા ધ્યાનમાં આવ્યું. વારુ, બીજી વાત શી?" પ્રદ્યુમ્નરાયે પૂછ્યું.

"બીજી વાત એટલે જગતપ્રસાદ ઉપરનો હુકમ." ક્ષીરસાગર બોલ્યો: "રાણીએ જગતપ્રસાદને એવું ફરમાવ્યું કે, તમારા ઇમાનને, દક્ષતાને અને રાજનિષ્ઠાને જે યોગ્ય લાગે તે કરવામાં તમારે જરા પણ વિલંબ કરવો નહિ."

"આ ઉપરથી એટલું તો સ્પષ્ટ થાય છે કે પોતાના અગાઉના હુકમ પ્રમાણે તેને દેહાંત શિક્ષા આપવાનો રાણીનો આશય છે." પ્રદ્યુમ્નરાય બોલ્યો: "આવતી કાલે ન્યાયાધીશ સમક્ષ તેને રજુ કરવામાં આવશે એટલે તેનો નિકાલ આવી જશે. મેં રાણી પાસે મારો દૂત મોકલીને તેને માટે દયાની માંગણી કરી હતી એ વાર્ત્તા લોકોમાં પ્રસિદ્ધ થઇ ચૂકી છે. તેજ માફક આવતી કાલે પણ બે ટુંક દુઃખ પ્રદર્શિત કર્યું, એટલે પછી મારી આબરૂને જરી પણ બટો લાગવાનો નહિ. આવતી કાલનો પ્રસંગ બહુજ દક્ષત પૂર્વક નિભાવી લેવો જોઈએ!"

ક્ષીરસાગર અને પ્રદ્યુમ્નરાય બન્ને નાચ કન્યામાં એક માળા-ના જ મણકા હતા. તેમનામાં સેવ્ય સેવક ભાવ કરતાં મિત્રત્વનો સંબંધ વિશેષ હતો. વાચકો પણ એ વાત સમજી શક્યા હશે. ક્ષીરસાગરે પુછ્યું: " મહારાજ ! આવતી કાલે રીતસર કામસેનની તપાસ કરવામાં આવશે કે જગતપ્રસાદના કાનપર મારા મુખથી ગ-ણીની આજ્ઞા પડશે કે તુરતજ તેને જલ્લાદને સ્વાધીન કરી દેશે ? "

" હવે કાંઇ એવી રીતસર તપાસ કરવાની જરૂર જણાતી નથી. " પ્રદ્યુમ્નરાયે જવાબ આપ્યો: " પણ તું આવો પ્રશ્ન શા માટે કરે છે ? તારા મનમાં કશો જુદોજ વિચાર આવ્યો હોય એમ લાગે છે. "

" એની જાહેર રીતે તપાસ ન થાય તો સારૂં, કારણકે તમારા ઉપર વેર લેવાને માટે જાહેરમાં જો તે તમારૂં ગૃહ્ય છિદ્ર પ્રકટ કરે તો એ ઠીક નહિ. " ક્ષીરસાગરે પ્રથમ કરેલા પ્રશ્નનું કારણ જણાવ્યું.

" એ બાબતની ચિંતા કરવાનું કારણ નથી." પ્રદ્યુમ્નરાયે કહ્યું: " જ્યારે મેં તેને જગતપ્રસાદને હવાલે કર્યો ત્યારે તું મારી સાથેજ હતો. કામસેનનો સ્વભાવ તેના શૌર્યને શોભે તેવો ઉદાર છે, એ વાત તો આપણે કબૂલ કરવીજ જોઇએ. એટલે સત્યવર્માને લગતી વાતને પોતે જાહેર કરશે નહિ, કારણકે જો તે સત્યવર્માનું નામ લે તો તેની શોધ માટે ચાંપતા ઉપાય લેવાનો સંભવ છે. એટલે તે દાદરને લગતી વાત જાહેરમાં પ્રકટ કરશે નહિ. કદાચ તેણે એ વાત જગતપ્રસાદને એકાન્તમાં કહી હોય તો ના કહી શકાય નહિ, પણ એમ માનો કે તેણે એ વાત જગતપ્રસાદને કરી હોય તો પણ હું તેને થોડોજ દાદ દઉં તેમ છું ? વળી એવી કલ્પના કરીએ કે કામસેન જાહેરમાં તે વાત પ્રકટ કરશે; તોયે આપણે એમ કહી શકીએ કે

આપણે તેને સરકારમાં સોંપેલો હોવાથી તે દ્વેષને લીધે આપણી ગી-લ્લા કરે છે ! "

" અને વળી આપના જેવા મહાપુરુષ એવું કૃત્ય કરે એમ કોઇના માનવામાં પણ ન આવે." ક્ષીરસાગર બોલ્યો: " આ બધી વાત બરોબર છે, પરંતુ આપે એ દાદરને દુરસ્ત કરી દીધો છે ? આપણે આપણી તરફથી તો સાવધ જ રહેવું જોઇએ. "

"તારા સિવાય એ દાદરને દુરસ્ત કરવાનું શક્ય જ ન હતું. એટલે તેમનો તેમ પડયો છે." પ્રદ્યુમ્નરાયે જવાબ આપ્યો: "કામસેન દાદરપર ચડી ગયો તે દિવસે દાદરનો ભાગ નીચે પડતાં તેની દોરી તૂટી પડી હતી એ કદાચ તને માલૂમ નહિ હોય, કારણ કે બીજે દિવસે આપણે મણિપુરથી પાછા આવ્યા કે તુરત જ તું વિલાસપુર જવાને માટે નિકળ્યો હતો. પુનઃ નવી દોરી નાંખીને દાદરને ઉપર ચડાવવાનું કામ મારા એકલાથી બની શકે તેમ ન હતું, એટલે તારી રાહ જોયા વિના છૂટકો ન હતો. આજકાલનો સમય મોટો ચમ-ત્કારિક છે. કોઇનઃ ઉપર વિશ્વાસ મૂકવા કામનો નહિ. જ્યારે એ દાદરને દુરસ્ત કરવાની અગત્ય છે એમ તને લાગે છે ત્યારે તેને અત્યારે જ દુરસ્ત કરી દઇએ. રાત્રીભોજન કરીને એ કામ આપણે પૂરૂં કરી નાંખીશું. "

એ પ્રમાણે સંભાષણ થયા પછી ક્ષીરસાગર સ્વસ્થાને ગયો. પોતાને હવે કામસેનની તમામ સંપત્તિ મળશે, એવી આશાથી આનં-દિત બનેલો પ્રદ્યુમ્નરાય ભાગવતની પોથી ઉઘાડીને વાંચવા બેઠો. થોડી વારે જમવાની વેળા થઈ. જમી રહ્યા પછી પ્રદ્યુમ્નરાય અને ક્ષી-રસાગરની જોડી દાદર દુરસ્ત કરવાને ચાલી.

એક દીવો લઇને તેઓ દાદર [illegible] જવાની આશામાં દાખલ

થયા. તેમણે પોતાની પાછળ એ ચાલનો દરવાજો બંધ કરી દીધો. દાદર હજીસુધી જેવી ને તેવી તૂટેલી અવસ્થામાં હતો. આ દાદર નીચે જે એક કૂવો હતો તેમાં દાદરનો ભાંગેલા ભાગ પડ્યો હતો. બાકી રહેલો ભાગ પણ તૂટેલા જેવો દેખાતો હતો. કદાચિત્ એ દાદર કોઈ અજાણ્યા માણસની દૃષ્ટિએ પડે તો તેને એમ જ લાગે કે અકસ્માતથી દાદર તૂટી ગયો હશે. આ દાદરમાં જે કાંઈ યંત્રરચના કરવામાં આવેલી તે એ દાદરનો જે ભાગ તૂટવાનો હતો તેમાં જ કરેલી હોવાથી ચડનારનું વજન તેરમા પગથિયા ઉપર પડતાં, એટલા વજનથી જ વગલો ભાગ નીચે જઈ પડતો હતો, એટલું જ નહિ પણ એ દાદર જ દિવાલની સાથે જોડેલો હતો એ દિવાલ પણ થોડી પડી ગયેલી દેખાતી હતી. એ દિવાલમાં યંત્રરચના હતી. એ યંત્રના સંયોગથી દાદરને સુરક્ષિત રાખી શકાતો હતો. જો દાદર ઉપર ચડનારો મનુષ્ય ન પડે એવી ઈચ્છા હોય તો તે વખતે દિવાલમાંની યંત્રરચના સાથે દાદરનો સંબંધ જોડવામાં આવે, એટલે એકીસાથે એક તો શું પણ દશ માણસો ચડે તોપણ તેમના ભારથી દાદરને કશી ઈજા પહોંચે તેમ ન હતું. દાદરનો જે ભાગ નીચે કૂવામાં પડતો હતો તે ભાગને દોરી બાંધેલી હોવાથી એક જ માણસ તે ભાગને ઉપર ખેંચી શકે તેમ હતું; પરંતુ આ વખતે એ દોરી તૂટી ગયેલી હોવાથી નીચે કૂવામાં ઉતરીને એ ભાગને નવીન દોરીથી જોડ્યા સિવાય તેને ઉપર ખેંચી શકાય તેમ ન હતું. દોરી બાંધવાનું કામ વિશેષ મુશ્કેલ અને અગવડવાળું હોવાથી એકલા પ્રદ્યુમ્નરાયથી તે બની શકે તેમ ન હતું. એટલે ક્ષીરસાગર વિલાસપુરથી આવે ત્યાંસુધી તેને શાંત બેસી રહ્યા સિવાય છૂટકો ન હતો.

ક્ષીરસાગર પોતાની સાથે એક લાંબી મજબૂત દોરી લાવ્યો

હતો. તેનો એક છેડો પોતાની પાસે રાખીને તે કૂવામાં ઉતર્યો. તેણે જૂની દોરી છોડીને નવી દોરી બાંધવાનો આરંભ કર્યો. નવી દોરી બાંધવાનું કામ મુશ્કેલ અને ગુંચવણભરેલું હતું. એ કાર્ય પૂર્ણ કરતાં સ્હેજે બેત્રણ ઘટિકા વીતી ગઇ. દોરી બાંધી રહ્યા પછી ક્ષીરસાગર ઉપર આવ્યો અને બોલ્યો: " સરદાર સાહેબ ! આપ હવે જઇને વિશ્રાંતિ લ્યો. આ બાકીનું કામ હું એકલો જ કરી નાંખીશ."

" આપણો જૂનો કારભારી વિશ્વાસુ હતો. " પ્રદ્યુમ્નરાયે કહ્યું: " આપણને આ કામમાં તેની મદદ ઠીક મળતી હતી. અગાઉ પણ એક વખત આવી રીતે દાદર તૂટી ગયો હતો, તે વખતે તેની સહાયથી મેં દાદરને દુરસ્ત કર્યો હતો. આપણો નવો કારભારી છે તો સારો પરંતુ હજુસુધી તેનાપર સંપૂર્ણ વિશ્વાસ મૂકી શકાય એટલી મને તેના સંબંધમાં ખાત્રી થઇ નથી. વારૂ, તું હવે બાકીનું કામ એકલો કરી શકીશ ? "

" એ બાબતમાં આપ નિશ્ચિંત રહો." ક્ષીરસાગરે જવાબ આપ્યો.

" આપણે કાલે મણિપુર જવાનું છે એ સ્મરણમાં રાખજે. આ કામ પૂર્ણ કર્યા પછી તું તરત સૂઇ જજે. દાદર તૈયાર થાય એટલે તેને વ્યવસ્થિત કરી દેજે અને કોઇ તેના ઉપર ચડે તો પડે નહિ એવી ગોઠવણ કરજે. સમજ્યોને ? "

" હું દાદરને બરોબર કરી દઇશ. એ બાબત ફીકર કરવાની કશી પણ જરૂર નથી. "

ક્ષીરસાગરનો જવાબ મળવાથી પ્રદ્યુમ્નરાય ચાલ્યો ગયો. ક્ષીરસાગરે કૂવામાં પડેલો ભાગ ધીમે ધીમે બહાર કાઢ્યો, અને તેણે દાદરના સાંધા કોઇને માલુમ ન પડે તેવી રીતે મેળવી દીધા. એટલે તે દાદર પૂર્વવત્ દેખાવા લાગ્યો. મધ્યરાત્રી થઇ ગઇ હતી અને

દિવસના શ્રમથી ક્ષીરસાગરને થાક પણ પુષ્કળ લાગ્યો હતો, એટલે બાકી રહેલું કામ ઉતાવળે ઉતાવળે કરીને તે પણ સૂવાને ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૩૯ મું.

---

### જગતપ્રસાદ.

બીજે દિવસે સ્હવાર થયા પહેલાં જ પ્રદ્યુમ્નરાય પોતાના નોકર ક્ષીરસાગરને લઈને મણિપુર જવાને નિકળ્યો. તેણે જગતપ્રસાદ પાસે જઇને તેની મુલાકાત લીધી. જગતપ્રસાદે ક્ષીરસાગરને જોતાં તેને ઓળખીને પ્રદ્યુમ્નરાયને પ્રશ્ન કર્યો: "આપે મોકલેલો દૂત પાછો આવ્યો જણાય છે. શી બાતમી મળી છે?"

પ્રદ્યુમ્નરાય વદનપર શોકને પ્રકટાવતો બોલ્યો: "જગતપ્રસાદ! વર્ત્તમાન બહુ જ ખરાબ છે!"

જગતપ્રસાદને જાણે એકાએક અમુક વાતનું સ્મરણ થયું હોય એવો દેખાવ કરીને તે બોલ્યો: "જરા રહો, ગઈ કાલે ખડક ઉપર એક નૌકા ભાંગી ગઈ હતી. તે ચાંચીઆ લોકોની છે એવી મારી કલ્પના છે. તેના સંબંધમાં મારે કેટલીક સૂચના કરવાની છે. એ કામ આટોપીને હું અહીં આવું છું."

બહાર નિકળ્યા પછી જગતપ્રસાદે પોતાના એક વિશ્વાસુ નોક-

રને પોતાની પાસે બોલાવીને કહ્યું: " અરે, તારે એક નાજુક, જરૂરી અને ગુપ્ત કામ કરવાનું છે!"

" હું તૈયાર છું." સેવકે વિનયપૂર્વક જવાબ આપ્યો.

" આ પત્ર લે અને ઉતાવળો ઉતાવળો જા." જગતપ્રસાદે આજ્ઞા કરી.

" સરકાર! આના ઉપર કોઇનું નામ નથી. મારે કોની પાસે જવું ?"

" એમ ઉતાવળ ન કર. હું બધું તને સમજાવું છું." જગતપ્રસાદ બોલ્યો: " તું સીધો તુરંગમાં જા અને ત્યાંના અધિકારીને મારૂં નામ આપીને કામસેનની મુલાકાત લે. તેને આ કાગળ આપીને એટલું કહેજે કે ' જ્યારે યોગ્ય સમય આવે ત્યારે તું આ કાગળનો ઉપયોગ કરજે.' તે જો તને કાંઇ વિશેષ પ્રશ્ન કરે તો તેને કશો પણ ઉત્તર આપીશ નહિ. મૂંગો મૂંગો પાછો આવજે."

સેવક નમન કરીને તુરંગ તરફ ચાલ્યો ગયો. ત્યારપછી થોડી વારે જગતપ્રસાદ પુનઃ મોટા દિવાનખાનામાં આવ્યો. તે બોલ્યો: " પ્રભુપ્રરાય! આપ આટલા મહત્ત્વના કામ માટે મારી પાસે આવવા છતાં તમને અહીં એકલા રાખીને મારે જવું પડયું એ માટે હું દિલગીર છું. પણ મારી પાસે એટલાં બધાં કામ—"

" કાંઇ હરકત નહિ. આપે આપનાં કામ કરવાં જ જોઇએ. વારૂ, હવે આપણે આપણા ચાલુ કામના સંબંધમાં બોલીએ. વિલાસપુરથી આવેલો સંદેશો સાંભળો. ક્ષીરસાગર! આગળ આવ અને રાણીએ કરેલી આજ્ઞા જગતપ્રસાદને જણાવ!"

" દરબારના કેટલાક મનુષ્યો સમક્ષ રાણી સરકારે એવી આજ્ઞા

કરી છે કે આ પ્રસંગે ન્યાયાધીશે અમારા અગાઉના હુકમ તરફ લક્ષ આપીને પોતાની દક્ષતા, ઈમાન તથા રાજનિષ્ઠાને અનુસરીને, જે યોગ્ય લાગે તે કરવું."

"દેવીની એ આજ્ઞા મને શિરમાન્ય છે. આ આજ્ઞાપત્રથી દેવીનો હેતુ સ્પષ્ટ થાય છે." ક્ષીરસાગરના કથનનો જગતપ્રસાદે જવાબ આપ્યો: "તેમણે અગાઉ કરેલો હુકમ મારે માન્ય કરવાનો છે."

પ્રદ્યુમ્નરાય અતિશય દુઃખયુક્ત મુદ્રા કરીને બોલ્યો: "હાય! હવે એ બિચારાનું મૃત્યુ કેવી રીતે ટાળી શકાય? મેં તો મારો બનતો પ્રયત્ન કર્યો–દેવીને દયા કરવાને વિનવવાને માટે મેં મારો પોતાનો દૂત ત્યાં મોકલ્યો હતો. પરંતુ છેવટે આવું પરિણામ આવ્યું! અસ્તુ, મારું કર્ત્તવ્ય મેં બજાવ્યું છે–તેના નસીબમાં માંડ્યું હોય એ મારાથી કેવી રીતે મિથ્યા થઈ શકે?"

જગતપ્રસાદ નિશ્ચિંતપણે બોલ્યા: "મારે પણ મારું કર્ત્તવ્ય બજાવવું જોઇએ. આપનો ભાણેજ બંડખોર અને રાજ્યદ્રોહી છે એ તો નક્કી થઇ ચૂક્યું છે. હવે તેને જે શિક્ષા ફરમાવવી તે રીતસર ફરમાવવી એટલે મારા ઉપરની જવાબદારી પૂરી થઈ!"

"આનો અર્થ હું સમજી ન શક્યો." પ્રદ્યુમ્નરાય બોલ્યો.

"બીજાં કામના સંબંધમાં કચેરીમાં જેવી રીતે પંચ બોલાવવામાં આવે છે તેવી રીતે પંચને જમા કરીને આને પણ શિક્ષા ફરમાવવી." જગતપ્રસાદે સ્પષ્ટ કર્યું.

"એટલી બધી ખટપટમાં પડવાનું શું કારણ છે?" પ્રદ્યુમ્નરાય સ્હેજ કસાણું મ્હોં કરીને બોલ્યો: "એ પ્રમાણે કરવાથી જાહેરમાં કામસેનને તેમ જ મને પણ નીચું જોવાનું થશે."

" એમ હોય તો પણ એ પ્રમાણે કર્યા સિવાય ચાલે તેમ નથી. " જગતપ્રસાદે જણાવ્યું: " જો આપની પંચમાં બેસવાની ઇચ્છા ન હોય તો આપ ખુશીથી ઘેર પધારો. આપ સમક્ષ હોવાથી કામસેનને જે કાંઇ મમતાના શબ્દો કહ્યા હશે, તે જો આપની ઇચ્છા હશે તો આપની ગેરહાજરીમાં હું કહીશ. લોકોના ઉપર ધાક બેસાડવાને માટે તેની તપાસ પંચની સમક્ષ જ કરવી જોઇએ. "

જગતપ્રસાદે આ ભાષણ નિશ્ચયદર્શક સ્વરે કર્યું હતું. એથી પ્રદ્યુમ્નરાયનો હવે ઉપાય રહ્યો નહિ. જગતપ્રસાદ પ્રસ્તુત ભાષણ કરીને એકદમ દિવાનખાનાની બહાર ગયો, એટલે પ્રદ્યુમ્નરાયને આગળ બોલવાનો અવકાશ પણ મળ્યો નહિ.

" આના મનમાં કશો ભેદ હોવો જોઇએ ? " ક્ષીરસાગર અને પ્રદ્યુમ્નરાય બે જણા દિવાનખાનામાં એકલા પડ્યા એટલે ક્ષીરસાગર બોલ્યો.

" ભેદ તો શો હોય ? " પ્રદ્યુમ્નરાયે કહ્યું: " એ છે જ એવો વિચિત્ર ! એક વખત મનમાં આવ્યું એટલે એ પ્રમાણે કર્યા સિવાય રહેશે નહિ. "

" પણ જે સમય આવવા ન પામે એવી આપણે ઇચ્છા કરતા હતા તે સમય આવશે—કદાચિત આપના ભાણેજે આપનો ગુપ્ત ભેદ ખુલ્લો કર્યો તો ?—"

પ્રદ્યુમ્નરાય કિંચિત્ કંકાસરૂપે બોલ્યો: "ક્ષીરસાગર ! એમ ગભરાઇ જવાથી લાભ નથી. જે ઉંચે ચડવાનો પ્રયત્ન કરે છે તેણે પડવાને માટે તૈયાર રહેવું જ જોઇએ. મારી સાથે તેં પણ સંકટની ખાઇમાં ભૂસકો માર્યો છે, એટલે જે ગતિ મારી તે જ તારી. પણ તને એટલું હું કહી રાખું છું કે આ કાર્યમાં આપણને હરકત આવવાની નથી,

આપણે બન્ને આ સંકટમાંથી નિર્વિઘ્નપણે પાર પડીશું એવી મારી ખાત્રી છે. બિલકુલ ગભરાટ કરીશ નહિ. ગઈ કાલે મેં જે તર્ક કર્યો હતો તે જ ખરો પડશે. એ આપણો ગુપ્ત ભેદ પ્રકટ કરશે નહિં; અને કદાચિત્ કરે તો આપણે તેના કથનને મૂર્ખતાયુક્ત ઠરાવી શકીશું."

એટલામાં એક સેવક ત્યાં આવ્યો. કચેરીમાં માણસો એકઠા થયાના સમાચાર તેણે પ્રદ્યુમ્નરાયને આપ્યા. જગતપ્રસાદના મકાનની પાસે જ એક ન્હાની ઈમારત બાંધવામાં આવી હતી, ત્યાં જગતપ્રસાદ તમામ સરકારી કામકાજ કરતો હતો. પ્રદ્યુમ્નરાય કચેરીમાં આવ્યો એટલે જગતપ્રસાદે તેને કહ્યું: " મેં આપનો વિશેષ સમય લીધો નથી એ આપના ધ્યાનમાં આવ્યું હશે. આજે કચેરીમાં પંચો બોલાવવાનું એક બીજું પણ કારણ છે. ગઇ કાલે ખડક ઉપર જે નૌકાનો નાશ થયો હતો તે ચાંચીયા લોકોની છે એવી મારી કલ્પના છે. એટલે તે સંબંધમાં પણ તપાસ કરવાની છે. જો એ નૌકાનો તાંડેલ અમારા હાથમાં આવ્યો હોત તો ઠીક થાત. "

પ્રદ્યુમ્નરાયને એ વિષયની સાથે કશો સંબંધ ન હતો. તે બોલ્યો. " તો પછી એ નૌકા ચાંચીયાની હતી એ સિદ્ધ કરવાનું મુશ્કેલ થઈ પડશે. "

પંચ માંહેનો મુખ્ય-સરપંચ બોલ્યો: " હંઉ, પણ એ નાકામાં, એક સ્ત્રી હતી એવું અમારા સાંભળવામાં આવ્યું હતું. "

" હું તે કહેવાનો જ હતો. " જગતપ્રસાદ બોલ્યો: " તે સ્ત્રી શુદ્ધિમાં આવી છે ખરી, તોપણ હજી તે તમામ હકીકત પૂર્ણપણે કહી શકે એટલી તેનામાં શકિત આવી નથી. "

એ પ્રમાણે ભાષણ ચાલતું હતું તે દરમિયાન પાંચ છ સશસ્ત્ર પહેરેગીરોની સાથે કામસેન તે સ્થળે આવ્યો. તેના ચ્હેરાપર ભય

કિંવા દુઃખનું ચિહ્ન જણાતું ન હતું. પરંતુ તે શાંત અને ગંભીર દેખાતો હતો. તેણે અંદર આવીને ત્યાં એકત્ર થયેલા લોકો ઉપર નજર ફેરવી. પોતાનો મામો દષ્ટિએ પડવા છતાં પણ તેનું મન વિકારને પામ્યું નહિ. માત્ર પ્રદ્યુમ્નરાયના મનમાં તેને જોતાં ગભરાટ છૂટયો હતો. તેણે ક્ષીરસાગર સાથે વાત કરતી વખતે બાહ્યતઃ હિંમ્મત દર્શાવી હતી ખરી, પરંતુ આ પ્રસંગે તેનું મન ભયભીત થયા સિવાય રહ્યું નહિ. કામસેનને જગતપ્રસાદે એક આસનપર બેસવાનું કહ્યું. પણ તે આસનપર નહિ બેસતાં કામસેને ઊભા રહીને ગંભીરપણે સર્વની તરફ દષ્ટિ કરીને સન્માનપૂર્વક પ્રણામ કર્યા.

જગતપ્રસાદ તેને ઉદ્દેશીને બોલ્યો: " સરદાર કામસેન ! પ્રદ્યુમ્નરાયે જે દૂતને મહાદેવી પાસે મોકલ્યો હતો તે હમણાં જ પાછો આવ્યો છે. તમે કામસેન જ છો એવું સાક્ષીપુરાવાથી સિદ્ધ થયું છે. તેમ તમે પણ એ વાતનો ઈન્કાર કરતા નથી. તમે સરકારના હાથમાં પકડાઓ એટલે એક અહોરાત્ર પૂર્ણ થાય તે પહેલાં જ તમને દેહાંતશિક્ષા આપવી, એવી દેવીની આજ્ઞા છે. એ શિક્ષા તમને સંભળાવતાં પહેલાં તમારે શું કહેવાનું છે તે ન્યાયની દષ્ટિએ સાંભળવું જોઇએ; માટે હું તમને પૂછું છું કે આ શિક્ષા તમને થવી ન જોઇએ એવું તમારૂં કહેવું છે ? "

" હા ! " કામસેને ગંભીરપણે જણાવ્યું.

" તેનું કારણ શું છે ? " જગતપ્રસાદે પુનઃ પ્રશ્ન કર્યો.

" તેનું કારણ આ પત્રમાં લખેલું છે. " કામસેન બોલ્યો.

જગતપ્રસાદે આશ્ચર્યપૂર્વક પંચ તરફ દષ્ટિ કરીને કામસેનને પૂછ્યું. " એવું આ શું લખ્યું છે વારૂ ! "

તેનો કામસેન જવાબ આપે તે પહેલાં કચેરીના મોટા દરવાજામાંથી કેટલાક સિપાહીઓનું ટોળું અંદર આવ્યું. તેમના મધ્ય ભાગમાં એક મનુષ્ય હતો. ગઈ કાલે જેણે અવિચારપૂર્વક સમુદ્રમાં ફદકો માર્યો હતો તે તાંડેલને જગત પ્રસાદના સિપાહીઓ કેદ કરીને લાવ્યા હતા. તેની સામે જોતાં કામસેન બોલ્યો: "કોણ? સૂર્યપુરનો તાંડેલ મિત્રગુપ્ત!"

પણ એટલામાં તે તાંડેલે મોટેથી બૂમ પાડી અને તે સિપાહીઓના હાથમાંથી છૂટીને એકદમ કામસેન તરફ ધસ્યો. જે કાગળ કામસેનના હાથમાં હતો તે તેના હાથમાંથી ઝુંટવી લેવાનો પ્રયત્ન કરતો તે બોલ્યો: "આ અભયપત્ર મારૂં છે!"

"હરામખોર! ચલ-હટ, બાજુ થા!—આ કાગળ તારો છે એમ?" એ પ્રમાણે કહીને કામસેને તેને એક ઠાંસાની સાથે સિપાહીઓ તરફ ફેંકી દીધો. સિપાહીઓએ પુનઃ તેને પકડી લીધો.

એ વખતે કચેરીમાં મોટો ઘોંઘાટ મચી રહ્યો હતો. મિત્રગુપ્ત મોટે મોટેથી "અન્યાય—અન્યાય—આ અભયપત્ર મારૂં છે—આપ મને મદદ કરો—એ મારૂં અભયપત્ર મને પાછું મળવું જ જોઈએ." એ પ્રમાણે બૂમો પાડતો હતો.

# પ્રકરણ ૪૦ મું.

## અભયપત્ર.

આ કથાભાગમાં આગળ વધતાં પહેલાં આપણે થોડીક પાછળ દૃષ્ટિ કરીશું. ગઈ કાલે રાત્રે મણિપુર બંદર પાસેના ખડકપર જે નૌકા તૂટી હતી તે 'સરસ્વતી' નૌકા હતી. મિત્રગુપ્ત એ નૌકાનો તાંડેલ હતો. તે નૌકામાં જે સ્ત્રી હતી તે ઇન્દિરાવતી હતી. આ બધું વાચકના ધ્યાનમાં આવ્યું હશે જ, મિત્રગુપ્તે પ્રથમ જગતપ્રસાદને તે પોતાની સ્ત્રી હોવાનું જણાવ્યું હતું, પરંતુ જગતપ્રસાદ ઇન્દિરાને પોતાને ત્યાં બેશુદ્ધ અવસ્થામાં લઇ ગયો હતો. ત્યાં તે શુદ્ધિમાં આવી એટલે પોતે કોણ છે તે તેણે જગતપ્રસાદને જણાવ્યું હતું. એ વખતે પોતે કોણ છે એટલું જ માત્ર ઇન્દિરાવતીએ કહ્યું હતું. પોતે શા ઉદ્દેશથી ઘેરથી નિકળી હતી એ તેણે કહ્યું ન હતું. તેને એમ લાગતું હતું કે જો હું આ મોટા રાજ્યાધિકારીને મારો ગુપ્ત ઉદ્દેશ જણાવીશ તો આ અધિકારીની તીવ્ર રાજનિષ્ઠાને લીધે તે સિદ્ધ થવાને બદલે નિષ્ફળ જવાનો જ વિશેષ સંભવ છે.

આ લક્ષ્મીધનની કન્યા છે એમ માલૂમ પડતાં જગતપ્રસાદે તેનો માનમરતબો સારી રીતે રાખ્યો હતો. તેણે તેના માટે એક ઉત્તમ ઓરડી તૈયાર કરીને ત્યાં તેને રાખી હતી; અને પોતાની માતાને તેની હકીકત જણાવીને, તેની યોગ્ય સુશ્રૂષા કરવાની તેને સૂચના કરી હતી.

જે હેતુને માટે ઇન્દિરાવતીએ ગૃહત્યાગ કર્યો હતો એ હેતુનો હવે તે વિચાર કરવા લાગી. જ્યારે નૌકા મણિપુર બંદરમાં દાખલ થઇ ત્યારે જ પોતે મણિપુરમાં આવી છે એમ તેના સમજવામાં આવ્યું હતું. અર્થાત્ ઇશ્વરી કૃપાથી પોતે ઇષ્ટ સ્થળે આવી પહોંચવા માટે તેને આનંદ થયો હતો. પોતાની સેવા માટે જે દાસીને રાખવામાં આવી હતી તેની પાસેથી ઇન્દિરાવતીએ કામસેનના સમાચાર મેળવ્યા. તે હજી જીવન્ત છે, એવું તેના જાણવામાં આવ્યું. તે પ્રસંગે તેને થયેલા આનંદનું અમે વર્ણન કરવા કરતાં વાચકોને જ તેની કલ્પના કરવાનું સૂચવીએ છીએ. આનંદાવેશમાં તે એ આનંદવર્ત્તમાન જણાવનાર દાસીને ભેટી પડી. તેનાં નેત્રોમાંથી આનંદાશ્રુ ખરવા લાગ્યાં. કામસેનનું કૌશલ્ય જાણીને આ બાલિકાને આટલો બધો આનંદ થયેલો જોઇને એ સુસ્વભાવી દાસીએ તેને કામસેનને લગતા આદ્યંત વર્ત્તમાન જણાવ્યા. જગતપ્રસાદે દયાથી પ્રેરિત બનીને કામસેનને થયેલી શિક્ષાને તાત્કાલિક અમલમાં નહિ મૂકતાં વિલાસપુર રાણીને વિનતિ કરવાને આઠ દિવસ પહેલાં દૂત મોકલ્યો છે એવું જ્યારે ઇન્દિરાના જાણવામાં આવ્યું ત્યારે તેનો આનંદ ગગનમાં પણ માતો ન હતો. જગતપ્રસાદની પણ બનતો પ્રયત્ન કરીને કામસેનનો પ્રાણ બચાવવાની ઇચ્છા છે, એ બાબત ધ્યાનમાં આવતાં ઇન્દિરાએ ભવિષ્યનો વિચાર કરી લીધો.

બીજે દિવસે સૂર્યોદય થયા પછી અગાઉ વિચાર કરી રાખ્યા પ્રમાણે ઇન્દિરાવતી કામસેનને મળવાને માટે તુરંગમાં જવાને તત્પર બની. તે વખતે જગતપ્રસાદની માતા જ્ઞાનવતી તેની પાસે આવી. ઇન્દિરાવતીની પ્રકૃતિ અશક્ત હોવાથી માયાળુ જ્ઞાનવતીએ તેને બહાર જવાની પરવાનગી આપી નહિ. તેણે ઇન્દિરાની સાથે મિષ્ટ

આચરણ કરીને તેનો વિશ્વાસ સંપાદન કરી લીધો હતો. વળી પોતાના દીકરાને કામસેનની સાથે મૈત્રી થઈ છે એવું પણ તેણે ઈન્દિરાને જણાવ્યું. ઇન્દિરાવતીએ જ્ઞાનવતીનો સરલ અને સૌજન્યપૂર્ણ સ્વભાવ જોઇને તેની પાસે પોતાનું હૃદય ખોલ્યું અને પોતાની પાસેનો કાગળ તેને આપ્યો.

ઇન્દિરાવતીની પાસે આ અભયપત્ર કેવી રીતે આવ્યું હતું એ વાચકો જાણે છે. તેણે એ અભયપત્રને જે થેલીમાં પોતે કામસેનની વીંટી રાખતી હતી તે થેલીમાં રાખ્યું હતું. એ અભયપત્ર જ્ઞાનવતીને આપતાં ખાસ ભાર મૂકીને આ સંબંધમાં પોતાને વિશેષ પ્રશ્ન નહિ કરવાનું જણાવ્યું હતું. જ્ઞાનવતીએ પણ પોતાને તેની સાથે થએલા અલ્પ સમયના પરિચયનો વિચાર કરીને તેને વિશેષ પૃચ્છા કરી નહિ. તે તુરત પોતાના પુત્ર પાસે ગઈ. તેણે એ અભયપત્ર જગતપ્રસાદને બતાવ્યું. એ જોઇને તે બોલ્યો: "આ અભયપત્રની મદદથી હું કામસેનને મુક્ત કરી શકું તેમ છે, તેના ઉપર રાણીની મુદ્રા છે અને સામાન્ય પદ્ધતિને અનુસરીને તે લખાયેલું છે. આ અભયપત્ર કામસેન મને યોગ્ય સમયે બતાવે એટલે બસ, હું તેને એકદમ છોડી દઇશ ! જ્યાં એક માનવી પ્રાણીના પ્રાણ બચાવવાની સંધિ પ્રાપ્ત થયેલી છે, ત્યાં તારે એ બાલિકાને–તેં આ અભયપત્ર ક્યાંથી મેળવ્યું, કેવી રીતે મેળવ્યું, વગેરે પ્રશ્નો કરવાની જરૂર છે જ નહિ !"

જ્ઞાનવતી પુનઃ ઇન્દિરા પાસે આવી. તેણે પોતાના દીકરાએ કહેલા સર્વ શબ્દો તેને જણાવ્યા. વિશેષમાં તેણે કહ્યું: "વિલાસપુર ગયેલો દૂત જો સારી બાતમી લાવ્યો નહિ હોય તો જે અભયપત્ર તું લાવી છે તે કામસેનની પાસે પહોંચતું કરવાનો મારા પ્રસાદનો

વિચાર છે." જ્ઞાનવતી પોતાના પુત્રને 'પ્રસાદ' શબ્દથી જ સંબોધતી હતી. ઇન્દિરાવતીને પણ આ શબ્દોથી પોતાના ગૃહત્યાગનું સાર્થક્ય થયેલું જોઇને સ્વાભાવિક રીતે જ આનંદ અને સંતોષ થયો.

* * * * *

હવે આપણે કચેરીમાં જઇને ત્યાં આગળ શું બન્યું તે જોઇએ. સિપાહીઓ મિત્રગુપ્તને કેદ કરીને કચેરીપર લાવ્યા તે વખતે કામસેનના હાથમાં અભયપત્ર હતું. આ અભયપત્ર તરફ મિત્રગુપ્તની નજર જતાં જ એ કાગળના બાહ્યસ્વરૂપપરથી તે ઓળખી ગયો, અને અભયપત્રને માટે બૂમો પાડવા લાગ્યો. આ અભયપત્ર પોતાના બચાવને માટે જગતપ્રસાદે પેદા કરેલું છે એમ કામસેનને લાગતું હતું. કેમકે એ અભયપત્રના સંબંધમાં તેને કશી પણ માહિતી ન હતી. મિત્રગુપ્ત જ્યારે એ પત્ર તેના હાથમાંથી ઝુંટવી લેવાનો પ્રયત્ન કરતો હતો ત્યારે કામસેને તેને ધક્કો મારીને દૂર હડસેલી મેલ્યો હતો. મિત્રગુપ્ત જ્યારે મોટેથી એ અભયપત્ર પોતાનું છે એમ બૂમો પાડવા લાગ્યો ત્યારે જગતપ્રસાદ પણ વિચારમાં પડી ગયો. પરંતુ આ અભયપત્ર મિત્રગુપ્તનું હોવું જોઇએ નહિ, કેમકે ઇન્દિરાવતી ચાર દિવસ તેની નોકામાં હતી, એટલે એ અભયપત્ર તેની પાસે હોવાથી આ ચાંચીયાની દૃષ્ટિએ કોઇ ને કોઇ સમય પડેલું હોવું જોઇએ. તો પછી જો પોતાનું હોત તો એ વખતે જ તેણે ઇન્દિરા પાસેથી લઇ લીધું હોત. એવો વિચાર કરીને પોતાના મનનું સમાધાન કર્યું. વળી આવા હરામખોર ચાંચીયાને રાણી પોતે અભયપત્ર આપે એવી શંકા પણ જગતપ્રસાદના મનમાં આવી નહિ. તેણે કામસેનના બચાવનો પ્રયત્ન કરવાનો વિચાર કર્યો.

મિત્રગુપ્તને સિપાહીઓએ પકડી રાખ્યો હતો, તોપણ તે સિપાહીઓના હાથમાંથી છૂટવાનો પ્રયત્ન કરતો, એ અભયપત્ર મારૂં છે એવી બૂમો પાડયા કરતો હતો.

જગતપ્રસાદે મોટેથી બૂમ પાડીને સિપાહીઓને કહ્યું: "અરે, જોઈ શું રહ્યા છો? આને એકદમ અહીંથી લઇ જાઓ!"

મિત્રગુપ્ત બોલ્યો: "સરકાર! અન્યાય-અન્યાય થાય છે! મારો ન્યાય કરો, અને પછી યોગ્ય લાગે તે શિક્ષા મને કરો. હું એ ભોગવવાને તૈયાર છું."

"ઠીક છે, તારો ન્યાય હમણાં જ થશે." જગતપ્રસાદે કહ્યું: "તું તારા મનમાં ઘમંડ રાખતો હશે, પણ તારી વિરૂદ્ધ અમારી પાસે પુષ્કળ પૂરાવા છે, સમજ્યો!"

"કોણ કહે છે કે હું ચાંચીયો છું!" મિત્રગુપ્ત બોલ્યો: "મારી નૌકા ઉપરથી એવો તમને શો પૂરાવો મળ્યો છે? તમે જે નિશાનોની પેટી મને ગઈ કાલે બતાવી હતી તે કાંઈ મારી નૌકા ઉપરની ન હતી. મારી નૌકા સિવાય બીજી કેટલીક નૌકાઓ પણ ગઈ કાલના તોફાનને લીધે સમુદ્રમાં ભાંગી ગઇ છે. તેમાંની એકાદી નૌકા ઉપરની તે પેટી હોવી જોઇએ!"

"ધ્યાનમાં રાખજે કે મારી પાસે એવો કશો પણ ખોટો બચાવ ચાલવાનો નથી." જગતપ્રસાદે કહ્યું.

કામસેન બૂમ પાડીને બોલ્યો: "સરકાર! આ મિત્રગુપ્ત જ નહિ, પણ તેનો બાપ સૂર્યગુપ્ત અને તે નૌકાપરના કેટલાક ખલાસીઓ પણ લૂટારા-ખાતરપાડુ છે, એ હું સિદ્ધ કરી આપી શકું તેમ છું!"

મિત્રગુપ્ત ગુસ્સાના આવેશમાં ઉદ્ધતપણે બોલ્યો: " ચૂપ રહે, બંડખોર ! પહેલાં તારા પગ નીચે સળગી રહ્યું છે તેની સંભાળ લે; અને પછી મારી સામે આક્ષેપ મૂકવાને તૈયાર થા ! આ સરકારી અધિકારી સારી રીતે સમજે છે કે જેને રાજ્યદ્રોહના ગુન્હા માટે સરકાર તરફથી દેહાન્તની શિક્ષા થયેલી છે તેના કથન ઉપર બિલકુલ વિશ્વાસ રાખી શકાય નહિ ! "

" હરામખોર પાછો કેવો ચોરીપર શીરજોરી કરે છે તે જૂઓ !" જગતપ્રસાદ બોલ્યો: " જો આ ગૃહસ્થનો પૂરાવો માન્ય ન હોય, તો ગઇ કાલે તારી જ હોડીમાં જે સ્ત્રી હતી તે જ તારી વિરૂદ્ધ પૂરાવો આપવાને તૈયાર છે. "

" એ સ્ત્રી તો મરી ગઇ છે. એ પ્રત્યક્ષ પૂરાવો કેવી રીતે આપી શકશે ? " મિત્રગુપ્તે કહ્યું.

" એ સ્ત્રી મરી ગઈ છે એમ માનીને જો તેં આ બધું તોફાન મચાવ્યું હશે તો હું તને કહું છું કે એ સ્ત્રી મૃત્યુ પામી નથી, પરંતુ તારા કરતાંયે વધારે તન્દુરસ્ત છે; અને તેના એક જ શબ્દથી તારા પગમાં બેડી પડે તેમ છે ! "

જગતપ્રસાદનું આ ભાષણ સાંભળીને મિત્રગુપ્ત ગભરાયો. તેણે એ સ્ત્રી મરણ પામ્યાનું સાંભળ્યું હતું અને પોતાની વિરૂદ્ધ પૂરાવો રજુ કરનાર કોઈ પણ નથી એમ માનીને તે મણિપુરમાં ફરતો હતો. ગઈ કાલે જગતપ્રસાદ ઇન્દિરાવતીને પોતાને ત્યાં લઇ ગયો એ વખતે તે મૂર્ચ્છિત અવસ્થામાં હતી. તે મરી ગઇ છે એમ કેટલાક પ્રેક્ષકોને લાગવાથી તેમણે એવી વાત બહાર ફેલાવી હતી.

જગતપ્રસાદ બોલ્યો: " આ હરામખોરનો બકબકારો બંધ થયો ટે આપણે આપણી પ્રથમ તપાસનું કામ આગળ ચલાવીએ. "

મિત્રગુપ્ત કશું પણ બોલતો નથી એ જોઇને જગતપ્રસાદે તેને કચેરી બહાર લઇ જવાનો સિપાહીઓને હુકમ કર્યો અને એ હુકમ પ્રમાણે સિપાઇઓ તેને બહાર લઇ ગયા. પછી જગતપ્રસાદ કામસેનને ઉદ્દેશીને બોલ્યોઃ "તારી પાસે એ શાનો કાગળ છે? અને એ કાગળને આધારે તું અમને કેવી રીતે શિક્ષા રદ કરવાનું કહી શકે છે?"

"સરકાર! આપ પોતે જ આ કાગળ લક્ષપૂર્વક વાંચી જૂઓ!" કામસેને કહ્યું: "એટલે એમાં શું છે તે આપ સમજી શકશો."

જગતપ્રસાદ તે કાગળ પોતાના હાથમાં લઇને અત્યંત ગંભીરપણે બોલ્યોઃ "આ કાગળ ઉપર તો આપણાં પરમપૂજ્ય મહારાણીની રાજમુદ્રા છે!"

કામસેને એ કાગળ રજુ કર્યો ત્યારથી પ્રદ્યુમ્નરાયનાં મોતીયાં મરી ગયાં હતાં. કામસેન મુક્ત થયો તો પોતાનું છિદ્ર ખૂલ્લું કરીને પોતાની પ્રતિષ્ઠાને કાલિમા લગાડશે એવી ભીતિ તેના મનમાં ઉત્પન્ન થઇ હતી, અને તેનો ચ્હેરો કાળો ઠીકરા જેવો પડી ગયો હતો. તેણે અસ્પષ્ટ સ્વરે પ્રશ્ન કર્યોઃ "જગતપ્રસાદ! આ શાનો કાગળ છે?"

"આ કાગળ અતિ મહત્ત્વનો છે. આપ અત્યંત રાજ્યનિષ્ટ હોવાથી આપે આપના ભાણેજને કેદ કરીને સરકારને સ્વાધીન કર્યો છે એ વાત સાચી છે, પરંતુ તેનો પ્રાણ બચાવવાની આપની ઇચ્છા હતી એ હું જાણું છું. આપની ઇચ્છા પ્રમાણે તેનો પ્રાણ બચી શકે તેમ છે એ જાણીને આપને અત્યંત આનંદ થશે!" જગતપ્રસાદે બાહ્યતઃ સરલ પરંતુ વ્યંગપૂર્ણ ભાષામાં કહ્યું.

પ્રદ્યુમ્નરાય અત્યંત આતુરતાપૂર્વક બોલ્યો: " એ કાગળમાં શું છે? અહીં લાવો જોઇએ–નહિ તો તમે પોતે જ વાંચી સંભળાવો !"

" હા, એ વાત ખરી છે " જગતપ્રસાદ બોલ્યો: " એ કાગળમાં શું છે તે દરેકે જાણવું જોઇએ. " તેણે પૂજ્યભાવપૂર્વક એ કાગળ પોતાની સામે રાખીને વાંચવા માંડ્યો.

એ અભયપત્ર અમે ચોવીસમા પ્રકરણમાં આપી ગયેલા હોવાથી અત્ર તેની પુનરુક્તિ કરવાની જરૂર નથી.

જગતપ્રસાદે વાંચેલી હકીકત સાંભળીને કચેરીમાં એકઠા થયેલા તમામ માણસોને સંતોષ થયો. માત્ર પ્રદ્યુમ્નરાય અને તેના સેવક ક્ષીરસાગરને એ પત્રમાંના કેટલાક શબ્દો અગ્નિના સ્પર્શ જેવા લાગ્યા હતા. એથી તેમની મુદ્રા પણ ચકિત બન્યા સરખી દેખાતી હતી.

એ લક્ષમા આવતાં સરપંચ જગતપ્રસાદને ઉદ્દેશીને બોલ્યો: " પોતાના ભાણેજની મુક્તિના સમાચાર સાંભળીને પ્રદ્યુમ્નરાયને અત્યાનંદ થયેલો દેખાય છે ! "

જગતપ્રસાદ ધીમેથી બોલ્યો: ' આનંદથી હો કે બીજા કશા કારણથી હો પણ તમને અત્યંત આશ્ચર્ય થયું છે, એ વાત ખરી છે." પછી તે મોટેથી બોલ્યો: " મેં આ અભયપત્ર આપ સર્વને વાંચી સંભળાવ્યું છે. આ અભયપત્ર પ્રમાણે વર્ત્તવું એ આપણું સર્વનું કર્ત્તવ્ય છે. "

પ્રદ્યુમ્નરાય કેવળ નિરાશ બની ગયો હતો. અર્થાત હવે થોડા સમયમાં કામસેન મુક્ત થઈ જશે એમ માનવાથી તે બોલ્યો: " આ બાબતમાં માત્ર થોડો વિચાર કરવાનો રહે છે. આ અભયપત્ર કામ-

સેનને મળ્યું છે તે આનંદની વાત છે. પરંતુ તોપછી તેણે એ અભયપત્ર અગાઉ શામાટે ન દર્શાવ્યું ?

" અહો પ્રદ્યુમ્નરાય ! મારે કશો સંબંધ નહિ હોવા છતાંયે તમારા ભાણેજને મુક્ત કરવાને હું ઉત્સુક બન્યો છું, ત્યારે તમે પ્રત્યક્ષ તેના મામા હોવા છતાંયે શંકા લ્યો છો, એથી મને અત્યંત આશ્ચર્ય થાય છે ! " જગત્પ્રસાદે કહ્યું.

" હા, હું શંકા લઉં છું ખરો. " પ્રદ્યુમ્નરાય નિષ્ઠુરપણે બોલવા લાગ્યો: " તેનું કારણ એ છે કે અત્યારે જે ન્યાયકાર્ય કરવાને આપણે એકત્ર થયા છીએ, તેમાં આપણી ભૂલ થવા પામે નહિ અને દેવીના ઠપકાને પાત્ર થવું પડે નહિ. મને જે આશ્ચર્ય લાગે છે તે એટલું જ કે આજે વૈશાખ શુદી ૧૦ છે. વૈશાખ શુદી પ્રતિપદાને રોજ અમે તેને કેદ કર્યો હતો. તો પછી વૈશાખ શુદ પંચમીને રોજ એટલે કે કામસેનને કેદ કર્યા પછી ચોથે દિવસે લખાયેલું આ અભયપત્ર તે કેદમાં હોવા છતાં તેના હાથમાં ક્યાંથી આવ્યું ? "

" આપના એ પ્રશ્નનો ઉત્તર સરલ છે. " જગતપ્રસાદ કહેવા લાગ્યો: " એ અભયપત્ર છેક છેલ્લી ઘડીએ કામસેનના હાથમાં આવેલું હોવાથી તે આપણને બતાવી શક્યો ન હતો. વળી તેની પાસે અભયપત્ર માગવાની જરૂર તે તુરંગમાં પડ્યો ત્યારપછી ઉત્પન્ન થયેલી હોવાથી તેના કોઇ હિતચિંતકે રાણી પાસે જઇને તે પંચમીના દિવસે સંપાદન કરેલું હશે. આપનો દૂત પણ તે જ અરસામાં રાણી પાસે ગયો હશે. અથવા રાણીએ આપનો દૂત તેની પાસે પહોંચ્યો તે પહેલાંજ અભયપત્ર લખી આપ્યું હશે: અને એ કારણથી જ તેણે મારા ઉપર સંદિગ્ધ હુકમ મોકલ્યો હતો. તમે જાણો છો કે એ હુકમમાં રાણીએ સર્વ ભાર મારા ઉપર જ મૂકેલો છે. "

" આપ રાણીના હુકમનો ગમે તેવો અર્થ કરો, પણ ન્યાયના કામમાં સ્પષ્ટ બોલવાની હું મારી ફરજ સમજું છું: અને એવી રીતે બોલવાનો મારા ઉપર પ્રસંગ આવવાથી મને અત્યંત ખેદ થાય છે." પ્રદ્યુમ્નરાય તટસ્થતાનો દેખાવ કરતો કહેવા લાગ્યો: " હમણાં જે કેદીને લાવવામાં આવ્યો હતો તેણે આ અભયપત્ર કામસેનના હાથમાં જોતાં, તે પોતાનું છે એમ જણાવ્યું હતું. એ વાતનો તો આપણે કોઇયે વિચાર જ કર્યો નહિ. અર્થાત્ એ બાબતનો વિચાર કરવાનું આપણું કર્તવ્ય છે. "

પંચ માંહેનો એક ગૃહસ્થ પ્રદ્યુમ્નરાયનો પક્ષકાર હતો. પ્રદ્યુમ્નરાયનું મન તે સમજી ગયો હતો. એથી તેને સહાય કરવામાં પોતાને લાભ છે, એમ સમજીને તે બોલ્યો: " પ્રદ્યુમ્નરાયે કાઢેલી શંકા તદ્દન ખરી છે. હું પણ તેને ટેકો આપું છું. "

" જો આપ ઉભયનો એવો મત હોય તો આ બાબતમાં આપણે વિશેષ લક્ષ આપવું જોઇએ." સરપંચે કહ્યું: " જગતપ્રસાદ ! તમારા એ નવીન કેદીને અહીં હાજર કરો ! "

" કામસેનનો ન્યાય થઇ ચૂક્યો છે. હવે તેના સંબંધમાં વિશેષ તપાસ કરવાની જરૂર હોય એમ મને લાગતું નથી. " જગતપ્રસાદે એક વાર પુનઃ પ્રયત્ન કરી જોયો.

પ્રદ્યુમ્નરાયનો પક્ષકાર ગૃહસ્થ બોલ્યો: " મહારાજ ! આપનું કથન અયોગ્ય છે એમ કાંઇ હું કહેવા માગતો નથી. તથાપિ અમને લાગે છે કે આ અભયપત્રમાં કશો પણ ઘોટાળો થયેલો હોવો જોઇએ. તો પછી તેની પૂરી તપાસ થવાની જરૂર છે. હું ધારું છું કે આ કામસેનની તપાસ આપણે થોડો સમય મુલતવી રાખીને પ્રથમ પેલા

ચાંચીયાની તપાસ કરીએ, એટલે તમામ બાબતનો નિવડો આવી જશે."

"એ તપાસથી કાંઇ વિશેષ નિષ્પન્ન થાય એવું મને લાગતું નથી." જગતપ્રસાદે જણાવ્યું: "એ ચાંચીયાની વિરૂદ્ધમાં સાક્ષી આપવાને એક સ્ત્રી તૈયાર છે એવું મેં કહ્યું એટલે તે કેવો ભયભીત બનીને મૂંગો રહી ગયો હતો એ આપના ધ્યાનમાં આવ્યું હશે જ !"

"એ અમે ભૂલી ગયા નથી." પેલો ગૃહસ્થ બોલ્યો:" પરંતુ તેમાંથી એક બીજી મહત્ત્વની બાબત નિષ્પન્ન થાય તેમ છે. જો એ અભયપત્ર તેનું નહિ હોય તો એ વાત તે કબૂલ કરશે. અર્થાત્ એમ થવાથી ન્યાયની બાબતમાં એટલી જવાબદારી આપણાપરથી ઓછી થશે."

બીજો એક વૃદ્ધ પંચ બોલ્યો: "આપનું આ કથન ખરૂં લાગે છે. જગતપ્રસાદ ! જ્યારે આ અભયપત્ર ઉપર કોઈનું પણ નામ નથી ત્યારે આપણે તે સંબંધમાં પૂર્ણ વિચાર કરીને જ ન્યાય કરવો જોઇએ. કદાચિત્ એ નવીન કેદી ચાંચીયો નથી એમ પણ ઠરે. જ્યાંસુધી તેના ઉપર અપરાધ સાબિત થયો નથી ત્યાંસુધી આપણે તેને નિરપરાધી જ સમજવો જોઇએ. જ્યારે તે આ અભયપત્ર પોતાનું છે એમ કહે છે, તો એ વાતનો પણ આપણે વિચાર કરવો જોઇએ."

એ પ્રમાણે બે ત્રણ પંચનો એકમત થવાથી જગતપ્રસાદ નાઇલાજ બની ગયો. પ્રદ્યુમ્નરાય આટલું બધું નીચપણું દર્શાવીને, પોતાના ભાણેજને બચાવવાની સંધિ મળેલી હોવા છતાં તેમાં ઘોંટાળો કરે છે, એ જોઇને જગતપ્રસાદના મનમાં તેનાપર અત્યંત તિરસ્કાર છૂટ્યો હતો. તે બોલ્યો: "જ્યારે આપ સર્વની એવી ઇચ્છા છે ત્યારે આપની સૂચનાને માન આપવું એ મારૂં કર્ત્તવ્ય છે. અહો, કામસેન ! તમારી

તપાસ હમણાં મુલતવી રાખવામાં આવે છે. પ્રથમ પેલા ચાંચીયાના કામનો નિકાલ કરીને પછી તમારી તપાસ આગળ ચલાવવી, એવી પંચની મરજી છે, માટે તમે જઈને બહાર બેસો. યોગ્ય સમયે તમને બોલાવવામાં આવશે."

કામસેને મોટી નમ્રતાથી સર્વને પ્રણામ કર્યા અને એક પણ શબ્દ નહિ ઉચ્ચારતાં તે સિપાહીઓની સાથે બહાર ચાલ્યો ગયો. અત્યારસુધી ચાલેલા ભાષણપરથી પોતાના મામાનો વિરોધ તે જોઈ શક્યો હતો. એ જોઇને પોતાની તરફ પોતાના સગા મામાનું શત્રુત્વ તથા એક અજાણ્યા ગૃહસ્થ–જગતપ્રસાદનું મિત્રત્વ તેના મનમાં એક પ્રકારનો ચમત્કાર ઉત્પન્ન કરતું હતું.

કામસેન બહાર ગયો અને મિત્રગુપ્ત અંદર આવ્યો, તે દરમિયાન મળેલા સમયમાં જગતપ્રસાદે પોતાની માતાપર એક ચીઠી લખીને સેવક સાથે મોકલી આપી.

અગાઉ કચેરીમાંથી બહાર નિકળ્યા પછી પુનઃ કચેરીમાં આવતાંસુધીના વખતમાં મિત્રગુપ્તે બધી બાબતનો વિચાર કરીને, હવે પુનઃ પોતાને પ્રશ્ન કરવામાં આવે તો તેનો શો જવાબ આપવો, એ વિષયમાં ગોઠવણ કરી રાખી હતી. આ વખતે તે પંચ સામે ઊભો રહ્યો ત્યારે તેણે તદ્દન શાંત મુદ્રા ધારણ કરી હતી. પ્રદ્યુમ્નરાય તો પોતાના મનમાં અત્યંત ખુશ બન્યો હતો. અત્યારસુધી જેવો દમામ રાખ્યો છે, તેવો જ દમામ આ મિત્રગુપ્તની તપાસ વખતે પણ રાખવાથી પોતાનો પૂર્ણ વિજય થશે એવી આશા તેના મનમાં રમી રહી હતી. તેણે આશાપૂર્ણ દૃષ્ટિથી પોતાના સેવક ક્ષીરસાગર તરફ જોઇને તેને પણ નિરુત્સાહી બનતો અટકાવ્યો હતો.

પ્રદ્યુમ્નરાયનો પક્ષ લેનાર જે પંચ હતો તે બહુ હુશિયાર હતો. કામસેનને દેહાન્ત શિક્ષા થવાથી પ્રદ્યુમ્નરાયને શો લાભ છે એ તેના ધ્યાનમાં આવ્યું હતું. એથી તેણે પ્રદ્યુમ્નરાયનો પક્ષ લઇને કહ્યું: "આ આરોપી આપણી સામે ઊભો છે. આપ તેને પ્રથમ અભયપત્રના સંબંધમાં પ્રશ્ન કરો."

એ અભયપત્ર મિત્રગુપ્તને મળેલું ન જ હોવું જોઇએ એમ જગતપ્રસાદનું માનવું હતું. તેણે મિત્રગુપ્તને પૂછ્યું: "આરોપી! આ અભયપત્ર તારૂં છે એમ તું શા કારણથી કહે છે?"

"પ્રથમ હું આપને પૂછું છું કે હું અંદર આવ્યો ત્યારે પ્રથમ દૃષ્ટિએજ આ કાગળ મારો છે એમ મેં જાણી લીધું હતું કે નહિ?" મિત્રગુપ્ત બોલ્યો.

"એક એકને મળતા કાગળો ઘણા હોય છે, એટલે આ કાગળ તને તારા પોતાના કાગળ જેવો લાગ્યો હોય એ બનવાજોગ છે!" જગતપ્રસાદ બોલ્યો.

મિત્રગુપ્તે કહ્યું: "વારૂ, આ કાગળ તમારા હાથમાં આવ્યા પછી તેની અંદરનો મજકુર મેં વાંચ્યો નથી કિંવા સાંભળ્યો નથી એ આપ જાણો છો. તેમ છતાં પણ એ કાગળ વાંચ્યા સિવાય જ તેની અંદર શું છે તે હું અક્ષરશઃ જણાવું છું." એમ કહીને પંચની આજ્ઞાની પણ રાહ નહિ જોતાં તેણે કાગળની અંદરનો મજકુર કહેવા માંડયો. એ સાંભળીને દરેકને આશ્ચર્ય થયું.

ત્યારપછી જગતપ્રસાદે પૂછ્યું: "પરંતુ આ અભયપત્ર તને કેવી રીતે મળ્યું તે જણાવ."

આ વખતે જગતપ્રસાદને એમ લાગતું હતું કે મિત્રગુપ્ત પોતાના પ્રશ્નના ઉત્તરમાં કશો ખોટો જવાબ આપશે. એટલે પછી તેનું

અસત્ય કથન તેના મુખે જ કબૂલ કરાવી શકાશે. પરંતુ મિત્રગુપ્તે જરા પણ ગભરાટ કે ઉતાવળ કર્યા સિવાય શાંતપણે અને ધીમે ધીમે નીચે દર્શાવેલી હકીકત કહેવા માંડી. અલબત્ત, એ સાંભળીને જગતપ્રસાદના આશ્ચર્યનો પાર રહ્યો નહિ.

મિત્રગુપ્તે જણાવ્યું: "કોઈ યોગાયોગથી વસંત-મંદિરમાં બંડખોર લોકો એકઠા થાય છે એવું મારા જાણવામાં આવ્યું હતું. એટલે એ બાબતથી મારો લાભ સાધી લેવાના હેતુથી મેં રાજમહેલમાં જઇને રાણી સરકારની મુલાકાત લીધી અને આ અભયપત્ર સંપાદન કર્યું. પછી તેમના અંગરક્ષક સૈનિકોને લઇને હું વસંત-મંદિરમાં ગયો અને ત્યાં સત્યવર્માને પકડાવી આપ્યો!"

"કોને? સત્યવર્માને?" પ્રદ્યુમ્નરાય ચમક્યો અને વચ્ચે બોલ્યો.

"પરંતુ એ વખતે હું ઘાયલ થયેલો હોવાથી લક્ષ્મીધનના હાથમાં પડયો હતો." મિત્રગુપ્ત આગળ કહેવા લાગ્યો: "તેણે તથા તેના નોકરોએ લુચ્ચાઈ કરીને ગુપ્ત રીતે મારી પાસેથી મારૂં અભયપત્ર લઈ લીધું. લક્ષ્મીધન અને કામસેનને ઘણા દિવસથી સંબંધ છે, એવું જેમના જાણવામાં હશે તેઓ આ અભયપત્ર કામસેનના હાથમાં કેવી રીતે આવ્યું તેની ખરી કલ્પના કરી શકશે."

સ્હેજ પણ સંકોચ સિવાય મિત્રગુપ્તે જણાવેલી આ હકીકતમાં અસત્યનો લેશ પણ અંશ નહતો, એટલે પંચે તેને અનેક ઉલટાસુલટા પ્રશ્નો કર્યા તોપણ એ હકીકતમાં રશીભે ફેર પડયો નહિ. માત્ર એટલું નિષ્પન્ન થયું કે જે દિવસે ક્ષીરસાગર વિલાસપુર જઈ પહોંચ્યો હતો તે જ દિવસે સત્યવર્માને પકડવામાં આવ્યો હતો, અને તે જ દિવસે લક્ષ્મીધને આ અભયપત્ર કાઢી લીધું હતું. તે જ રાત્રીએ

ક્ષીરસાગર વિલાસપુરથી નિકળ્યો હતો. તે જ્યારે ગઇ કાલે સંધ્યાકાળે અહીં પહોંચી ગયો છે, ત્યારે લક્ષ્મીધને અભયપત્ર લઇને મોકલેલો દૂત પણ ક્ષીરસાગરની સાથે જ અહીં આવી પહોંચ્યો હોય એ અસંભવિત નથી. અર્થાત્ એથી મિત્રગુપ્તના કથનને વિશેષ ટેકો મળ્યો.

પોતાનું ભાષણ તમામને વાજબી લાગેલું જોઇને મિત્રગુપ્ત આગળ બોલવા લાગ્યો: "કદાચિત્ આ અભયપત્ર અન્ય માર્ગેથી પણ અહીં આવવાનો સંભવ છે. ગઈ કાલે જે એક સ્ત્રીને ભાંગેલી નૌકામાંથી હું કિનારાપર લાવ્યો હતો તે પણ કદાચ એ અભયપત્ર પોતાની સાથે લાવી હશે."

પ્રદ્યુમ્નરાયનો પક્ષ કરનાર પંચ બોલ્યો: "જગતપ્રસાદ! જો એ સ્ત્રીને આપ અહીં સાક્ષી તરીકે હાજર કરો તો વધારે સારૂં." તે ધીમેથી પ્રદ્યુમ્નરાય માત્ર સાંભળે તેમ બોલવા લાગ્યો. "તમે બિલકુલ ચિંતા કરશો નહિ. તેને ઉલટસુલટ પ્રશ્નો કરીને હું તેના હાજાં જ ગગડાવી દઇશ!"

આ વખતે જગતપ્રસાદની સ્થિતિ અત્યંત ચમત્કારિક બની ગઈ હતી. પ્રથમતઃ તેને એમ લાગતું હતું કે ઇન્દિરાવતીને જો સાક્ષી તરીકે બોલાવવામાં આવે તો તેની જુબાનીથી મિત્રગુપ્તના ઉપર ચાંચીયાપણાનો આરોપ સહજમાં સિદ્ધ કરી શકાશે, એટલે તેણે થોડા સમય પહેલાં માતાપર ચીઠી લખીને કોઈ પણ પ્રકારે ડોળીમાં બેસારીને પણ ઇન્દિરાવતીને કચેરીમાં મોકલી આપવાની સુચના કરી હતી. પરંતુ અત્યારે બધી બાજી ઉલટાઈ ગઈ હોવાથી હવે તે કચેરીપર ન આવે તો સારૂં એવું તેના મનને થતું હતું. જો શક્ય હોત

તો તેણે પુનઃ સંદેશો મોકલીને તેને અહીં આવવા દીધી ન હોત. પરંતુ તેનું નામ નિકળ્યું તે જ વખતે પાછલી બાજુનું દ્વાર ખૂલ્યું અને ઇન્દિરાવતી ત્યાં આવી. કચેરી જગતપ્રસાદના મકાનની નજીકમાં જ હતી એ અમે જણાવી ગયા છીએ. કચેરી ઉપર જેઓ એકત્ર થયા હતા તેઓ અવારનવાર જગતપ્રસાદના મકાન ઉપર પણ આવતા જતા હોવાથી ઇન્દિરાવતીની સાથે જગતપ્રસાદની માતા જ્ઞાનવતી પણ આવી હતી. ઇન્દિરાવતી કચેરીના આગલા ભાગમાં આવી અને જ્ઞાનવતી પાછલા દરવાજાની આડે ઉભી રહી. ઇન્દિરાવતીનું વદન ફીકકું પડી ગયું હતું, તથાપિ તેથી તેના સૌંદર્યમાં ઘટાડો થયો નહતો. તેનું અકૃત્રિમ અને પરિપૂર્ણ સૌંદર્ય જોઈને કચેરી માંહેના મનુષ્યોને આશ્ચર્ય થયું. તેની ગંભીર અને નિષ્કપટ મુદ્રા જોઈને આવા પ્રકારની કુમારિકાને પોતે પોતાના આખા જન્મારામાં જોઈ નથી એમ પ્રદ્યુમ્નરાયને લાગ્યું.

તેનું આ સૌંદર્ય જોઈને પ્રદ્યુમ્નરાય અને તેના પક્ષકાર પંચને એક પ્રકારની ચિંતા થઇ હતી. તેના સૌંદર્યથી મુગ્ધ બનીને કદાચિત્ બાકીનું પંચ તેનું કથન ખરૂં માનશે એવો ભય તેમને ઉત્પન્ન થયો હતો. ઇન્દિરાવતી આગળ આવી એટલે જગતપ્રસાદ બોલ્યો: "બ્રિલાસપુરના નગરશેઠ લક્ષ્મીધનની ઇન્દિરાવતી નામની જે કન્યા છે તે આ પોતેજ. લક્ષ્મીધનનું નામ હમણાંજ આપના કાન ઉપર પડ્યું છે."

"તો પછી આને આ અભયપત્ર કેવી રીતે મળ્યું તે ખરેખરૂં જણાવવાને કહો." પ્રદ્યુમ્નરાય અને તેના પક્ષકાર પંચે કહ્યું.

"એક શ્રીમંત ગૃહસ્થની કુમારિકાને આવો ભળતો પ્રશ્ન એકદમ કરવો તે યોગ્ય નહિ," જગતપ્રસાદ બોલ્યો: "ધીમે ધીમે એ

પછી એક પ્રશ્ન કરવામાં આવે તો સારૂં."

પેલો પંચ બોલ્યો: "અમે ન્યાયના કામમાં ન્હાના મોટાનો ભેદ રાખતા નથી." આ વખતે ઇન્દિરાવતીને ગભરાઈ ગયેલી જોઇને એ તેના તરફ કરડી નજર કરીને બોલ્યો: "ઇન્દિરાવતી! આ અભયપત્રના સંબંધમાં તમામ કારસ્થાન અમારા જાણવામાં આવી ચૂક્યું છે. માટે તું જે ખરેખરી હકીકત હોય તે જ કહી દેજે!"

ઇન્દિરાવતીએ થોડા સમય વિચાર કર્યો. જેણે પોતાના ઉપર ઉપકાર કર્યો હતો તે જગતપ્રસાદ ઉપર કશો પણ દોષ આવવા ન દેવા એવો તેણે પોતાના મનમાં નિશ્ચય કરી લીધો. તે શાંતપણે બોલી: "મહારાજ! આ કામમાં હું એકલી જ દોષિત છું. મેં પોતે એ અભયપત્ર કામસેન તરફ મોકલ્યું હતું."

તેનો એ પ્રશ્ન સાંભળતાં જ પ્રદ્યુમ્નરાય અને પેલો પંચ એક બીજા તરફ આનંદપૂર્ણ દૃષ્ટિથી જોવા લાગ્યા. સરપંચ અને બીજા પંચોને એવું લાગ્યું ખરૂં કે જોકે ઇન્દિરાવતી તમામ દોષ પોતાના ઉપર લે છે તોપણ આમાં જગતપ્રસાદનો હાથ હોવો જોઇએ! પોતે જે અભયપત્રના આધારે ગૃહત્યાગ કરવાનું સાહસ કર્યું હતું એ અભયપત્રની આવી અવસ્થા થવાથી ઇન્દિરાવતીની ધીરજ ખૂટી ગઇ. નિરાશાથી તે રડી પડી અને અશ્રુનાં બે-ત્રણ બિન્દુ તેના ફીક્કા કપાલપ્રદેશપર ચમકવા લાગ્યાં.

જગતપ્રસાદ પોતાને બચાવી લેવાને માટે મનમાં ને મનમાં ઇન્દિરાવતીને ધન્યવાદ આપવા લાગ્યો. મિત્રગુપ્તનું હૃદય આનંદથી છલકાઈ રહ્યું હતું.

પ્રિય વાચક ! હવે કામસેનને દેહાન્ત શિક્ષા થઈ કે બીજી રીતે અકલ્પિત સહાયથી તેની મુક્તિ થઇ, સત્યવર્મા અને માલતી કેદ પકડાયાં હતાં તેમનું શું થયું, રેણુકાને દિવાની બનાવવાના કાર્યમાં રાણીને ફતેહ મળી કે નહિ, અને રાણીનો ગુપ્ત ભેદ શો હતો તથા માલતીના પદકને તેની સાથે શો સંબંધ હતો, ઇત્યાદિ ચમત્કારપૂર્ણ પ્રસંગ દ્વિતીય ભાગમાં પ્રકટ થાય છે. .



અદ્ભુત રસાત્મક નવલકથા

# વિચિત્ર જગત્.

## ભાગ ૨ જો.

( લેખક—ચંદુલાલ જેઠાલાલ વ્યાસ. )

આ બીજા ભાગમાં પ્રથમ ભાગ કરતાં પણ વધારે આકર્ષક અને ચમત્કારિક ભાગ આવે છે. પેલા બે સરદાર બંધુ કામસેનને રાણીની મુદ્રિકાની મદદથી છોડાવે છે. બાદ રાણીના સૈનિકો આવી પહોંચતાં તેઓ બંને ત્યાંથી પલાયન થઇ જાય છે. માર્ગમાં અનેક મુશ્કેલીઓ પસાર કરતા છેવટે તેઓ રાજધાનીમાં પહોંચે છે. એક વીર સરદારની મદદથી કામસેન રાણીનું ગુપ્ત રહસ્ય મેળવે છે અને શ્રીનગરમાં જઇને ત્યાં રાણીની એક ઓળખીતી મંદાકિનીબાઇને તુરંગમાંથી મુક્ત કરાવી તેને રાણી પાસે લાવી તેની મદદથી રાણીને ઠેકાણે લાવે છે. છેવટે જેમના વિરૂદ્ધ રાણીએ કડક ફરમાનો કાઢયાં હતાં તેમને ક્ષમા મળે છે. રેણુકાબાઇ વૈદ્યના સપાટામાંથી મુક્ત થાય છે. કામસેન અને ઇન્દિરાનાં લગ્ન થાય છે અને રાણીને માલતી સાથે અત્યંત નજીકનો સંબંધ હોવાનો ભેદ ખુલે છે. બીજો ભાગ એટલો રસિક અને હૃદયભેદક છે કે તે વાંચતાં કોઇ પણ વાચકનું હૃદય પીગળ્યા સિવાય રહેતું નથી. પાકું સોનેરી પુંઠું, ઉંચા ગ્લેઝડ કાગળ, દળદાર કદ, સુંદર છપાઇ, પૃષ્ટ સંખ્યા ૪૨૫. મૂલ્ય માત્ર રૂ. ૩.

રસિક નવલકથામાળાના ગ્રાહકોને પોણી કીમતે. રજીસ્ટર અને પોસ્ટેજ ખર્ચ માફ. તુરત લખોઃ—

પુંજાલાલ ભગવાન પારેખ.

વઢવાણ સીટી